# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

## ભાગ ૧ લો.




લેખક.

**ઉદયચંદ લાલચંદ પંડિત.**

અધિપતિ "વાર્તા વારિધિ" માસિક પત્ર.

અમદાવાદ





પ્રકાશક

**હરિભાઈ દલપતરામ પટેલ.**

શાહપુર—અમદાવાદ.





સોલ એજન્ટ

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮

કિમ્મત રૂ ૧-૮-૦.

અજબ ઢંગો નવિન રંગો ભરેલા ભેદ છે આમાં,
ભયંકરતા ભરી પૂરી અરે! સંસાર-શેત્રંજમાં!
હૃદય ડોલાવનારા બહુ પ્રસંગો આવશે આમાં,
થશો ગુલતાન ગિરાદર! સૌ સદા સંસાર-શેત્રંજમાં!
વિવિધ ઉપદેશની સાથે મનોહરતા ભરી આમાં,
રિઝાશે ચિત્ત જગજનનાં સદા સંસાર-શેત્રંજમાં!
ભલી કરણી ખરી જાણો રૂડી તે સ્વર્ગ નિસરણી,
પ્રભુને હૃદયથી વ્હાલી ખરે સત્કૃત્યની કરણી!

અમદાવાદ શાહપુર વનમાળીવાંકાની પોળમાં હરિભાઈ
દલપતરામે પોતાના "સૂર્યોદય" પ્રેસમાં છાપી.

# નમ્ર નિવેદન.

સરસ લેખમાં હોય છે વિધ વિધના વિચાર,
વાંચકની ધીશક્તિ પર રહે બોધ આધાર.

વ્હાલા વાંચક !

આ નવલકથાની પ્રસ્તાવના તરીકે અમારે જે કાંઈપણ નિવેદન કરવાનું છે તે અમે આ નવલકથાના અન્તિમ ભાગમાં સવિસ્તર વિવેચન કરીશું. પરંતુ પ્રસ્તુત પુસ્તકના સંબંધમાં અહીં તો એટલુંજ જણાવવાની રજા લઈએ છીએ કે—આપણા આર્યોના પરમપવિત્ર ધર્મશાસ્ત્ર તરીકે પૂજ્ય મનાતા—અને યદુનંદન સચ્ચિદાનંદ આનંદઘન પરમાત્મ સ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ પ્રરૂપેલા—શ્રીમદ્ભગવદ્ગીતાના સોળમાં અધ્યાય* ઉપરજ આ નવલકથાનો મુખ્ય—મૂળ પાયો રચાયો છે, તેમાં પણ વિશેષે કરીને આની રચના તેમાંના નીચે જણાવેલા શ્લોક ઉપરજ આધાર રાખે છે તે:—

**अनेक चित्त विभ्रांता मोहजाल समावृताः**
**प्रासक्ता काम योगेषु पतन्ति नरके शुचौ.**

અર્થઃ—અજ્ઞાનથી મોહિત થઇને ચિત્તના અનેક વિચારોથી ભ્રમિત થએલા, મોહની માયાજાળમાં ફસાયેલા અને કામ તેમજ ભોગમાં આસક્ત થએલા નિશ્ચયે કરી નરકગામિ થાય છે—નરકમાં જઈ પડે છે. અત્યારે તો નમ્રનિવેદન તરીકે આટલુંજ જણાવી વિરામીએ છીએ.

| | |
|---|---|
| અક્ષય તૃતિયા<br>૧૯૭૪<br>અમદાવાદ. | લી.<br><br>ઉદયચંદ લાલચંદ પંડિત. |

* દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિ નામક અધ્યાય.

# કરણી પાર ઉતરણી.

## ( પદ. )

કરણી પાર—ઉતરણી મનવા ! કરણી પાર ઉતરણી.
કરણી મોક્ષમંદિરને[1] મળવા, પૂલ, નાવ,[2] નિસરણી. મનવા ! ૧
મુક્તિ મ્હેલ સમુદ્ર–ઉદરમાં,[3] ઉંચી અહુજ ઉભરણી. „ ૨
જળ તોફાની, વાવાઝોડાં, શું કહું ગતિ સાગરની. „ ૩
પૂલ પતંગ પાંખથી નાજુક, ફિકર અધીક સફરની. „ ૪
ગજ[4] મોજાં ને ગાજવીજ જ્યાં, ગજા શી રહે દાદરની. „ ૫
રાત અંધારી તો પણ અહીં તહીં, ચટક પડે ચાંદરણી. „ ૬
શો દારૂણ દેખાવ ! હાય ! છાતી ફાટે પત્થરની. „ ૭
વિષભર્યા દવ સાગરવચ્ચે, શી શક્તિ મચ્છરની ? „ ૮
ક્ષણભંગુર સાગર મધ્યે આ ક્ષણ તારી આખરની. „ ૯
સમજ માનવી ! જીંદગી એવી શુદ્ધ ઉદ્દેશ વગરની. „ ૧૦
કેમ તરે ભવસાગર ભોળા ! મૂક્યા પછી આ ધરણી ? „ ૧૧
માગી લે ઇશ્વર માયા ઝટ, સતત તે અમૃત ઝરણી. „ ૧૨
શુદ્ધ ઉદ્દેશ ને શ્રદ્ધા નહીં ત્યાં સ્થિતિ શી નારીનરની. „ ૧૩
કરણીની બલિહારી અહીં એ નિજ અનુભવથી વરણી. „ ૧૪

**સ્વ. બે. મે. મલબારીનાં કાવ્યરત્નોમાંથી.**

---

૧ મોક્ષ=મુક્તિ, જીવનો છુટકો થાય તે. ૨ મછવો. ૩ પેટ. ૪ હાથી જેવાં.

સામાજિક નવલકથાઓની મહારાણી !

ગુર્જરી

# મુંબાઇની શેઠાણી.

સચિત્ર ! તૈયાર છે ! સચિત્ર !

એક સાદી સાંસારિક બાબતને કુશળ સાક્ષર ગ્રંથકારે કેવી નિપુણતાથી, વિવિધ રસથી, ચમત્કારોથી તેમજ જ્ઞાનથી અપૂર્વ બનાવી છે તેની ખાત્રી કરવા અવશ્ય '**ગુર્જરી**' વાંચો અને 'વાહ વાહ' શબ્દો ઉચ્ચારો. અમે ખાત્રીથી કહીએ છીએ કે તેને એક વખત વાંચવા હાથમાં લીધી કે પૂરી કર્યા સિવાય વાંચકને ખાવું પીવું કાંઇ ગમતુંજ નથી. મનહર **ચિત્રો** સાથે સોનેરી પાકું પુઠું છતાં **કીંમત** રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

---

તૈયાર છે ! તાકીદે મંગાવો.

રસિક નવલકથા

# કુસુમકુમારી.

સારા ગ્લેજ કાગળ, સુંદર છાપ અને સોનેરી પાકું પુઠું હોવા છતાં **કીંમત** માત્ર રૂ. ૧-૦-૦. પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—**અમદાવાદ.**

# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

## પ્રકરણ ૧ લું.

### કારાગૃહ.

"ચૈતન્ય, ચૈતન્ય ! તારી આ કેવી શોચનીય દશા ! ક્યાં વિદ્યાભ્યયનનો આનંદદાયક સુખી સહવાસ અને ક્યાં આ દુઃખદાયક કારાગૃહનો નિવાસ ! હું ક્યાંથી ક્યાં આવી પડયો ! ઓ જગન્નિયંતા ! દયાળુ પરમાત્મા ! આ તે તારો કેવો ન્યાય ? તારી કુદરતના સ્વાભાવિક નિયમને આધીન થતાં શું આવી અધમસ્થિતિવાળા કઠિન અને કંટકપૂર્ણ કષ્ટમય કારાગૃહમાં નિવાસ કરવો પડે છે ?"

"ઓ કૃપાળુ દેવ ! તારી પોતાની પ્રેરણાથી અથવા આસુરી સામર્થ્યના યોગે જો મને કોઈ અલૌકિક–અદ્વિતીય શક્તિ પ્રાપ્ત થશે તો કેટલું સારૂં થશે ? મારી મોહક અને મધુરતા પૂર્ણ પ્રાણપ્રિય પત્નીનો એક ઘડીભરનો સુખમય સમાગમ પ્રાપ્ત કરવા માટે અને મારા શત્રુ પાસેથી વૈરનો બદલો લેવા માટે જો મને અક્ષય નરકાગાર પ્રાપ્ત થશે તો તે હું ઘણા આનંદથી, સુખથી અને ઉમંગથી સ્વીકારી લઈશ ?"

ઉપરના ઉદ્‌ગારો કાઢતો એક કેદી કારાગૃહમાં આમથી તેમ ફર્યા કરતો હતો. આખરે તે એક સ્થાનપર બેઠો. વ્હાલા વાંચકો! તેના અધિક પરિચય માટે આપણે બીજી તરફ વળીએ.

તરતમાંજ પ્રાતઃકાળનો સમય થયો હતો. થોડા વખતમાં ઉદયાચળ ઉપર આવવા ઉત્સુક થયેલા સવિતાપતિ સૂર્યનારાયણનાં ઝાંખાં પણ સુવર્ણમય કીરણો વડે ઉંચા ઉંચા વૃક્ષોનાં અને કાંચનપુર નામક નગરના પ્રાસાદોનાં-મસ્તકો દેખાવા લાગ્યાં હતાં.

કાંચનપુર નામના આ પ્રાચીન નગરની પૂર્વ તરફ-નિર્મળ જળથી સુશોભિત અને પરિપૂર્ણ-નદી વહેતી હતી. પશ્ચિમ દિશા તરફ એક મોટું જંગલ હતું અને તેમાં દેવદારનાં વૃક્ષો ખૂબ હતાં. દક્ષિણ દિશા તરફ ફળદ્રુપ જમીન હોઇ તે તરફનાં ખેતરોમાં અનેક પ્રકારનાં ધાન્યો કાપણી માટે તૈયાર થયાં હતાં.

સૂર્યોદયનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ કાંચનપુરની શોભા અધિકાધિક સ્પષ્ટ દેખાવા લાગી. દેવાલયોનાં ઉંચાં શિખરો અને દૂર્ગ આદિક નગર પ્રદેશ ઉત્તરોત્તર સ્પષ્ટ દેખવા લાગ્યાં; છતાં પણ પશ્ચિમ દિશા તરફ આવેલા કારાગૃહમાં હજુ પણ અંધકારનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. તે ભયંકર કારાગૃહની એક કોટડીમાં એક યુવાન વિદ્યાર્થી ઉભો હતો. તે કોટડીમાંની એક બારી ઉઘાડી તે ખિન્ન મુદ્રાથી ક્ષણે ક્ષણે વધતા જતા પ્રકાશ તરફ જોતો હતો. જાણે કે આજનું પ્રાતઃકાળ તેના આયુષ્યમાં મહત્ત્વનું હોય, એ તેની મુખમુદ્રા ઉપરનાં નાના પ્રકારનાં ચિહ્નો પરથી જણાતું હતું. આ યુવક એજ ભયાનક કારાગૃહમાં છ મહિનાથી પરતંત્રતાની મહાન્ મુશીબતો ભોગવતો હતો.

આ છ મહિનાનાં પ્રત્યેક-પ્રહર-અને ઘટિકાઓ જેમ જેમ વ્યતીત થતાં જતાં હતાં તેમ તેમ તે યુવકનાં અંતરની નિરાશા પણ

વધુને વધુ પ્રબળ થતી જતી હતી. કારાગૃહમાં પ્રવેશ કરતી વખતે આ યુવકના હૃદયમાં અનેક પ્રકારની આશાજનક કલ્પનાઓ પ્રકટી હતી, પરંતુ તે પછી છ મહિનાની મુદત વીતી ગયા છતાં એક પણ કલ્પના કે મનોરથ સફળ ન થવાથી અત્યારે તે તદ્દન નિરાશ થઈ ગયો હતો. અમુક કાર્ય કરવાથી આ કારાગૃહમાંથી પોતાની મુક્તતા થશે, એવો મનોરથ હવે તેના અંતઃકરણને સ્પર્શ પણ કરતો નહોતો. ટુંકામાં તે સર્વથા હતાશ–નિરાશ થયો હતો.

મધ્યરાત્રિને સમયે, જ્યાં જોઈએ ત્યાં અંધકારને અંધકારજ જણાય છે. એવા સમયમાં પણ નિરાશાને લીધે તેના હૃદયમાં ભયંકર કલ્પનાઓ ઉત્પન્ન થતી હતી અને તે કલ્પનાઓનું ભયાનક દ્રશ્ય તેની માનસિક દ્રષ્ટિ સન્મુખ ખડું થતું. તે સમયે તેના મનમાં એમ થતું કે, ચર્મચક્ષુ બંધ કરવાથી ભયાનક દ્રશ્ય દેખાશે નહિ, એવા વિચારથી તે પોતાની આંખો મિંચી લેતો. શરીરના સ્વભાવિક ધર્મ પ્રમાણે તેને નિદ્રા આવતી હતી, એ ખરૂં છે; પરંતુ તેટલામાંજ તે ભયાનક સ્વપ્ન જોઈ ફરી ફરીને ચમકી ઉઠતો અને નિદ્રા ઉડી જતી. ગઈ રાત્રે તેને તેવીજ જાતનું ભયંકર સ્વપ્ન આવવાથી તે જાગૃત થયો હતો. તેનું અંતઃકરણ અતિશય ખિન્ન થયું હતું. તે ખિન્નતા દૂર કરવા માટે અને પ્રાતઃકાળના સૃષ્ટિ સૌંદર્યને જોઇ કંઇક ઉત્સાહ આવે એટલા માટે તે કારાગૃહની એક બારી ઉઘાડી બહાર જોતો ઉભો હતો.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે તેમ છે કે તે તરૂણને કારાગૃહમાં કયા અપરાધને લીધે નાંખવામાં આવ્યો હતો ? જવાબમાં એજ કે તે એક યુવતિ ઉપર મોહિત થયો હતો એટલુંજ નહિ પણ હજુ સુધી તે યુવતિ ઉપર તેનો પ્રેમ નિશ્ચળ હતો. એજ તેનો અપરાધ !

તે કષ્ટમય કારાગૃહમાં પણ **મધુરીની** સ્મિતહાસ્ય યુક્ત મનમોહક કલ્પનામય મૂર્તિ તેની દ્રષ્ટિ સામે ઉભી રહી પોતાની મનહર મોહકતાથી કેટલેક અંશે તેના અંતઃકરણની અપાર આપત્તિને ઓછી કરતી હતી. જેવી રીતે અસીમ તોફાની મહાસાગરમાં કોઇ નૌકાવાહક ( નાખુદા ) પોતાની નૌકાને તોફાનમાંથી બચાવવા માટે આકાશમાંના એકાદ નક્ષત્રને જોઈ પોતાનું સુકાન ફેરવે છે, તેવીજ રીતે તે તરૂણ વિદ્યાર્થી પોતાની માની લીધેલી પરમ પવિત્ર પ્રિયતમાની પવિત્ર પ્રતિમા પોતાની દ્રષ્ટિ સમક્ષ રાખી કેદખાનાનાં કઠિન કષ્ટો સહન કરતો હતો. જેવો પ્રેમ તે તરૂણનો મધુરી ઉપર હતો તેવોજ તેના પર મધુરીનો પણ એકનિષ્ઠ અને સાચો પ્રેમ હતો. આ અમારી વાર્તાનો નાયક બહુજ ગરીબ અને વિદ્યાર્થી અવસ્થામાં હતો અને મધુરી એ કાંચનપુરના મહારાજાની એકની એક પ્રિય પુત્રી હોવા સાથે પોતાના પિતાની પાછળ સંપૂર્ણ વૈભવોની સ્વામિની થવાની હતી. પોતાના જેવા ઉચ્ચ અને મહાન્ પરાક્રમી—વૈભવશાલી—મહારાજાની કન્યા સાથે એક ગરીબ વિદ્યાર્થી પ્રેમ કરવા લાગ્યો, આ કાંચનપુરના મહારાજા ચંદ્રસેનની દ્રષ્ટિએ મહાન્ અક્ષમ્ય અપરાધ—તે વિદ્યાર્થીને હાથે થયો; એજ કારણથી તે દુરાગ્રહી રાજાએ તેના ઉપર નિરર્થક અને લુલા અપરાધો મૂકી તેને—બિચારાને—બંદિવાન બનાવ્યો હતો. ચંદ્રસેન જેવા સત્તાધારી રાજાએ આ કાર્ય વગર હરકતે—સત્તાના બળે—સિદ્ધ કર્યું. એ ઉપરાંત પોતાના ન્યાયાધીશની પાસે પણ તેને ભયંકર શિક્ષા કરાવવાની તેણે યોજના કરી રાખી હતી.

ખરી બિના આ પ્રમાણે હોવાથી સ્વભાવિક રીતે ઉદાર અને કોમળ અંતઃકરણવાળા તે વિદ્યાર્થીના મન ઉપર તે બંદિવાસનું પરિણામ ઘણુંજ વિપરીત થયું. સદાચરણ આચરવા છતાં—સત્પથ ઉપર ચાલવા છતાં—પોતાની ઉપર આવી ભયંકર આપત્તિ આવી, આ

વિચાર વારંવાર તેના મનમાં આવવાથી તેનું ચિત્ત બહુજ બહેકી ગયું અને તે કઠોર તેમજ તામસી બન્યું. પોતાને અન્યાય કરનાર રાજાનો તે તિરસ્કાર કરવા લાગ્યો. એજ તામસી ભાવનાને લીધે તે વારંવાર એમ કહેતો હતો કેઃ—

"ઇશ્વરી પ્રેરણાથી અથવા આસુરી માયાથી જો મને મહાન્ શક્તિ પ્રાપ્ત થશે તો કેટલું બધું ઉત્તમ થશે ! મારી મનમોહિનીની મૂર્તિના એક ઘડીના સમાગમ સુખને પ્રાપ્ત કરવા તથા મારા શત્રુ પાસેથી વૈરનો બદલો લેવા જો મને સદૈવ અસંખ્ય યાતનામય નરકાવાસ પ્રાપ્ત થશે, તો તે નરકાવાસ અને યાતનાઓ—આપત્તિઓ હું મારા અંતઃકરણના અતિશય આનંદ સાથે સહન કરીશ !" કેદખાનાનાં કઠિન કષ્ટો સહન કરી પોતાનું દુઃખ અસહ્ય થતાં ઉક્ત શબ્દોનો તેણે હજારવાર ઉચ્ચાર કર્યો હશે અને અત્યારે તે સૂર્યોદયની વાટ જોતો હતો છતાં પણ ઉક્ત વિચારો તેના હૃદયમાં ઘોળાતા હતા.

એટલામાં પોતાની કોટડી કોઇ ઉઘાડતો હોય એવો અવાજ તેને સંભળાયો. તેણે કોટડીના બારણા તરફ જોયું તો એક પહેરેગીર હાથમાં દીવો લઇ પોતાની તરફ આવતો જણાયો. પહેરેગીરના હાથમાંના દીપકના પ્રકાશમાં તે વિદ્યાર્થીનો ચહેરો સ્પષ્ટ દેખાયો. તેનો નૈસર્ગિક ગૌરવર્ણ, સ્યામ કમળને પણ લજ્જિત કરનાર નેત્રો, સરલ અને સુંદર—શુક ચંચુવત્ નાસિકા અને ભવ્ય ભાલપ્રદેશ ઉપરથી—જો કે તે આ સમયે આધિવ્યાધિથી પીડિત થયો હતો છતાં—તે આર્યભૂમિનો એક સુપુત્ર છે, એમ સ્પષ્ટ દ્રગ્ગોચર થતું હતું. પહેરેગીરને અંદર આવેલો જોતાંજ તે બોલ્યો—"ભાઇ ! આજે તું આટલો બધો વહેલો શા માટે આવ્યો ? સૂર્યનારાયણનો ઉદય થવાને હજુ ઘણી વાર છે. એથી જણાય છે કે તું પોતાના કૃત્ય માટે આજે વહેલો આવ્યો નથી. કદાચિત્ તું મારી મુક્તતા થયાના સમાચાર કહેવા તો

નથી આવ્યોને ? " આ વિચારથી તે વિદ્યાર્થીની મુખમુદ્રા ઉપર થોડી વારને માટે પ્રસન્નતા જણાઈ. તે ફરી બોલ્યો:—" હા, ઘણું કરીને હું આ કેદખાનામાંથી મુક્ત થયો, એ કહેવાને માટેજ તું આજે આટલો વહેલો આવ્યો હઈશ. કેમ ખરૂંને ? "

" ચૈતન્ય ! આ કઠોર કષ્ટોથી પરિપૂર્ણ દુઃખદાયક કારાગૃહ જેવા સ્થળમાં સુખ કે શાન્તિના સમાચાર કોઇ પણ સમયે સંભળાશે, તેમ તું માની શકે છે ? પરંતુ એ તો ખરૂં છે કે આજે તારી સમગ્ર આપત્તિઓનો અંત આવશે. "

પહેરેગીરના ઉકત ભાષણનો ખરો હેતુ તે યુવક વિદ્યાર્થીના ધ્યાનમાં ન આવવાથી તેની મુખમુદ્રા કંઇક પ્રફુલ્લિત દેખાવા લાગી. તે બોલ્યો:—" શું તું એ સત્ય કહે છે ? શું આજે મારાં સંકટોનો અંત આવશે ? હું આ કેદખાનામાંથી મુકત થઇશ ? કહે—બંધુ—સત્વર કહે ! "

" ઓ હતભાગી યુવક ! હું કંઈ તને તેવી ખબર કહેવા નથી આવ્યો. હવે થોડાજ સમય પછી તને ન્યાયાધીશ સન્મુખ લઇ જવાનો છે. માટે ન્યાયાધીશને તારે જે કંઈ કહેવું હોય તેની સારી રીતે તૈયારી કરી રાખ ! સૂર્યનો ઉદય થતાંજ અને તેનાં કિરણો આ કારાગૃહમાં પ્રવેશ કરતાંજ તરત તને અહીંથી લઇ જવા માટે ન્યાયાધીશના માણસો અહીં આવશે ! "

" એક રીતે જોતાં એ પણ ઠીક છે. મને ખાત્રી છે કે મારી તપાસ થતાં હું નિર્દોષ ઠરીશ અને આ દારૂણ દુઃખમાંથી મુક્ત થઇ શકીશ. "

" ભલા યુવક ! હજુ તું ભ્રમણામાંજ ભમે છે ! તને અત્યારે ગમે તે આશા હશે પણ તે આશા નિરાશામાં ફેરવાઇ જશે. તારા ઉપર કયો અપરાધ છે, તે તું જાણે છે ? "

"મહારાજા ચંદ્રસેનની પુત્રીને બલાત્કારે નસાડી જઇ તેની સાથે વિવાહ કરવો, એવો મેં ઘાટ ઘડયો હતો. એ અપરાધ મારી ઉપર છે; એવું મેં સાંભળ્યું છે. મારો પ્રેમ મધુરી ઉપર છે, એ વાત જો કે ખરી છે તોપણ રાજબાળાને બલાત્કારે તેના કુટુંબમાંથી નસાડી સંકટમાં સપડાવવી, એવો વિચાર કોઇ પણ કાળે મારી કલ્પનામાં અથવા સ્વપ્નમાં પણ આવ્યોજ નથી."

"એ બનવા જોગ છે, પણ ભલા માણસ! શું તું એ વાત નથી જાણતો કે જે વખતે રાજકુમારી મધુરીનો જન્મ થયો તેજ સમયે તેનો વિવાહ—એક રાજકુમાર સાથે—કરવાનો નિશ્ચય થયો હતો?" પહેરેગીરે પૂછયું.

"હા, મારા દુર્ભાગ્યે હું તે વાત જાણું છું. તો પણ હું અને મધુરી ગુરૂગૃહે હતાં ત્યારથી પરસ્પરમાં સ્નેહ બંધાયો. તેણે જે રાજકુમારનું મુખ પણ જોયું નથી તેના સંબંધમાં તેણીના ચિત્તમાં કોઇ પણ જાતની શુભાશુભ ભાવના ન હોવાથી તેણીનું ચિત્ત તે રાજકુમાર તરફ ન વળતાં તેણીએ પોતાનો પવિત્ર પ્રેમ મને અર્પણ કર્યો. એમાં કંઇ પણ નવાઇ નથી." ચૈતન્યે ખેદયુક્ત મુદ્રાથી કહ્યું.

"તો તો તારી આ કબૂલાતથીજ તારી ઉપર ગુન્હો સાબિત થાય છે."

"હું નથી સમજી શકતો કે, એમાં અપરાધ શું થયો? માનવી અંતઃકરણમાં પ્રેમ ઉત્પન્ન થાય એ વાત તો સ્વભાવિક છે—નિસર્ગસિદ્ધજ છે. ઉપરાંત જે પદાર્થનો બીજાં સાધનોથી નાશ કરી શકાય છે, તેવો પદાર્થ કંઈ પ્રેમ નથી."

"યુવક! આ તારૂં તત્વજ્ઞાન કદાચ ખરૂં પણ હોય; છતાં મહારાજાના ઉચ્ચ કુળમાંની કોઇ પણ સ્ત્રી તરફ—પછી ભલે તે પરણેલી હોય અથવા તેનો ફક્ત વિવાહ નિશ્ચયજ થયો હોય તેની તરફ—પ્રેમદ્રષ્ટિથી જોવું, આ એક મહાન્ અપરાધ છે અને તેને માટે દેહાન્ત-

દંડની શિક્ષા ફરમાવવામાં આવી છે. શું એ વાત તારા ધ્યાનમાં નથી ?"

" શું દેહાન્તદંડ ! ?"

પોતાની ઉપર મહાભારત સંકટ ઝઝુમે છે, એ વાત તેના ધ્યાનમાં આવતાંજ તે એકદમ ચાર ડગલાં પાછળ ખસી ગયો. થોડી વાર રહીને તે ફરી બોલ્યો—

" ખરેખર આ શિક્ષા ઘણીજ ભયંકર છે ! હું નથી માની શકતો કે માનવી બંધન ગમે તેટલું નિષ્ઠુર હોય—દયાહીન હોય—છતાં પણ આવી મહાન્ ભયંકર અને દુઃખદ શિક્ષા કરી શકે !"

" તને જે ભ્રમ થયો છે તે એજ ! મહારાજા ચંદ્રસેન જેવાની સાથે વૈર થયું છે, એજ સાધન તારા સર્વસ્વના નાશને માટે પૂરતું છે. તને કેદખાનામાં નાંખ્યો તે પહેલાંજ તને દેહાંતદંડની શિક્ષા કરવાનું નક્કી થયેલ છે. હજુ પણ આ વાત તારા ધ્યાનમાં કેમ નથી આવતી ?"

" એ તું શા ઉપરથી કહે છે ? તું બિચારો એક પહેરેગીર છે. જો ન્યાયાધીશના મનમાં અન્યાયજ કરવાનો હોય તો તે વાત તું શી રીતે જાણી શકે ? પ્રત્યક્ષ ન્યાયાધીશ ચાલી ચલાવીને તે વાત તારા કાનમાં કહેવા માટે તો નહિ આવ્યો હોય !"

" કદાચ તારી આ વાત સત્ય હોય તો પણ મારો ઘણા વર્ષનો અનુભવ મારાં નેત્રો સામે ઉભો છે. મને પણ પહેલાં દેહાન્તદંડની શિક્ષા થઈ હતી. હું પણ આ બંદિખાનામાંનો એક કેદીજ છું અને પ્રમાણિકપણાથી નોકરી કરવાની શરતે જીવતો રહ્યો છું."

" તને એવા કયા અપરાધને માટે દેહાન્તદંડની શિક્ષા થઇ હતી ?"

" તે ગુન્હો ગમે તે હોય તો પણ એ ખરૂં છે કે મને એક વખત દેહાંતદંડની શિક્ષા થઈ હતી !"

" આ એક શરત વિના પ્રાણ બચાવવાને માટે બીજો કોઈ ઉપાયજ નહોતો ? "

" છટ્, છટ્ ! બીજો યોગ્ય ઉપાય નહોતો. યોગ્ય ઉપાય નહોતો, એમ હું કહું છું તેનું કારણ બીજા એક ઉપાયથી હું મારી મુક્તતા કરી-લઈ શકત એટલુંજ નહિ પણ હું અનેક વૈભવોનો ભોક્તા પણ થઈ શકત ! તે ઉપાય કરવાનું એક વખત મારા મનમાં આવ્યું હતું પરંતુ સારાસારનો વિચાર કરતાં તે ઉપાયની યોજના કરવાનું મેં માંડી વાળ્યું તેમજ તે સંબંધના વિચારો પણ છોડી દીધા. "

---

## પ્રકરણ ૨ જું.

---

### કોટડીમાંનું અદ્ભુત રહસ્ય.

પહેરેગીરની વાત સાંભળી કોણ જાણે શા કારણથી ચૈતન્ય ધ્રુજવા લાગ્યો. તેણે પહેરેગીરને પૂછ્યું-" શું તે ઉપાય ભયંકર છે ? "

પહેરેગીરે પોતાના બન્ને હાથ વડે પોતાનું મ્હોં છુપાવ્યું. તે એકાદ ગભરાયેલા મનુષ્યની જેવા ઘોઘરા અને કંપિત સ્વરે બોલ્યો—

" નહિ, નહિ ! ચૈતન્ય, તું તેના સંબંધમાં મને કંઈ પણ પૂછીશ નહિ ! "

" શા માટે ? તું કોઈ પણ પ્રકારની ગુપ્ત વાત-અને તે પણ ભયંકર ગુપ્ત વાત-જાણે છે છતાં તે કહેવા માંગતો નથી, તો પણ તે વાત સાંભળવા મારા મનમાં અતિશય ઉત્કંઠા જાગૃત થાય છે. "

આ વખતે પહેરેગીરને લાગ્યું કે કોઇ પણ ભયંકર વ્યક્તિ પોતાની પાસે આવી છે, તેથી તેણે કોટડીમાં ચારે તરફ જોયું અને પછી તે બોલ્યો-" ભલા માણસ ! તે વાત હું તને કહીશ નહિ ! " પછી

તે ધીમા સ્વરથી બબડયો કે–" વિધાતાની કેવી વિચિત્ર લીલા છે કે આ કોટડી પણ તેજ છે ! "

" ભલા માણુસ ! તું એમ ન કર ! જો, મારી આ કોથળી તું લે ! આ સંસારમાં ફક્ત એ એકજ ચીજ મારી પોતાની માલેકીની છે. તારા કહેવા પ્રમાણે મારે માટે દેહાંતદંડની શિક્ષા નક્કી થયેલી છે, તે જો ખરૂં હોય તો મારી પ્રાર્થના તરફ ધ્યાન દે અને મારી આટલી અન્તિમ આશા પૂર્ણ કર ! "

તરતજ તે પહેરેગીર ચૈતન્યના હાથમાંની કોથળી પોતાના હાથમાં લઇ બોલ્યો–" દ્રવ્યની શક્તિ ખરેખર અલૌકિક છે. ધનલોભ મનુષ્ય પાસે ગમે તે કાર્ય કરાવી શકે છે. ચૈતન્ય ! દુ:ખના દરિયામાં ડુબી ગયેલા ભલા ચૈતન્ય ! તારી અન્તિમ ઇચ્છા છે, તો હું તે પૂર્ણ કરીશ ! સાંભળ ! "

" હું તને જે વાત કહેવાનો છું તે આ બંદીખાનાની બહારનો ત્રણું કરીને કોઇ પણ માણુસ નહિ જાણુતો હોય ! લગભગ બસો વર્ષ પહેલાં આ પ્રદેશમાં એક મહાન્ યોગી થઇ ગયો હતો. તેનું તમામ આયુષ્ય અનેક મંત્રોની સાધના કરવામાં વ્યતીત થયું હતું. તેને કોઈ કારણથી આ કેદખાનામાં રહેવાનો પ્રસંગ આવ્યો. તે યોગીએ મંત્ર-શાસ્ત્ર અને મંત્ર સામર્થ્યથી ભૂત–પિશાચ રાક્ષસ–બ્રહ્મરાક્ષસ–યક્ષ–કિન્નર આદિકને પોતાના વશમાં કરી લીધા હતા. તે યોગીને પણ આપણા જેવીજ દેહાંતદંડની શિક્ષા થઈ હતી. પરંતુ તે પોતાની અલૌકિક મંત્રશક્તિના પ્રભાવે આ કેદખાનામાંથી ન્હાસી છૂટયો હતો. તે સમયે તેણે મંત્રશક્તિના પ્રભાવે એક મહાન્ માયાવી પુરૂષ ઉત્પન્ન કર્યો હતો અને તેની સહાયતાથી તેણે કેદખાનામાંથી મુક્તિ મેળવી હતી ! જે મંત્રની શક્તિથી તેણે માયાવી પુરૂષ ઉત્પન્ન કર્યો હતો તે મંત્ર તેણે આ કોટડીમાંની પત્થરની ભીંત ઉપર કોતરી

રાખ્યો છે. સાંભળવા પ્રમાણે તે મંત્રને નષ્ટ કરવા માટે ઘણા મનુષ્યોએ ખૂબ પ્રયત્નો કર્યા હતા છતાં તેનું અસ્તિત્વ નષ્ટ થતું નથી. તે મંત્રના મહાન્ સામર્થ્યથી જે માયાવી પુરૂષ ઉત્પન્ન થાય છે, તેના કહેવા પ્રમાણે કરવાથી તે કેદીને કારાગૃહમાંથી મુક્ત કરે છે; એટલુંજ નહિ પણ તેના કહેવા પ્રમાણે કબુલાત આપવાથી આ લોકનાં સર્વે સુખો અને વૈભવો પણ તે પ્રાપ્ત કરાવી દે છે." એટલું કહી તેણે પોતાના હાથમાંનો દીપક ઉંચો કર્યો અને ભયભીત દ્રષ્ટિએ સામેની દિવાલ તરફ જોઇ બોલ્યો—"જો ! ચૈતન્ય જો ! ! પેલો તે મંત્ર હજુ પણ ત્યાં લખેલો દેખાય છે. તે તરફ જો ! શિવ, શિવ ! પ્રભુ ! રક્ષણ કરો ! બચાવો !"

ચૈતન્ય અતિશય જિજ્ઞાસાથી દિવાલ ઉપર કોતરેલા મંત્ર તરફ જોવા લાગ્યો. તેને પાછો ખેંચી પહેરેગીર બોલ્યો—"સબુર, સબુર ! તે મંત્ર વાંચીશ નહિ ! નહિ તો તે મહાન્ શક્તિવાળો માયાવી પુરૂષ તરતજ ઉત્પન્ન થઇ આપણને ખાઈ જશે અને આ અવની ઉપરના આપણા અસ્તિત્વનો નાશ કરી નાંખશે !" એટલું કહી તે પહેરેગીર તરતજ પાછો વળ્યો, તેથી તેના હાથમાંના દીપકનો પ્રકાશ એક તરફ થઇ જવાના સબબે તે મંત્ર દેખાતો બંધ થયો. પછી થોડી વારે પહેરેગીર બોલ્યો—"ઠીક, ત્યારે હું જાઉં છું ! ન્યાયાધીશની સામે તારે જે કંઇ કહેવાનું હોય તેનો સારી રીતે વિચાર કરી રાખજે ! હવે એક ઘડીકમાં ન્યાયાધીશના સિપાઇઓ તને લઈ જવા અહીં આવશે."

એટલું કહી તે પહેરેગીર દીવો લઇ કોટડીમાંથી બહાર નિકળી જવાથી કોટડીમાં અંધકાર થયો અને તરતજ ચૈતન્યનું ચિત્ત વિચારોની ઘટમાળમાં ગુંચવાવા લાગ્યું.

થોડા વખત પછી પુનઃ તેના હૃદયસાગરમાં વિચારના તરંગો ઉછળવા લાગ્યા. તે પોતાના મનની સાથેજ બોલવા લાગ્યો—"તે પહે-

રેગીરે આવા ભયંકર ઉપાયનો અનાદર કર્યો, એ બહુજ ઉત્તમ કર્યું."

"પરમાત્મા! મારા ઉપર દયા કરો—કૃપા કરો: મારા મનને આવી રીતે મોહાંધ ન થવા દ્યો." એટલું કહી તે ફરીને થોડીવાર ચુપ રહ્યો. ફરી પાછો બોલવા લાગ્યો—"પ્રિયે, મધુરી! તારા ઉપર મારો જે નિઃસીમ પ્રેમ છે, તે મારે હાથે કયું કાર્ય નહીં કરાવી શકે? હાય! હાય! આ ઘડીએ મારા મનની સ્થિતિમાં કેટલી બધી ચળવિચળ થયેલી છે! આ પહેરેગીરે અત્યારે જે વાત મને કહી તેજ વાત હજુ પણ મારા કાનમાં કોઇ કહેતું હોય તેમ લાગે છે. જો મેં તે વાત સાંભળીજ ન હોત તો બહુજ સારૂં થાત. હવે મારૂં હૃદય બે પ્રકારના વિચારોમાં ગુંચવાય છે. એક વખત એમ વિચાર થાય છે કે ગમે તે શરતે આ કારાગારમાંથી મારી મુક્તતા કરી લેવી અને બની શકે તેટલાં સાધનો વડે સુખના ઉપભોગમાં બાકી રહેલા આયુષ્યના દિવસો વ્યતીત કરવા. પરંતુ આ વિચાર હૃદયમાં આવી દૂર થઈ જાય તેટલામાં તો બીજોજ વિચાર આવવા માંડે છે. મરણ પછી થનાર દુર્ગતિનું ભયંકર અને અમંગલ સ્વરૂપ મારી દ્રષ્ટિ સમક્ષ આવીને ઉભું રહે છે. નરકાવાસ—અઘોર યાતના—નહીં, નહીં જોઇએ! પણ જો મારો આવી રીતે અકાળે અંત થશે તો મધુરીને શું લાગશે? તેના પ્રેમી હૃદયની સ્થિતિ કેવી શોચનીય થશે? મધુરી જેવી સુશીલ, સરળ અને સદ્ગુણની પ્રતિમા સ્વરૂપ સુંદરીને મારા મરણથી કેટલું બધું દુઃખ થશે? અહાહા, પ્રિયે! તારી મનમોહક રમણીય મૂર્તિ મારી દ્રષ્ટિ સમક્ષ ઉભી રહી, એટલે મને પ્રત્યક્ષ સ્વર્ગ સુખનો ભાસ થાય છે."

"અરેરે! મનુષ્ય દ્રવ્યના મલીન મદથી કેટલો બધો મદોન્મત્ત થાય છે, તે તો જુઓ! હું ગરીબ હોવાથી મેં મધુરીને પ્રેમપૂર્વક ચાહી તે મારો એક અઘોર અપરાધ થયો અને તેને માટે મને દેહા-

-તદંડની શિક્ષા ? કેવી આશ્ચર્ય પામવા જેવી વાત ! અને તેણે જેને આખા જન્મારામાં કોઇ પણ દિવસે જોયેલ નથી, કે તે કાળો છે કે ગોરો છે કે કેવો છે, તે જાણેલ નથી તેની સાથે તેનો લગ્ન સંબંધ !? જો હું જીવતોજ રહીશ તો આ અન્યાયનો બદલો લીધા વિના કોઈ પણ કાળે રહી શકીશ નહીં ! બસ, હવે મારો વિચાર નક્કી થઇ ચૂકયો. પ્રિયે ! મધુરી ! તારી પ્રાપ્તિ માટે મને જો નરકાવાસનાં દારૂણ દુઃખો સહન કરવાં પડશે તો તે, હું સુખેથી, સંતોષથી અને સમાધાનથી સ્વીકારી લઇશ. પરંતુ તારા પિતાના અન્યાયના અગ્નિમાં હું કોઇ કાળે પણ બળીદાન રૂપે નહીં થાઉં તે નહીંજ થાઉં ! ”

એટલામાં ફરીને તે કોટડીનો દરવાજો ઉઘડયો અને હાથમાં દીવો લઇ એક સિપાઇ ત્યાં આવીને ઉભો રહ્યો. તે સિપાઇ બોલ્યો:—

“ ચૈતન્ય ! હું તને ન્યાયાધીશની સામે લઈ જવા માટે આવ્યો છું. ન્યાયાધીશ તારા અપરાધની ચોકસી અત્યારેજ કરનાર છે. ”

તે સાંભળી ચૈતન્ય કમકમ્યો અને બોલ્યો:—“ જરા થોભ ! ઓ ભલા માણસ ! જરા થોભી જા ! એક ઘડી મને મારી સ્થિતિનો વિચાર કરી લેવા દે ! ”

“ ઠીક છે. જેને હવે બે ચાર ઘડીજ આ દુનિયામાં રહેવાનું છે, તેની આ અંતિમ ઇચ્છા પૂર્ણ કરવા દેવા મારી ના નથી. ” તે સિપાઇએ સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું. તેણે પોતાના હાથમાંનો દીવો નીચે મૂકયો અને ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

ફરી એકાન્ત મળતાં ચૈતન્ય બોલ્યો:—“ હવે ફક્ત આ દુઃખી દુનિયામાં મારા આયુષ્યની બે ચાર ઘડીઓજ બાકી રહી છે. પહેલા પહેરેગીરે જે કંઈ કહ્યું હતું તે સત્યજ છે. ” તે ફરી જરા થોભ્યો. મનમાં તેણે કંઇક વિચાર કર્યો અને ફરી બબડયો:—“ છટ્, એમ તો નજ કરવું. આ ઘણુંજ ભયંકર અને દુઃખદાયક છે અને તે તો

આના કરતાં પણ અધિક દુઃખદાયક અને ભયંકર છે. ક્ષણિક સુખમાં મુગ્ધ થઇ-નહીં, નહીં! તે વિચારજ ન કરવો જોઇએ."

એટલામાં સિપાઈ અંદર આવ્યો અને બોલ્યોઃ—"ચૈતન્ય! જેટલો સમય તેં માગ્યો તેટલો મેં તને આપ્યો. હવે તું મારી સાથે ચાલ!"

"ભલા માણસ હજુ જરા થોભ! કૃપા કરી પુનઃ મને થોડો સમય આપ. દશ-વીશ પગને માટે થોભી જા. હું ઘણોજ ગભરાઇ ગયો છું. મારૂં ચિત્ત ઠેકાણે નથી. મને જરા સ્વસ્થ અને શાન્ત થવા દે પછી હું તારી સાથે આવું છું."

તે સિપાઇ ફરી પાછો ત્યાંથી ચાલ્યો ગયો. આ સમયે સૂર્યોદય થયો હતો અને તે કેદખાનાની કોટડીમાં થોડો થોડો પ્રકાશ પણ આવવા લાગ્યો હતો.

"બસ! હવે તો નક્કી વિચાર થઇ ચૂક્યો. આ યુવાવસ્થામાં મારે શા માટે મરવું જોઇએ? આખી જીંદગી સુખ અને વૈભવોમાં વ્યતીત થાય તેવું સાધન ચાલી ચલાવીને હાથમાં આવ્યું છે તો પછી તે સાધનનો મારે શા માટે ઉપયોગ ન કરવો જોઇએ? પ્રિયે મધુરી! મારી મનહર મધુરી! હું ઝટપટ તને મળવા માટે આવું છું. મારે માટે કોણ જાણે તને કેટલાંએ દુઃખો સહન કરવાં પડતાં હશે? હું અહીંથી છૂટો થતાંજ આપણી ઉપર સંકટોનો વરસાદ વરસાવનાર વ્યક્તિની પાસેથી બદલો લીધા વિના કદી પણ જંપીને બેસીશ નહિ. મારા ભાગ્યમાં શું છે, તે તો નક્કીજ થઈ ચૂક્યું છે. હવે હું સુખી થવા માટે પુરૂષાર્થ કરીશ. તારા પ્રેમની મધુરતાનો આસ્વાદ અને અનુભવ લેવા તેમજ તે દુષ્ટ પાસેથી બદલો લેવા હું જરૂર જીવતોજ રહીશ." એટલું કહી તેણે દીવો હાથમાં લીધો અને જે ભીંત ઉપર મંત્ર કોતરેલો હતો તેની સામેજ ઉભો રહ્યો કે જ્યાંથી તે મંત્ર

સારી રીતે વાંચી શકાય. આ સમયે તેની છાતી ધડકતી હતી, અંતરમાં અનેક જાતના વિચારોનું જબરૂ યુદ્ધ ચાલી રહ્યું હતું અને હૃદય સંતાપના પ્રબળ તાપથી તપતું હતું. એવી અવસ્થામાં તે ફરી બોલ્યોઃ–" નહીં, નહીં ! થોડી વાર પછી આવનાર મૃત્યુ ભલે અત્યારે આવે તો પણ મને હરકત નથી; પણ મરણ પછી તે ભયંકર નરકનો નિવાસ અને દુઃખદાયક યાતનાઓ મારે નં જોઇએ. અરેરે ! પણ વખત તો વીતતો જાય છે. કોઈના આવવાનો અવાજ પણ સંભળાય છે; તે સિપાઈજ આવતો હશે. હવે તેને જરા થોભી જવાનું કહીશ તો તે થોભશે ખરો કે ? નહિજ. હવે તે મને વધસ્તંભ પાસે લઈ જશે. હાક્ષરે નસીબ ! ! મારૂં આયુષ્ય હજુ પુરૂં બાવીસ વર્ષનું પણ થયું નથી એટલા થોડા સમયમાં અને તેમાં પણ યુવાવસ્થામાંજ મારે વગર મોતે અને વગર કારણે મરી જવું પડશે, એમજ ને ? ફરી તેનું મસ્તક ભમવા લાગ્યું. તેના મુખ ઉપર મૃત્યુની ભયંકર છાયા છવાઇ અને તેના આખા શરીરમાંથી પરસેવો ફૂટી નિકળ્યો. તરતજ તેણે પોતાના અંતઃકરણને કઠિન કર્યું. હવે તેની મુખમુદ્રા કઠોર દેખાવા લાગી અને તેણે શૂન્યદૃષ્ટિએ તે દિવાલ પરના શિલાલેખ (મંત્ર) તરફ જોયું.

## પ્રકરણ ૩ જું.

## માયાવીનું પ્રાકટ્ય અને તેની માયા.

આખરે ન ધારેલી ઘટના થઇ. જે ન બનવું જોઇએ તે બની ગયું ! ભવિષ્યના વિચારો કરતાં વર્તમાનના વિચારોનો વિજય થયો. ચૈતન્ય તે શિલાલેખ તરફ જોઈ બોલ્યો–" ધૈર્ય ધારણ કરી–કલેજું કઠિન કરી–એક વખત આ કાર્ય કર્યું કે બસ બેડો પાર ! મારી આ

દુઃખદાયક દશા તરતજ બદલાઈ જશે. મરણ પછી શું થશે, તેનો વિચાર પણ અત્યારે મારે શા માટે કરવો જોઇએ? જીવતો છું ત્યાં સુધી સુખ અને વૈભવો ભોગવી લઉં, પરલોકની વાત પછી થઈ પડશે; પણ પરલોક જોયો છે કોણે?

એમ કહી તેણે દીવો ઉંચો કર્યો અને શાન્ત ચિત્તે શિલા ઉપર કોતરેલો મંત્ર તે વાંચવા લાગ્યો. તે મંત્રના અન્તિમ શબ્દો મુખમાંથી નિકળતાંજ તે એકદમ પોતાની મેળેજ પાછળ ખસ્યો; તેના હાથમાંથી દીવો જમીન પર પડી ગયો અને એક માનવી રૂપ ધારણ કરેલ આકૃતિ તેના મુખ સન્મુખ આવી ઉભેલી તેણે જોઇ. તે આકૃતિમાં ભયંકરતા નહોતી છતાં પણ તેની મુખમુદ્રા ઉપર આનંદની કે સૌમ્યતાની છટા બિલકુલ દેખાતી નહોતી એટલુંજ નહિ પણ તે આકૃતિની મુખમુદ્રા ઉપર મૃત્યુની છટા અને ઉદ્વિગ્નતાનાં ચિહ્નો સ્પષ્ટપણે દેખાતાં હતાં. તે માયાવી પુરૂષની આસપાસ એક પ્રકારનું આશ્ચર્યજનક તેજ હોવાથી તે ઓરડીમાંની તમામ ચીજો સ્પષ્ટપણે દેખાતી હતી. તે માયાવી પુરૂષે કઠોરવાણીથી પ્રશ્ન કર્યો કે—" હે માનવ! બોલ, તેં મને શા માટે બોલાવ્યો?"

"આ ભયંકર આપત્તિમાંથી મારૂં રક્ષણ કરવા?" ચૈતન્યે ધૈર્યથી કહ્યું.

"બહુ સારૂ." એટલુંજ કહી તે માયાવીએ ચૈતન્યનો હાથ ઝાલ્યો અને તેના સાથે અંતરીક્ષમાં ઉડયો. જમીન ઉપરથી પગ ઉપડતાંજ ચૈતન્ય મૂર્છિત થયો.

તે જ્યારે સાવધ થયો ત્યારે પોતાના ઘરમાં ને પોતાનાજ ખાટલા ઉપર સૂતો હતો, એમ તેને માલમ પડયું. તેણે આંખો ઉઘાડી ચારે તરફ જોયું તો તે સમયે સારી રીતે સૂર્યનારાયણનો પ્રકાશ થયો હતો. પોતે પોતાના ઘરમાં છે, કારાગૃહમાંની કાળા પત્થરોની દઢ

દિવાલોને બદલે માટીની અને તે પણ ભાંગી તુટી દિવાલો આસપાસ છે. કારાગૃહમાંની ચટાઇને બદલે અત્યારે પોતે પોતાના ખાટલા ઉપર પડેલ છે અને પોતાનાં સદૈવનાં અધ્યયન કરવાનાં પુસ્તકો પોતાની આસપાસ પડેલાં છે. એ જોઇ તેના હૃદયનું ઘણું ખરૂં સમાધાન થયું. તે ખાટલા ઉપર ઉઠીને બેઠો અને થોડી વાર પછી બોલવા લાગ્યો કે:—" આ સ્વપ્ન તો નહીં હોય ? જો સ્વપ્નજ હોય તો તે કેટલું બધું ભયંકર છે ! આ સ્વપ્નને લીધે મારા અંતઃકરણમાં ભરાઇ ગયેલો કંપ હજુ પણ કાયમજ છે. આ બનેલો બનાવ ખરેખર સત્ય છે કે સ્વપ્ન છે ? તેનો હું પૂરેપૂરો વિચાર કરી લઉં. મને લાગે છે કે હું ૭ મહિનાથી એક ભયંકર કેદખાનામાં હતો. ત્યાં હું નિરાશા અને દુઃખમાં સમય વીતાવતો હતો. આખરે એક ભયંકર રીતે—નહીં, નહીં ! હવે મારે તેનું સ્મરણ પણ નજ કરવું ! આખરની વખતે ત્યાંથી મારો છુટકારો થયો. મને ન્યાયાધીશ પાસે લઇ જવા માટે હથિયારબંધ એક સિપાઈ આવ્યો અને મને દેહાન્તદંડની શિક્ષા થશે, એવું તેણે કહ્યું. અસ્તુ. તે ભયંકર સ્વપ્નનો વિલય થઇ ગયો. એ બહુજ સારૂં થયું. હવે હું મારી પ્રેમદેવી મધુરીને મળી આ ભયંકર સ્વપ્નનું વૃત્તાંત કહીશ. ખરેખર તેણીનો મારા ઉપર એટલો બધો પ્રેમ છે કે મારા સ્વપ્નનું વૃત્તાંત સાંભળીનેજ તેણીનાં મીનમર્દન મોહક નયનોમાંથી આંસુની ધારા ચાલશે. ચાલો, ત્યારે હવે તેજ પંથે પ્રયાણ કરૂં !"

એટલું બોલી તે પોતાના ખાટલા ઉપરથી ઉઠયો અને દરવાજા તરફ જવા લાગ્યો. પરંતુ એટલામાં દરવાજાની પાસે ઉભો રહેલો માયાવી તરતજ તેની આગળ આવ્યો. તેને જોતાંજ ચૈતન્યની મુખમુદ્રા ઉપર છવાયેલી આનંદની છાયા ઉડી ગઈ. તે ચકિત થયો. તે ફરીને પોતાના ખાટલા પાસે ગયો અને ધડ કરતો ખાટલા ઉપર

પડયો. બન્ને હાથે મુખ ઢાંકી દઇ તે બોલ્યો–" અરે પ્રભુ ! હું જોઉં છું તે સ્વપ્ન તો નથી–આ કાંઇ ભ્રમ તો નથી પણ સાચીજ વાત છે.

ચૈતન્ય દરવાજા તરફ જોવા લાગ્યો. તે સમયે માયાવી પોતાના બન્ને હાથ સ્વસ્તિકાકારે છાતી ઉપર રાખી ધીમે ધીમે પોતાની તરફ આવતો જણાયો–દેખાયો. આ વખતે તે માયાવીની મુખમુદ્રા ઉપર જરા તરા આનંદની છાયા દેખાતી હતી. પછી તે માયાવી બોલ્યો–

" અરે હિનભાગી મનુષ્ય ! તેં જોયું તે સ્વપ્ન નથી. જે કાંઇ અનુભવ્યું છે તે સર્વ સ્વપ્ન નહીં પણ અથથી ઇતિ પર્યંત સત્ય છે. તેં મને બોલાવ્યો અને હું પ્રકટ થયો. જો ! હજુ વિચાર કર. મારી મદદ તને ન જોઇતી હોય તો હજુ પણ બોલી જા. હું પાછો ચાલ્યો જઇશ. પોતાના પ્રાણ બચાવવા કે ત્યાગી દેવા માટે તું સર્વથા સ્વતંત્ર છે. "

" આ તે તું શું કહે છે ? હવે તું પાછો જઇશ ખરો કે ? તો તું ચાલ્યો જા ! મને એમ લાગે છે કે–" તારી મદદથી જીવનને ન બચાવવું. "

" ઠીક છે, તારી એવીજ ઇચ્છા છે તો હું ચાલ્યો જઇશ. પણ એટલી વાત અવશ્ય ધ્યાનમાં રાખજે કે–મારા ચાલી જવા પછી તું પાછો તે ભયંકર કેદખાનાની કોટડીમાં પહેલાં જે દુઃખદાયક સ્થળમાં હતો–ત્યાં તું જઇ પડીશ. ત્યાંથી તને સિપાઈ ખેંચીને ન્યાયાધીશ પાસે લઇ જશે. ન્યાયમંદિરની પાસેજ વધસ્તંભ છે તે તો તારાથી અજાણ્યું નથીજ ! "

" હા, તે હું જાણું છું. તે દયાળુ પરમાત્મા મારૂં રક્ષણ કરશે. તારા કરતાં તે વિશ્વપાલકનું સામર્થ્ય અધિક છે. તેની પાસેજ હું દયાની યાચના કરીશ. તેની કૃપાથી મારી અને મધુરીની હજુ પણ મુલાકાત જરૂર થશે. "

"બેસમજ નાદાન છોકરા ! હજુ પણ તારો ભ્રમ દૂર નથી થતો ? અરે મૂર્ખ ! એકાદ મહા બલવાન રાજાની પુત્રી મધુરી તારા જેવા રખડતા ભીખારીને મળશે એવી કલ્પના કે અભિલાષાનો આવિર્ભાવ તારા અંતઃકરણમાં કેમ થાય છે ? તે સમજી શકાતું નથી. આજે છ મહિના થયા પણ તારી કોઈ પણ વાત તેણીના સાંભળવામાં આવી નથી. તું દુનિયામાંજ નથી, એમ સમજી તે તને તદ્દન ભૂલી ગઇ હશે. તેણીના પિતાએ ઉંધું ચત્તું સમજાવી તારૂં મન તેણીના ઉપર નથી, એટલુંજ નહિ પણ તું કોઈ બીજી આમાં આસક્ત થઇ તેણીને ભૂલી ગયો છે, એમ તેણે તેણીને શું નહીં કહ્યું હોય ? તું કેદખાનામાં છે તેની કલ્પના પણ મધુરીને નહિ થઇ હોય ! તું ક્યાંએ ચાલ્યો ગયો છે, એમજ તે સમજે છે. એટલા બનાવો બની ગયા છતાં તે છોકરીનો પ્રેમ તારા ઉપર પહેલાંની જેવોજ હશે એ શું તું માની શકે છે ? માનવી હૃદય જબરૂં હોય છે તેવુંજ તારૂં હૃદય દ્દઢ છે ખરૂં કે ?"

"તારૂં કહેવું જો સત્ય હોય અને જો મધુરીનું હૃદયજ પલટાઇ ગયું હોય તો તો જુદી વાત છે. આવી અવસ્થામાં મને તારી મદદની જરૂર પડશે ખરી. જો કોઇ બીજા પુરૂષે તેનું અંતઃકરણ આકર્ષી લીધું હશે તો તેની સાથે હરીફાઈ કરવા જેટલું સામર્થ્ય મારે જરૂર જોઇશે. સંપત્તિની શક્તિથી હું તે મહારાજાની સાથે પણ હરીફાઇ કરીશ અને મધુરીના ચિત્તને મારા તરફ આકર્ષી લઇશ. પરંતુ તારા બોલવા ઉપર મારો વિશ્વાસ બેસી શકતો નથી તેનું તું કંઈ પણ સમાધાન કરી શકીશ ખરો કે ? હું માનું છું કે તું જે બોલી ગયો તેમાંનો એક અક્ષર પણ તું સિદ્ધ કરી બતાવી શકીશ નહીં. મધુરી તેવા ચંચળ ચિત્તની હશે, એ વિચાર મારા હૃદયને સ્પર્શ પણ કરી શકે તેમ નથી."

"મારા બોલવા ઉપર જ્યારે તારો વિશ્વાસ નથી ત્યારે હું મારૂં કથન પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવાની ખટપટમાં શા માટે ઉતરૂં ?"

"જો તું તારૂં કથન સત્ય કરી બતાવવાની પ્રતિજ્ઞા કરી શકતો હોય અને મધુરી બેર્ભમાન છે, તે મને પ્રત્યક્ષ બતાવી શકતો હોય તો હું તારી સર્વે આજ્ઞાઓને તાબે થઈશ. તેમજ તારી સહાયતાથી સંપત્તિમાન્ અને સાધનસંપન્ન થઇને જેણે જેણે મારી સાથે કપટ કર્યું છે, તેમની પાસેથી તેનો પૂરેપૂરો બદલો લઇશ."

"ત્યારે તું તેની પ્રતિજ્ઞા કર-સોગંદ લે !"

"જો, આ પ્રતિજ્ઞા હું સર્વાંતર્યામિની સાક્ષીએ લઉ છું કે જો તું તારૂં કથન સિદ્ધ કરી બતાવીશ તો હું તારી દરેકે દરેક આજ્ઞાઓને મસ્તકે ચડાવીશ !"

"બહુ સારૂં ! આકાશ તરફ જો અને તારી ખાત્રી કરી લે !"

તરતજ તેણે બારીમાંથી ડોકીયું કરી વિચિત્ર મુખમુદ્રા કરી મનમાંને મનમાં મોઢેથી કંઈક બોલવા માંડયું. તેનું સ્તબ્ધતાથી બોલવાનું પૂર્ણ થતાંજ તે બારીની સામે આકાશમાં એક ઘનઘોર કાળું વાદળ દેખાવા લાગ્યું. ધીમે ધીમે તે પારદર્શક થવા લાગ્યું. તે કાળા વાદળમાં મહારાજા ચંદ્રસેનના રાજ્યમહેલમાંનું એક દિવાનખાનું દેખાવા લાગ્યું. તે દિવાનખાનામાં એક સુંદર પલંગ ઉપર રાજકુમારી મધુરી બેઠી હતી. તેણીના હાથમાં એક દર્પણ જેવો કંઇક પદાર્થ હતો અને તેને જોવામાં તેણીનાં નેત્રો એકાગ્ર થયાં હતાં.

"હા ! તેજ—તેજ મારી પ્રેમી પ્રિયા મધુરી પોતેજ છે !" એટલુંજ બોલી ચૈતન્ય ખાટલા ઉપરથી ઉભો થયો. તે વખતે જો માયાવીએ તેને પકડી ન રાખ્યો હોત તો ખરેખર તે માયિક દેખાવ તરફ જરૂર દોડી જાત !

"ઓ મોહાંધ અને મૂર્ખ માનવ ! ક્યાં ચાલ્યો ? અહીંથીજ ખાસ ધ્યાન દઇને જો કે તેણીના હાથમાં શું છે ? તે તારા હરીફનું ચિત્ર છે. આ તારી હૃદયાનંદદાયિની તારા હરીફનું ચિત્ર કેટલા બધા પ્રેમથી જુએ છે, તે તરફ તેણીનું ચિત્ત કેટલું બધું આકર્ષાયું છે, તે ચિત્રમાં તેણીનું મન કેટલું બધું વેધાયું છે અને તેણીની દ્રષ્ટિ તે પર કેવી સ્થિર થઇ છે, તે જો–સારી રીતે જો !"

"હાય ! હાય ! ઓ માયાવી ! તારૂં કથન સર્વથા સત્ય છે. ખરેખર તારી શક્તિ અલૌકિક છે. અરેરે ! જે સ્ત્રીની મૂર્તિ મેં સદોદિત મારા અંતઃકરણની મંજુષામાં સાચવી રાખી છે, તે સ્ત્રી જે મારા પ્રેમના બંધનને છિન્નભિન્ન કરી–મારા હૃદયના ટુકડા કરી બીજા ઉપર પ્રેમ કરે છે ! આગ લાગો એવી જાતના કપટમય પ્રેમમાં અને સત્યાનાશ જાઓ તે અપવિત્ર પ્રેમનું !"

ધીમે ધીમે ચૈતન્યની દ્રષ્ટિ સામેનો દેખાવ ઝાંખો થવા લાગ્યો અને થોડાજ સમયમાં તે અદ્રસ્ય પણ થઇ ગયો. બારીની સામે કેવળ એક કાળી વાદળી દેખાવા લાગી. થોડા સમય પછી તે પણ વિલીન થઇ ગઇ અને આકાશ સાફ થઇ ગયું. તે દ્રસ્ય જોઈ ચૈતન્ય થોડી વાર સુધી ચુપ રહ્યો. પછી તે બોલ્યો–'જો મધુરીનું મન બદલાઈજ ગયું હોય તો તેમાં કંઈપણ નવાઇ જેવું નથી. કારણ કે તે બિચારીને ગયા છ મહિનાથી મારી કંઇપણ ખબર મળેલ નથી. હું જીવતો છું કે મરી ગયો છું, એ જાણવા કે સમજવાનો માર્ગજ રહ્યો નહીં, તો પછી તે બિચારીએ કઈ આશા રાખવી ? ગયા છ મહિનામાં મારા તરફથી તેને એકાદ નાનકડી પત્રિકા પણ મળી શકી હોત તો તેણીના મનને કંઇક ધીરજ પણ રહેત. તેમાં પણ મને કેદખાનામાં રાખવાની વાત પણ તેનાથી ગુપ્ત રાખવામાં આવી હતી એટલુંજ નહિ પણ મારી બાબતમાં ખરી ખોટી–ગમે તેવી આડી

અવળી–વાતો કહી તેણીના પવિત્ર અંતઃકરણને પણ કલુષિત કરવાના દરેક પ્રયત્નો આદરવામાં કચાશ રાખવામાં નહીં આવી હોય. જ્યારે તે એવી વિષમ સ્થિતિમાં હતી તો પછી તેમાં તેણીનો પણ અપરાધ શો ? ઓ માયાવી ! એનો ખુલાસો તુંજ કર !"

"બહુજ સારૂં. જો એમજ છે તો તું પાછો મારી સાથે કેદખાનામાં ચાલ ! કે જેથી એકાદ ખૂની મનુષ્યની જેમ—એકાદ નીચ બદમાશ માણસની જેમ—તારો શિરચ્છેદ થાય. હું ધારૂં છું કે એ વાત તને બહુજ પ્રિય હશે, ખરૂંને ? તારા નામનો ઉચ્ચાર થતાંજ લોકો તે નામનો તિરસ્કાર કરે કે તે નામ ઉપર થુંકે, એજ જો તને ઇષ્ટ, પ્રિય અને શ્રેયસ્કર લાગતું હોય તો તેમાં મારૂં શું જાય છે ?"

એ દુઃખદ બિના સાંભળી ચૈતન્ય ગહન વિચારમાં પડયો. થોડીવાર વિચાર કરી તે બોલ્યો—" માયાવી ! હું માનું છું કે—મારો શિરચ્છેદ થશે, એમ જે તું કહે છે તે મને ખરૂં લાગતું નથી. કારણ કે દેહાન્તદંડ થાય, એવો મારો અપરાધ ભયંકર નથી."

"બિન અનુભવી અને સંસારના પ્રપંચોને ન જાણનારા ભલા માણસ ! એ તારી ધારણા પણ ભ્રમવાળી અને ભૂલ ભરેલી છે. તે ભ્રમને ખરેખર હું દૂર કરીશ—ભૂલને ભાંગીશ ! પણ જો તું મારી શરતો કબુલ કરતો હોય તોજ; નહીં તો મારે શું ?"

"જો આ વાત પણ તું સિદ્ધ કરી શકીશ તો ઓ માયાવી ! તું નક્કી માનજે કે હું તારી તમામ શરતો ખુશીથી કબુલ કરીશ."

"અને જો કદાચ તું ફરી ગયો તો ?"

"નહીં. બિલકુલ નહીં ! હું મારૂં વચન જરૂર પાળીશ !"

"તો સોગંદ લે જોઇએ."

"આ સંસારમાં મને જેટલા પદાર્થ પ્રિય અને પૂજ્ય છે તે સર્વેના સોગંદ લઇ હું પ્રતિજ્ઞા કરૂં છું કે. આ બાબતમાં મારી ખાત્રી

થશે તો હું તારી તમામ શરતો વગર વાંધે કબુલ કરીશ!"

"જો એમજ છે તો ઘણુંજ સરસ. જો અને તારી ખાત્રી કરી લે!"

એમ કહી તે ફરી કંઇક મંત્ર બોલ્યો અને તે બોલી રહેતાંજ ચૈતન્યને તેજ બારીની—પહેલાંની જેમ—સામે એક કાળી વાદળી દેખાવા લાગી. ધીમે ધીમે તે પારદર્શક થઇ અને તેની અંદર કેદખાનાની સામેનું મેદાન દેખાવા લાગ્યું. ત્યાં હજારો લોકોની ભીડ થઇ હતી. તે સર્વેની નજર મેદાનમાંના વધસ્તંભ તરફ હતી, એમ ચૈતન્યને જણાયું—દેખાયું. વધસ્તંભની પાસેજ એક જલ્લાદને હાથમાં તીક્ષ્ણ ધારવાળી તલવાર લઈ ઉભેલો જોતાંજ તેના હાથ—પગ અને શરીર—પ્રચંડ પવનથી થથરતા વૃક્ષની જેમ થથરવા લાગ્યાં. તે જોઈ ચૈતન્ય બોલ્યો:—

"ઓ માયાવી! તારી આ દુઃખદ અને કલેજું ચીરી નાંખતી વિષમલીલા હવે રહેવા દે! ઓ પાષાણહૃદયી અને કઠોર કલેજાના માયાવી! હવે તું તારી માયા બસ કર! હું તારી માયાના દુઃખદ દશ્યો જોઈ શકતો નથી!"



## પ્રકરણ ૪ થું.

### હાય રે નશીબ! મેં આ શું કર્યું?

થોડી વાર થોભી જઈ ફરી તે માયાવી બોલ્યો—"ઓ ભલા માણસ! બસ શા માટે? તું તારા મનની પૂરેપૂરી ખાત્રી કરી લે. કેમ કંઈ ખાત્રી થાય છે ખરી કે? નહીં તો પાછળથી બદલાઈ જઈ કહીશ કે તે સર્વે તૈયારી મારે માટે હતી તેનું પ્રમાણ શું? માટે

તું સાંભળીને તારી પૂરેપૂરી પાકી ખાત્રી કરી લે. જો કેદખાનાનો અધિકારી શો સાદ પાડે છે?"

પોતાની મેળેજ ચૈતન્યની દ્રષ્ટિ તે તરફ વળી. તેજ સમયે કેદખાનાનો ઉપરી સર્વે લોકોને ઉદ્દેશી નીચેના શબ્દો બોલ્યો—

"કાંચનપુરના નગરજનો! સાંભળો! ચૈતન્ય નામક એક યુવાન વિદ્યાર્થીએ આપણા મહારાજાધિરાજનો મહાન્ ઘોર અપરાધ કર્યો છે. તે અપરાધ માટે ન્યાયાધીશ સાહેબની ખાત્રી થયેલી હોવાથી આજે બપોરે તેનો આ સ્થાને શિરચ્છેદ કરવામાં આવશે. તે સમયે તેના તમામ અપરાધો તમારી સામે જાહેર કરવામાં આવશે!"

આ ભાષણ સાંભળી ચૈતન્યના હોશ કોશ ઉડી ગયા. તેના હાથ-પગ લુલા જેવા થઇ ગયા અને તે બેશુદ્ધ થઈ પૃથ્વી ઉપર પછડાઈ પડે તે પહેલાં બોલ્યો કે—"ઓ માયાવી! રક્ષણ—મારૂં રક્ષણ કર! મને આ વિપત્તિમાંથી બચાવ!"

માયાવીએ પોતાની શક્તિના પ્રભાવથી તેને મૂર્ચ્છિત થવા દીધો નહિ.

"ઓ યુવાન મનુષ્ય! જો તારી ઇચ્છાજ છે અને તું મારી મદદ ચાહે છે તો મારૂં કહેવું ખૂબ ધ્યાન દઇ શ્રવણ કર! મારી શક્તિના પ્રભાવથી એ તપ-ફક્ત ચોવીસ વર્ષ સુધી તને અખંડ વૈભવો પ્રાપ્ત થશે. તારી તમામ ઇચ્છાઓ પૂર્ણ થશે, તારા શત્રુઓ ઉપર તું વૈર લઇ શકીશ અને તને તારી હૃદયદેવી મધુરી પણ મળશે."

"શું? ફક્ત ચોવીસજ વર્ષ? વધારે નહીં?"

"નહીં! તે કરતાં બિલકુલ વધારે નહી! ચોવીસ વર્ષ શું તને ઓછાં પડે છે? આ મુદત દરમિયાન હું તારી દરેકે દરેક ઇચ્છાઓ પૂર્ણ કરીશ."

"વૈભવ, સુખ, સૌભાગ્ય, શાન્તિ, સૌખ્ય, શક્તિ, વિજય,

પ્રેમ અને સંપત્તિ આદિકનો અખંડ ચોવીસ વર્ષ સુધી અનુભવ–ઉપભોગ મારાથી લઇ શકાશે, તેમ હોય તોજ તારી તમામ શરતો મારે કબુલ છે."

"તો લે આ કાગળ અને કર તે ઉપર સહી!"

તરતજ તે માયાવીએ બગલમાંથી એક કાગળ કાઢી તેના હાથમાં આપ્યો. મનમાં અનેક પ્રકારના વિચારોની ગડભાંગ થતી હતી છતાં પણ ધૈર્ય ધારણ કરી ચૈતન્યે તે કાગળ હાથમાં લીધો અને માયાવીએ આપેલ લેખિની લઈ તેણે તે કાગળ ઉપર પોતાની સહી કરી આપી. તેણે તે કાગળ ઉપર સહી કરતાંજ આકાશમાં પ્રચંડ મેઘગર્જના થવા લાગી. તેના ભયંકર કકડાટ–ગગડાટથી કાનના પડદા પણ ચીરાઇ જવાનો ભય લાગવા માંડયો. જબરદસ્ત ઝંઝાવાતની શરૂઆત થઇ ને મોટમોટાં વૃક્ષો પણ મૂળમાંથી ઉખડી જઇ પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. વિજળી ચમકવા લાગી અને તેના પ્રચંડ તેજથી ચૈતન્યનાં નેત્રો અંજાઇ ગયાં એટલે ચૈતન્યનું મન ગભરાયું. તેણે પોતાના બન્ને હાથ વડે પોતાનું મુખ ઢાંકી દીધું. તે રોવા લાગ્યો અને બોલ્યોઃ–"**હાય રે નશીબ! મેં આ શું કર્યું?**"

આવી રીતે ચૈતન્ય પશ્ચાત્તાપ કરતો હતો ત્યાં પોતાની પાસે કોઇ આનંદથી હસે છે એ તેને સ્પષ્ટપણે સંભળાયું. તે ઘણોજ હતાશ થયો અને આંતરિક આપત્તિનો આવેગ અત્યંત થવાથી તેનાથી "**હાય રે નશીબ! મેં આ શું કર્યું?**" એમ બોલાઈ ગયું અને પછી તે મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પછડાઇ પડયો.



# પ્રકરણ ૫ મું.

## ભયંકર મંડળનું ગુપ્ત ફરમાન.

પાછલા પ્રકરણમાંનો બનાવ બન્યાને આજે પંદર દિવસ થઇ ગયા છે. એક દિવસે સંધ્યાકાળના સમયે કલ્યાણગ્રામ યાને કલ્યાણપુરમાં રહેતા સુવ્રતદેવ નામના સુખી ગૃહસ્થને ત્યાં લગભગ ૨૦—૨૨ વર્ષની ઉમ્મરનો એક મેમાન આવ્યો. તે યુવાન હતો. તેનો પોશાક ભપકાદાર નહિ પણ સાધારણજ હતો. જો કે, તેની મુખમુદ્રા ઉપર ભરપૂર સૌંદર્ય ચમકતું નહતું છતાં પણ તે કુરૂપ તો નહોતોજ. અત્યારે જે પોશાક તેણે ધારણ કર્યો હતો તેના કરતાં વધારે ભપકાદાર પોશાક પહેર્યો હોત તો તે વધારે સુંદર દેખાત. તેની મુખમુદ્રા ગંભીર અને નેત્રો તેજસ્વી હતાં. તેને જોતાંજ તેને માટે સામા માણસને પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થતી. તે બહુ ઉંચો નહતો. પરંતુ તેનું શરીર બળવાન હતું. નાની ઉમ્મરમાં પણ તેના શરીરમાં અત્યંત શક્તિ હતી, એવું સ્પષ્ટપણે દેખાતું હતું. તે ચતુર અને હોંશિયાર હતો. તેના મુખ ઉપર મૂંછનો દોરો જરા તરા ફૂટયો હતો અને દાઢી આવવાની શરૂઆતજ થઇ હતી. તેનો ભાલ પ્રદેશ વિસ્તીર્ણ હોઇ તે બુદ્ધિવાન હોવાની સાક્ષી આપતો હતો. તેના હોઠ કંઇક પહોળા હતા અને તે હમેશાં બીડાયેલા રહેતા હોવાથી તે યુવક બહુજ દ્રઢનિશ્ચયી અને અભિમાની હોવો જોઇએ, એ સ્પષ્ટ જણાતું હતું. તેની કટિની ડાબી બાજુએ રણચંડિકા સ્વરૂપ સમશેર લટકતી હતી. કમ્મરે બાંધેલી ભેટમાં એક સુંદર પણ નાનકડું ખંજર અને એક તમંચો એ બે આયુધો દેખાતાં હતાં. આ તરૂણ મુસાફરે સુવ્રતદેવના આંગ-

ણુમાં આવતાંજ તેને હાંક મારી. તરતજ સુવ્રત તેની સામે આવી ઉભો રહ્યો. તેને તે તરૂણે પોતાનું ઓળખાણ પાડવા એક પત્ર આપ્યો કે જે પત્ર તે પોતાની સાથેજ લઇ આવ્યો હતો. તે પત્ર વાંચી રહેતાં સુવ્રત તેની આગતા-સ્વાગતા કરવા માટે તૈયાર થઇ ગયો. તેણે પોતાના નોકરને બોલાવી મેમાનના ઘોડાનો બંદોબસ્ત કરવા હુકમ કર્યો. ઘોડા ઉપરથી તે તરૂણે નીચે ઉતરતા પહેલાંજ સુવ્રતને પૂછ્યું કે-" કાંચનપુરનો કિલ્લો અહીંથી કેટલે દૂર છે ? "

" લગભગ પાંચ ગાઉ હશે. "

" ત્યાં જવાનો રસ્તો કેવો છે ? "

" રસ્તો કંઇ બહુ સારો નથી. ખાડાખઇયાવાળો છે. ઉપરાંત રસ્તામાં ધાડપાડુઓનો પણ ભય છે ખરો. "

આ પ્રમાણે ઘરનો માલેક અને આવેલો યુવક વાતો કરે છે એટલામાં ઓસરીમાંની એક બારીમાંથી એક બાવાએ ડોકીયું કરી આવેલા યુવક તરફ તીક્ષ્ણ દ્રષ્ટિએ જોયું. તે તે બન્નેની પાસે આવ્યો અને ઘરના માલેક તરફ જોઈ બોલવા લાગ્યો-" શું મેમાન અત્યારેજ ભદ્રદૂર્ગ જવા માગે છે ? એમ હોય તો આવી કવેળાએ તેઓને જવા દેશો નહિ. ગમે તેવો શૂરવીર પુરૂષ હોય તો પણ તે પેલા ભયંકર જંગલમાંથી સુખપૂર્વક-જઇ શકે તેમ નથી. "

" શું મહારાજા ચંદ્રસેન એટલા બધા બેદરકાર છે કે જેઓના દૂર્ગ તરફ જવાનો માર્ગ આવો ભયથી ભરેલો છે, છતાં તે તરફ ધ્યાનજ આપતા નથી ? તેમજ તે ભય દૂર કરી-નિર્ભય માર્ગ-કરીનાંખવાનો તેમને વિચાર પણ થતો નથી એ શું ? પોતાની રાજધાનીની પાસેનોજ માર્ગ આવો ભય ભરેલો છે, તે તેમને ગમે છે કેમ ? કંઇ સમજાતું નથી. " પ્રવાસી યુવકે કંઇક આશ્ચર્ય અને કોપથી કહ્યું.

" મહારાજા ચંદ્રસેનની સત્તા ઘણીજ પ્રબળ છે અને તેમના

રાજ્યમાં ચોર લોકોનો કે બીજા કોઇનો પણ જરાએ ભય નથી. અહીંથી કાંચનપુર જતાં રસ્તામાં એક નાનકડું જંગલ આવે છે, તે સ્થાન ઉપર મહારાજા ચંદ્રસેનની સત્તા નથી. તે જંગલના માલેક ભદ્રદુર્ગના મહારાજા ચંડપ્રદ્યોત છે—તે પ્રદેશ તેમની સત્તામાં છે."

"કોણ માંડલિક ચંડપ્રદ્યોત! મહારાજાધિરાજ સકલસામંત-ચક્રવર્તિ અવન્તિપતિ જ્યારે રાજ્યગાદીએ બેઠા ત્યારે સર્વ માંડલિકોને તે મહાન્ મહોત્સવમાં ભાગ લેવા તેમણે બોલાવ્યા હતા. ત્યારે સર્વ માંડલિકો નજરાણાં લઈ આવ્યા હતા પરંતુ એક ચંડપ્રદ્યોત નામક માંડલિકજ આવ્યા નહોતા. તે ચંડપ્રદ્યોત અને પેલા જંગલના માલેક ચંડપ્રદ્યોત બન્ને એકજ કે ?"

"હા. મારા જેવા ગરીબ માણસના ઘરમાં મોટા માણસોની વાતો ન થાય તો બહું સારૂં. કારણ કે જેવી રીતે પેલા જંગલમાંથી મુસાફરી કરવાનું ભય ભરેલું છે તેવીજ રીતે મારા ઘરમાં ચંડપ્રદ્યોતની વાતો કરવાનું ભય ભરેલું અરે ! તેથી પણ વધારે ભય ભરેલું છે."

આ ભાષણ સાંભળી તે મુસાફરે થોડો વખત વિચાર કર્યો. હવે શું કરવું, તેનો નિશ્ચય કરી તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. ગૃહપતિનો એક નોકર આગળ આવી તેના ઘોડાને તબેલામાં લઈ ગયો. થોડી વાર પછી આવેલા મુસાફરે ઘરના માલેકને કહ્યું:—" મારે મારા નક્કી થયેલા મુકામ ઉપર જરૂર પહોંચવુંજ જોઇએ. ચારેક ઘડી અહીં વિશ્રાંતિ લઇ થોડોક નાસ્તો કરી અને ઘોડાને પણ જરા આરામ આપી પછી તમારા તરફથી ચાર પાંચ હોંશિયાર માણસો સંગાથે લઇને હું મારા ધારેલા ઠેકાણે અત્યારેજ જઈશ, એવો મારો વિચાર છે. તો ઉપર પ્રમાણેની ગોઠવણ આપનાથી થઈ શકશે કે ?"

ઘરવાળાએ હા એવો ઉત્તર આપ્યો અને ઘરમાં ગયો. મુસાફર યુવક પણ તેની પાછળ પાછળ ઘરમાં ગયો. મુસાફરે પોતાનો પોશાક

ઉતાર્યો. થોડી વાર પછી ઘરવાળાની સ્ત્રીએ હાથ-પગ ધોવા ગરમ પાણી આપ્યું અને નાસ્તો તૈયાર થયાનું જણાવ્યું. મુસાફર પગ ધોવા બીજી તરફ ગયો. એ સમય સાધી પેલા બાવાએ સુવ્રત (ઘરવાળા) ને ઇશારો કરી એક તરફ બોલાવી કહ્યું:—" સુવ્રત ! આ મુસાફરે આજે મુસાફરી ન કરવી જોઇએ."

" આપની આ અભિલાષા મારાથી શી રીતે પૂર્ણ થઈ શકશે ?" સુવ્રતે કહ્યું.

" એમાં કંઈ બહુ મુસ્કેલી નથી. તેનો ઘોડો લંગડો થાય કે એકાએક માંદો થાય તો તે એકલો શી રીતે આગળ જઈ શકશે ? જો એમ થાય તો તે આપણી પાસેથી એકાદ સારો ઘોડો માગશે, તેને માટે તારે ના કહેવું. એટલે થઈ રહ્યું. કામ ફત્તેહ !"

" મહારાજ ! આપની આજ્ઞા હું માથે ચઢાવું છું."

" એ થયા પછી તે રાત અહીંજ રહેશે. તે રાત રહે તો તેને સુવાની ગોઠવણ ઉત્તર તરફની કોટડીમાં કરજે."

' ભલે. હું સર્વ આપની આજ્ઞા પ્રમાણેજ કરીશ."

એટલું ભાષણ કરી તેઓ આવેલા મુસાફરને સાથે લઈ ભોજન-ગૃહમાં ગયા. પાટલા ઉપર બેસતાંજ આમતેમની વાતો થવા લાગી. તેમાંથી મહત્વની વાતો નીચે મુજબની હતી:—

વાત ઉપરથી વાત નિકળતાં પ્રવાસીએ બાવાને પૂછ્યું કે:— " બાવાજી ! મારા સાંભળવામાં આવ્યું છે કે—ચંદ્રસેન અને ચંડપ્રદ્યોત બન્નેને સ્નેહ નથી તે શું ખરૂં હશે ?"

" હા. મેં પણ તેમ સાંભળ્યું છે ખરૂં." બાવાએ ઉત્તર આપ્યો.

" તેમજ ચંડપ્રદ્યોત પોતાની પ્રજાને પણ બહુ પ્રિય નથી અને ઘણી વખત તેમની ચાલચલગત બહુજ વિચિત્ર હોય છે એમ પણ મેં સાંભળ્યું છે."

"હા. એમ લોકો કહે છે ખરા." બાવાએ ઉદાસીનતાથી કહ્યું.

"ચંડપ્રદ્યોતને એક મોટો ભાઈ હતો તે અચાનક મ......"

"મુસાફર ! હું સંસારત્યાગી સંન્યાસી છું. મારા જેવાએ તેવી વાતો કરવી અથવા તેવી રાજકથામાં ભાગ લેવો એ ઉચિત નથી. મોટા લોકોની વાતો કરવાથી આપણને શું લાભ થવાનો છે ?"

એટલામાં ઘરના માલેકનો એક નોકર અંદર આવ્યો અને બોલ્યોઃ—"મેં માણસો માટે તપાસ કરી પણ માણસો મળી શકે તેમ નથી."

"કારણ ?" ઘરવાળા સુવ્રતે નોકરને પૂછ્યું.

"આજે આપણા ગામમાં એક જણને ત્યાં લગ્ન હોવાથી બધા ત્યાં ગયા છે."

"કાંઇ હરકત નહિ. હું એકલોજ જઇશ. જો કદાચ ધાડપાડુઓ મળશે તો મારો જીવ તો નહિ લે ને ? અને મને મારી નાંખવાથી તેમને લાભ પણ શું થવાનો હતો ?" મુસાફરે નિર્ભયતાથી કહ્યું.

વળી થોડો સમય વીતી ગયો અને ફરી ઘરવાળાનો નોકર ત્યાં આવ્યો. તેને ઘરવાળાએ પૂછ્યું-"કેમ પાછો આવ્યો ?"

"મેમાનનો ઘોડો એકદમ માંદો થયો હોય, એમ લાગે છે. તેના મોંઢામાંથી એક સરખી રીતે લાળ પડયા કરે છે અને તે ઘાસને અડતો પણ નથી."

"આ વળી કેવું લફરૂં જાગ્યું ? આજે અહીંથી જવાય તેમ લાગતું નથી. સુવ્રતદેવ ! તમે મારી સાથે કૃપા કરીને ચાલો. આપણે તબેલામાં જઈ જોઇ આવીએ કે ઘોડાને શું થયું છે ?"

આ વખતે ઘરના બહારના ભાગમાં અંધકાર ફેલાઈ ગયો હતો. સુવ્રતે તેથી હાથમાં દીવો લીધો અને બન્ને જણા તબેલામાં આવી

પહોંચ્યા. પોતાના ઘોડાને જોતાંજ મુસાફરને લાગ્યું કે—અત્યારે પોતાનો ઘોડો મુસાફરી માટે નકામો છે.

"મને લાગે છે કે—તમારા નોકરે મારા ઘોડાને બાંધતાંજ ઠંડું પાણી પાયું હશે. આજે આખો દિવસ તડકામાં મુસાફરી કરી હોવાથી ઘોડાને ઘણોજ ત્રાસ ઉપજ્યો હતો અને તેને બાંધ્યા પછી તરતજ પાણી પાવામાં આવેલ હોવાથી તે માંદો થઈ ગયો—મુસાફરીને માટે નકામો થઇ પડયો, માટે મારે આજની રાત અહીં રહીનેજ વિતાવ્યા વિના છૂટકોજ નથી." મુસાફરે સુવ્રતને કહ્યું.

એટલું કહી તે મુસાફર પોતાના ઘોડાના જીન પાસે ગયો. જીનમાંથી એક ઔષધિ કાઢી તે બોલ્યોઃ—"સારા નસીબે ઘોડાને આપવાની ઉત્તમ દવા મારી પાસે છે. તે એને આપવાથી સ્હવાર થતાં સુધી તો તે સારો—સાજો થઇ જશે. હવે તો સ્હવારેજ ઉઠીને પોતાને રસ્તે પડયા સિવાય છૂટકો નથી"

તે દવા ઘોડાને પાઈ દેવામાં આવી. બન્ને પાછા ઘરમાં આવ્યા. થોડી વાર પછી બન્ને બોલવા લાગ્યા. મુસાફરે ચંદ્રસેન અને ચંડપ્રદ્યોતના સંબંધમાં ઘરવાળાને જુદા જુદા પ્રશ્નો પૂછ્યા પણ તેણે ઘટતા જવાબો ન આપ્યા. ઓસરીમાંના એક ખૂણામાં બાવાજી ધ્યાનસ્થ થઇને બેઠેલા જોવામાં આવતા હતા. તેઓની વૃત્તિ ધ્યાન કરતાં બન્નેના સંભાષણ તરફ વિશેષ હતી અને તેથીજ સુવ્રત ખુલ્લા દિલથી મુસાફરના પ્રશ્નોના જવાબ આપી શકતો નહોતો. સુવ્રતને તે બાવાનો આટલો બધો ભય શા માટે લાગતો હતો? તે સૌ આગળ ઉપર જણાશે.

પોતાના પ્રશ્નોનો ઘરના માલેક તરફથી ફક્ત એક બે શબ્દમાંજ જવાબ મળે છે, તે દિલ ખુલ્લું કરીને બોલતો નથી, અથવા તો તેનો સ્વભાવ તોછડો હોવો જોઇએ, એમ મુસાફરને લાગ્યું અને તેથી તે જરા કંટાળ્યો પણ ખરો. તેણે ઘરના માલેકને પોતાને માટે સુવાની

જોગવાઈ ક્યાં રાખવામાં આવી છે, એ પૂછતાંજ તેણે તરત હાથમાં બત્તી લીધી અને મુસાફરને પોતાની સાથે આવવાનું કહ્યું. પહેલેથીજ બાવાની સાથે બંધાયા મુજબ ઘરવાળો મુસાફરને ઉત્તર તરફની એક ઓરડીમાં લઈ ગયો. ત્યાં એક પલંગ ઉપર તેને માટે સુંદર પથારી પાથરી રાખવામાં આવી હતી. તે ઓરડી બહુ વખાણવા જેવી નહોતી, તેમજ વખોડી કાઢવા જેવી પણ નહોતી. તે ઓરડીમાં આવતાંજ ઘરવાળાએ દીવો એક ખૂણામાં મૂક્યો. મુસાફર સાથે બીજું કંઈ પણ જોઇતું કરતું હોય તો કહો, એવી બે ચાર વાતો કરી તે જવા લાગ્યો. તે ત્યાંથી જાય તે પહેલાંજ મુસાફરે તેના હાથનું કાંડું ઝાલી આજ્ઞાદર્શક સ્વરે કહ્યું–" સુવ્રત ! ઓસરીમાં બેઠેલો પેલો બાવો કોણ છે ?"

" તે પરમપૂજ્ય પરમહંસ પરમાનંદ નામના એક વિરક્ત અને મહાન્ મહન્ત છે !" સુવ્રતે નમ્રતાથી કહ્યું. પછી તેણે દયામણું મુખ કરી મુસાફર તરફ જોયું. મુસાફરે પણ બીજું કંઈ ન બોલતાં–પૂછતાં તેનું કાંડું છોડી દીધું. સુવ્રતે ઓરડીમાંથી બહાર આવતાંજ બહારની સાંકળ વાસી દીધી. થયેલા અવાજ ઉપરથી આ વાતની મુસાફરને જાણ પડી ગઇ. તેણે ઓરડીનો દરવાજો ઉઘાડવા કોશીશ કરી તો બહારથી સાંકળ દેવાયાની તેને પાકી ખાત્રી થઈ. " આમ કરવાનું શું કારણ હશે ?" એમ મનમાં ને મનમાંજ બબડતો તે મુસાફર ઓરડીમાંની એક બારી પાસે ગયો ને તે બારી તપાસવા લાગ્યો. " આ શું ? બારીમાં જાડા અને લોખંડના ગજ બેસાડેલા છે ! આ શું હશે ? અહીં કંઇ દગો તો નથીને ?" એવા અનેક વિચારોના તરંગમાં તે મુસાફર તણાવા લાગ્યો. ફરીને શંકિત ચિત્તે તેણે પુનઃ ઓરડીને સારી રીતે તપાસી જોવાનો નિશ્ચય કર્યો. તે દીવો હાથમાં લઈ ઓરડીમાંના દરેક પદાર્થને ઝીણી નજરે તપાસવા લાગ્યો. તે ઓરડીના એક

ખૂણામાં લાકડાની એક મોટી પેટી પડેલી હતી. તે પેટીની ઉપર પાણીથી ભરેલો એક લોટો પડ્યો હતો. લોટા ઉપર એક પ્યાલો ઢાંકી નાખવામાં આવ્યો હતો. તે લોટા તરફ મુસાફરની નજર ગઈ તો તેની સામેજ એક ચોર દરવાજો જરા તરા ઉઘડ્યો હોય, તેમ તેને જણાયું. તે દરવાજાની ઓથે ઉભા રહેલા કોઇ મનુષ્યે પોતાનો ઉઘાડો હાથ અંદર નાંખ્યો. તે હાથમાં એક તીક્ષ્ણ ખંજર અને તેની મૂઠ ઉપર લીલા રંગની દોરી વિંટાળેલી હતી. તે હાથ સંપૂર્ણ-પણે અંદર આવ્યો અને ત્યાં પડેલી પેટી ઉપર એવા જોરથી ખંજર માર્યું કે—જેથી ખંજર સરળ રીતે પેટીના ઢાંકણા ઉપર ઉભું રહી ગયું. તરતજ તે હાથ પાછો ખેંચાઇ ગયો અને અદૃશ્ય પણ થઈ ગયો. ઉઘડેલો ચોર દરવાજો પણ અલોપ થઇ ગયો. આ અજબ જેવો બનાવ ક્ષણાર્દ્ધમાં બની ગયો. મુસાફર આ વિષમલીલા જોઈ તરતજ ચોર દરવાજા પાસે ગયો. દરવાજો ઉઘાડવા તેણે બહુજ કોશીશ કરી પણ નિષ્ફળ થયો. પછી તેણે પેટીના ઢાંકણા ઉપરના ખંજર તરફ નજર કરી. ખંજરની અણી પેટીના ઢાંકણામાં ઘુસી ગયેલી હોવાથી ખંજર સીધું ઉભું હતું. તે ખંજરની મૂઠ ઉપર એક લીલા રંગની દોરી વિંટાળેલી હતી અને દોરીને એક છેડે ઘડી કરેલો કાગળ બાંધેલો હતો. મુસાફરે ભયભીત અંતઃકરણથી દોરીને છેડે બાંધેલી ચિઠ્ઠી છોડી અને વાંચી. તે ચિઠ્ઠીમાં નીચેની હકીકત ટુંકાણ-માંજ લખી હતીઃ—

"સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળના અત્યંત શુદ્ધ—પરમ પવિત્ર—ચિહ્ન સ્વરૂપ ખંજર અને દોરીના અજીત સામર્થ્યથી તમને હુકમ ફરમાવ-વામાં આવે છે કે, બરાબર અડધી રાત્રે એક મનુષ્ય તમને લેવા માટે આવશે. તેની સાથે—તે જે તરફ લઈ જાય તે તરફ તમારે જવુંજ જોઇએ. જો આ હુકમ પ્રમાણે અમલ નહીં કરો તો તમે તમારા પ્રાણ ગુમાવશો."

ચિઠ્ઠી તેના હાથમાંથી નીચે સરી પડી. તે ભયભીત થયો ને પલંગ ઉપર પછડાયો. તેના મુખમાંથી નીચે પ્રમાણેના ઉદ્દગારો નિકળ્યાઃ-" પ્રભો ! સહાય, સહાય ! મારૂં રક્ષણ કરજો ! આ આમંત્રણનો હું કોઈ પણ રીતે અસ્વીકાર કરી શકતો નથી. પ્રભો ! પાહિમામ્ !" તે થોડા વખત માટે મૂર્છિત થયો.

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### મુસાફર સપડાયો.

થોડા વખત પછી તે મુસાફરનું ચિત્ત શાન્ત થયું અને ખંજર તથા દોરીના દર્શનથી લાગેલા ભય માટે તે લજ્જિત થયો. તે ઓરડીમાં આમતેમ ફરતો ફરતો પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યો કે:—

" મેં કોઇ પણ પ્રકારનો અન્યાય કર્યોજ નથી તો મારે તે ન્યાયમહામંડળથી શા માટે ડરવું જોઇએ ? છતાં તેના હુકમ પ્રમાણે વર્તવુંજ જોઇએ. નહીં તો તેના સભાસદો મને અન્યાયી ઠરાવશે અને તેના દૂતો પોતાના પ્રાણની પણ પરવાહ ન કરતાં મારા પ્રાણને જરૂર પરલોકના પંથે ચડાવી દેશે. આ મહા ભયાનક મંડળનું સામર્થ્ય બહુજ મોટું છે. મોટા રાજાઓ, માંડલીકો, જાગીરદારો અને જમીનદારો તેના સભાસદો છે. છુપા સોગંદોથી બાંધી લીધેલા આ મંડળના હજારો દૂતો સર્વ સંસારમાં ભમ્યા કરે છે. રાજાથી તે રંક સુધીના મનુષ્યો આ મંડળના સહાયક છે. મોટા મોટા પરાક્રમી રાજાઓ પણ આ મંડળના મહાન્ સામર્થ્ય આગળ થરથર ધ્રુજે છે. જે મનુષ્યને ખંજર અને દોરીનાં દર્શન થાય, તેનો આ ભયંકર સંસ્થાના મંડળ સામે હાજર થયા વિના છૂટકોજ નથી. મોટા મોટા અભિ-

માની અને પરાક્રમી પુરૂષોને પણ આ મંડળે ત્રાહિ ત્રાહિ એવો પોકાર કરાવ્યો છે. આ મંડળના મહાન્ સામર્થ્યની સામે-અવંતી-પુરાધિપતિ-માલ્લવનરેશ અથવા ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય કરનાર ચક્રવર્તિ-સાર્વભૌમ-મહારાજાધિરાજનું સામર્થ્ય પણ કંઇજ હિસાબમાં નથી. તેની ઉક્ત ચીજો જોવાથી મારા ચિત્તમાં ચળ-વિચળ થાય તો તેમાં કંઇ નવાઇ નથી."

તે આવું બોલતો હતો છતાં પણ તેનું શરીર ધ્રુજ્યા વિના રહ્યું નહીં. કારણ? તે મંડળના સભાસદોએ જે કામ હાથમાં લે છે તે સિદ્ધ કરવાને માટે ભયંકર પ્રતિજ્ઞાઓ લીધેલી હોય છે, એ વાત તે ઘણીજ સારી રીતે જાણતો હતો. તેઓએ કરેલા ન્યાયનું પરિણામ ગમે તે રીતે પણ જગજાહેર થયા વિના રહેતું નથી. એ પણ તે સારી રીતે જાણતો હતો-એ બાબતમાં તેને વિશ્વાસ પણ સંપૂર્ણ હતો. તે ફરી મનમાં ને મનમાંજ બોલવા લાગ્યો કે:-"મને લાગે છે કે, મારા એકાદ ગુપ્તશત્રુએ મારા ઉપર વૈર લેવા આ ભયંકર મંડળમાં પ્રવેશ કરી-મને ડરાવવા માટે આ મશ્કરી કરી હશે!" ફરી તેના અંતઃકરણમાં વિચારના તરંગો ઉઠ્યા. તે ઓરડીમાં ફરતો હતો પરંતુ તેનું ચિત્ત ગંભીર વિચારસાગરમાં ગોથાં ખાતું હતું. થોડી વાર પછી ફરી તે પ્રકટપણે બોલવા લાગ્યો:-"પરંતુ એમ કહેવાનો સંભવ જણાતો નથી. કારણ કે-સાંભળવા પ્રમાણે આ મંડળમાં ખાનગી દ્વેષને પ્રોત્સાહન મળતું નથી. કહે છે કે કોઇએ ગુપ્તપણે અન્યાય કર્યો હોય તો તે અન્યાય કરનારને ખોળી કાઢી તેને શિક્ષા કરવા માટે તો આ મંડળની ઉત્પત્તિ થઇ છે. થોડા દિવસ પહેલાં રાજાધિરાજ પણ આ મંડળના સભાસદ થયા હતા. તેઓએ આ મંડળના પવિત્ર ઉદ્દેશની ખાત્રી કરી લીધેલી હોવી જોઇએ. માટે બિલકુલ વાંધો ન લેતાં-આ મંડળના સભાસદોનું જે

બીજાું મંડળ છે, તે મારો ન્યાય કરવા માગે છે—તેઓની સમક્ષ મારે હાજર થવુંજ જોઇએ અને જો હું ખરેખર અપરાધી નથી તો મારે તેઓનો ભય પણ શા માટે રાખવો જોઇએ ?”

આ શબ્દો બોલતી વખતે તેની મુખમુદ્રા શાન્ત અને ગંભીર દેખાતી હતી. તેનાં વિશાળ નેત્રો કોઈ અજબ જાતના તેજથી પ્રકાશતાં હતાં અને તે સ્થિતિમાં તેને કોઇએ જોયો હોત તો તેના તે તેજમાં જોનાર અંજાઇ જાય તેમ હતું. તે ઉપરથી જોનારને ખાત્રી પણ થાત કે—તે કોઇ સામાન્ય મનુષ્ય નથી. મધ્યરાત્રી થતાં સુધીમાં તે તરૂણ મુસાફરે અનેક પ્રકારના વિચારો કરી પોતાનું ચિત્ત દૃઢ અને શાન્ત કર્યું. તેમજ આગળ ઉપર ઉપસ્થિત થનારા પ્રસંગની સામે થવા તે ધૈર્યથી તૈયાર થઇ બેઠો.

મધ્યરાત્રી થઇ ગઇ. તે સમયે કોઈ પોતાની ઓરડીની બહારની સાંકળ ઉઘાડે છે એમ તેને લાગ્યું પરંતુ તેથી તે બિલકુલ ડર્યો નહિ. શાન્તપણે બારણું ઉઘાડી એક શસ્ત્રાસ્ત્રથી નખશિખાન્ત સજ્જ થયેલો પુરૂષ તે તરૂણ મુસાફરની સામે આવી ઉભો રહ્યો. આગંતુક પુરૂષને તે મુસાફરે ક્યાંએ પણ જોયો નહોતો. તે આવેલા પુરૂષના હાથમાં એક ખંજર હતું અને તેની મૂઠ ઉપર લીલારંગની દોરી વિંટાળેલી હતી. તે સશસ્ત્ર મનુષ્યને જોઈ મુસાફર જરાએ ડગમગ્યો નહીં. તે પુરૂષને જોતાંજ—જે સામર્થ્યવાન્ સંસ્થાનાં સાંકેતિક ચિહ્ન તેના હાથમાં હતાં તે સંસ્થા તરફ પોતાના મનમાંની—પૂજ્યબુદ્ધિ અને માન દર્શાવવા તે તરૂણ મુસાફરે નમ્રતાથી એક વખત જરા મસ્તક નમાવ્યું અને તે આવેલા પુરૂષ સાથે જવા તૈયાર થયો. આવેલા શસ્ત્રધારી પુરૂષે મુખથી એક પણ શબ્દ ન ઉચ્ચારતાં પોતાની પાછળ ચાલી આવવા ઇસારો કર્યો. તે સશસ્ત્ર પુરૂષની પાછળ જતાં જતાં મુસાફરે એકવાર પાછું વાળી જોયું, તો બીજાં

પણ કેટલાક સશસ્ત્ર સિપાઇઓ પોતાની પાછળ આવતા તેને જણાયા. સત્વર આ મંડળ ગામની બહાર આવી પહોંચ્યું અને તેણે એક ઝાડીમાં પ્રવેશ કર્યો. ઝાડીમાં આવી પહોંચતાંજ તે ન્યાયમંડળના દૂતોએ અજવાળા માટે મશાલો સળગાવી. તે ઝાડીમાંથી આગળ વધતાં એક શબ્દ પણ કોઇ બોલ્યું નહિ. તેઓ શાન્તિથી મુસાફરી કરતા આગળ વધતા હતા. તરતજ તે ઝાડીમાંથી તેઓ બહાર નિકળ્યા અને નાનકડા મંદિર પાસે જઇ પહોંચ્યા. આ સ્થળે દૂત ઉભા રહ્યા અને ઘણા વખત સુધી રહેલા મૌન્યનો અન્ત પણ આવ્યો. જે દૂત તે મુસાફરને લેવા માટે તેની ઓરડીમાં ગયો હતો તેણેજ બોલવાની શરૂઆત કરી. તે મુસાફરને ઉદ્દેશીને બોલ્યો:– "મુસાફર મહાશય ! આ સ્થળે આપની આંખો બાંધવાની છે, તેથી તમે તમારા મનમાં કોઈ પણ જાતની શંકા લાવશો નહિ. કારણ કે અમે ફક્ત ચિઠ્ઠીના ચાકર છિએ. અમારે તેમ કર્યા વિના છૂટકો નથી."

"પણ મારી સાથે આવી ચાલ ચલાવવાનું કારણ શું ?" મુસાફરે કહ્યું.

પોતાના હાથમાંનાં ખંજર અને દોરી દેખાડી તે દૂત ગંભીરપણાથી બોલ્યો–" આ જેનાં પરમ પવિત્ર સાંકેતિક ચિહ્ન છે, તે ન્યાયમહામંડળની સમક્ષ આપણે જવાનું છે !"

મુસાફરે પોતાના તમામ મનોવિકારોનો નિગ્રહ કરી આંખો બાંધવાની તે દૂતને પરવાનગી આપી. તે જાણતો હતો કે સામે શત્રુઓ બહુ હોવાથી આનાકાની કર્યે મારૂં કંઇ પણ વળશે નહિ. તે દૂતે મુસાફરનો એક હાથ ઝાલ્યો અને બીજા હાથમાં એક મસાલ લઈ ચાલવા લાગ્યો. એવી રીતે અર્ધોક કલાક મુસાફરી કર્યા બાદ તે દૂત ઉભો રહ્યો. પછી તેણે પોતાની બગલમાંથી એક વાજિત્ર કાઢી તેનો ખુબ જોરથી પ્રચંડ ધ્વનિ કર્યો તે ધ્વનિ બંધ થતાંજ "કોણ

છે ?" એવો જોરથી કોઇએ પ્રશ્ન કર્યો. તેના ઉત્તરમાં તે દૂતે તેટલાજ જોશથી જવાબ આપ્યો કે–"સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળનો એક નમ્ર અધિકારી છે !" "ઠીક છે." એવા શબ્દો અને એકાદ લોઢાની જબરદસ્ત સાંકળનો ખડખડાટ મુસાફરને સંભળાયો. તે મુસાફરને અનેક મુદ્દાના પ્રસંગોની માહિતી હોવાથી તેણે બનેલા બનાવ ઉપરથી તરતજ અનુમાન કર્યું કે–પોતે એકાદ કિલ્લાની પાસે આવ્યો છે અને કિલ્લાની આજુબાજુની ખાઈ ઉપર નાંખવાનો લાકડાનો પુલ નીચે છોડવામાં આવ્યો છે. એટલામાં એક મોટો દરવાજો ઉઘડયાનો શબ્દ પણ તેને સંભળાયો. તેણે કરેલું અનુમાન બરાબર હતું. કારણ કે તે જ્યારે આગળ ચાલવા લાગ્યો ત્યારે તેના પગરવનો જે ધ્વનિ થતો હતો તે ઉપરથી પોતાને લાકડાના પૂલ ઉપરથી લઈ જવામાં આવે છે, એવી તેને ખાત્રી થઈ. પૂલ ઉપરથી આગળ ગયા પછી એક ફરસબંધી ઉપરથી આગળ વધવામાં આવે છે અને પગની નીચેનો માર્ગ ડગલે ડગલે ઉંચો ને ઉંચો થતો જાય છે, એમ તેને લાગ્યું. થોડીવાર પાછો પોતે–દૂત સાથે સપાટ જમીન ઉપર આવ્યાનું તેને સમઝાયું અને તે ઉપરથી તેણે એવો તર્ક કર્યો કે પોતે કિલ્લાના એક સપાટ મેદાનમાં આવ્યો છે અને તેનો તે તર્ક પણ ખરો હતો. ત્યાં જઇ પહોંચતાંજ "તેની આંખો છોડી નાંખો !" એવો શબ્દ સંભળાયો. તે શબ્દ બોલનારને પોતે ઓળખે છે, એમ તેને લાગ્યું ખરૂં, પરંતુ પોતાના મનમાં થતી વિચારોની ગડભાંગ શાન્ત કરવા માટે તે કોશીશ કરતો હોવાથી તેણે તે અવાજવાળા પુરૂષને ઓળખવાને બહુ ધ્યાન આપ્યું નહિ. જોકે તે તરૂણ મુસાફર ધીરવીર અને શૂરવીર હતો છતાં પણ તે રાત્રે જ્યારે સુવા ગયો ત્યારથી અત્યાર સુધી જે જે ચમત્કારિક અને ભયંકર બનાવો બન્યા હતા, તેનાજ વિચારો તેના અંતરમાં ઘોળાયા કરતા હતા. જંગલમાંથી થયેલી દુઃખદ મુસાફરી, અત્યારે પોતે ક્યાં છે, તેનો પણ નિર્ણય ન કરી

શકાય તેવી સ્થિતિ, ન્યાયમંડળની ભયંકર વાતો, તેની ન્યાય કરવાની છુપી રીતભાત, આદિક બનાવો એક મહાન્ સાહસિક અને ધીરવીર પુરૂષના હૃદયમાં ભય ઉત્પન્ન કરવા માટે પૂરતાં હતાં.

## પ્રકરણ ૭ મું.

### દેહાન્ત શિક્ષા.

મુસાફરનાં નેત્રો ઉપર બાંધવામાં આવેલ વસ્ત્ર જે સમયે દૂતે છોડયું તે સમયે પોતે એક ભવ્ય મકાનના ભોંયતળીએ આવેલા એક વિસ્તીર્ણ દિવાનખાનામાં હોવાનું તેને જણાયું. તે દિવાનખાનાના એક ખૂણામાં એક સુશોભિત આસન ગોઠવવામાં આવ્યું હતું. તેના ઉપર સુંદર મેઘાડંબરી બેસારેલી હતી અને અંદરના ભાગ ઉપર બહુમૂલ્ય મખમલ જડેલી હતી. તે આસનની ઉપર સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરી એક પુરૂષ બેઠો હતો. તેનો પોશાક એક માંડલિક રાજાને શોભે તેવો હતો. તેની તરફ જોતાંજ મુસાફરે તેને તરત ઓળખી લીધો. તેણે સુવ્રતને ઘેર જે બાવાને જોયો હતો તેજ આ સમયે સિંહાસન પર બેઠેલ પુરૂષ—બાવો—હતો, એ તત્કાળ તેના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ. મુખ્ય આસન ઉપર પણ બીજા પુરૂષો બેઠેલા હતા. તેઓના પોશાક મૂલ્યવાન્ નહોતા અને તેઓ શસ્ત્રરહિત હતા.

પ્રસ્તુત દિવાનખાનાની વચમાં એક પાટલો મૂકવામાં આવ્યો હતો અને તેની ઉપર એક સોનાનો થાળ હતો. તેમાં હીરાઓથી મઢી લીધેલ એક સમશેર હતી. આ સમશેર તે મંડળને ન્યાય કરવાનો અધિકાર છે, એવું દેખાડનાર એક નિશાની હતી. તે તરવારની પાસે એક લીલા રંગની દોરીનો દડો પડયો હતો. મુખ્ય આસન ઉપર બેઠેલા

પુરૂષે અત્યંત ગંભીર મુદ્રા ધારણ કરી હતી અને પ્રત્યેક શબ્દમાં જરા જરા અવકાશ રાખી તેણે ગંભીરતાથી શ્રી શાન્તિઃ શ્રી શાન્તિઃ શ્રી શાન્તિઃ એમ ત્રણવાર જયનાદ કર્યો. એ શબ્દ શ્રવણ થતાંજ પરસ્પર સંભાષણ કરતા સભાસદો ચુપ થઇ ગયા અને સર્વત્ર શાન્તતા પ્રસરી. પછી થોડીવારે મુખ્યાસન ઉપર આરૂઢ થયેલા ન્યાયાધિશે ગંભીર સ્વરે તે તરૂણ મુસાફરને ઉદ્દેશીને કહ્યું–"યુવાન્ ગૃહસ્થ ! આમ આગળ આવ !"

"હું હાજર છું." એમ કહી જે ઠેકાણે પાટલા ઉપર સાંકેતિક ચિહ્ન રાખવામાં આવ્યાં હતાં તે સ્થાન પાસે જઇ તે તરૂણ યુવકે કહ્યું.

"મને લાગે છે કે–પરમ પવિત્ર અને પૂજ્ય સ્વયંસિદ્ધ ન્યાય-મહામંડળની તને પૂર્ણપણે માહિતી છે એક રીતે એ પણ ઘણુંજ સારૂં છે." ન્યાયમૂર્તિએ કહ્યું.

"હા. મેં તે બાબતમાં કંઇક સાંભળેલું હોવાથી કંઇક જાણું છું ખરો."

"તને આ સંસ્થાના પવિત્ર ઉદ્દેશો ઉપર વિશ્વાસ છે કે નહીં ?"

આ પ્રશ્નનો ઉત્તર તે તરૂણે કાંઇ પણ આપ્યો નહિ. તે જોઈ ન્યાયાધિશ ફરી બોલ્યોઃ–"આ સંસ્થા ઉપર તને એની મેળેજ વિશ્વાસ બેસશે. તારૂં નામ શું ?"

"જે ઉપરથી તમે મને અહીં બોલાવી મંગાવ્યો છે, તે ઉપરથી હું નિઃશંકપણે માની શકું છું કે તમે મારૂં નામ પણ જાણુતાજ હશો."

"તો પણ તું અત્યારે કયું નામ ધારણ કરીને મુસાફરી કરે છે, તે અમારે જાણવુંજ જોઇએ." ન્યાયાધિશે કઠોર વાણીથી કહ્યું.

"હું અવન્તિનગરીમાં રહેનારો એક સુખી ગૃહસ્થ છું અને મારૂં નામ ભદ્રસેન છે. મારી પાસે મહારાજાધિરાજ ઉગ્રસિંહના

નામની મુદ્રિકા—દાખલા તરીકે છે." એમ કહી તરૂણ મુસાફરે એક કાગળ પોતાની પાસેથી કાઢયો અને તે ન્યાયાધિશના હાથમાં આપ્યો.

"એક સુખી ગૃહસ્થ ! તો પણ અમારી સંસ્થાના ન્યાયના ક્રમમાં નામ કે ગામની સાથે કંઇ વિશેષ સંબંધ નથી. વારૂ, અત્યારે તું ક્યાં જવાનો હતો ?"

"કાચનપુર !"

"એ તું જાણે છે કે—તને અમારી સામે શા માટે લાવવામાં આવ્યો છે ?"

"તેની મને કંઇ પણ ખબર નથી."

"તો લે આ કાગળ અને વાંચી જો !"

એમ કહી ન્યાયાધિશે એક લખેલો કાગળ તેના હાથમાં આપ્યો. તે કાગળ તે તરૂણ મુસાફરે શાંતિથી વાંચ્યો. તે કાગળ પૂરો વાંચી રહેતાં તે તરૂણને લગભગ પા કલાક લાગ્યો. કાગળ વાંચતી વખતે કયારે કયારે તે તરૂણની મુખમુદ્રા લાલચોળ થતી તો કયારેક તેને અસહ્ય અપમાન જેવું લાગતું; છતાં તે કાગળમાંની બિના ઉપર તે પોતાની નજર ફેરવી જતો હતો. અન્તે તે બોલ્યો—"આ કાગળ મેં વાંચી જોયો. હવે આપનું શું કહેવું છે ?"

"તું આ કાગળ ઉપર તારી સહી કરી દે એટલે તરતજ બંધન મુક્ત થઇશ." ન્યાયાધિશે કહ્યું.

"જો મેં સહી કરવાનો અસ્વીકાર કર્યો તો ?" તરૂણે ગુસ્સાથી પૂછ્યું.

"તને દેહાન્તદંડ મળશે." ન્યાયાધિશે ગંભીરતાથી કહ્યું.

આ શબ્દ સાંભળતાંજ તે તરૂણે ખુંખારો કરી—છાતી કાઢી—અધિકારદર્શક અને ગંભીરસ્વરે કહ્યું. "તમે આવી ધમકીઓ કોને આપો છો ? તમે સર્વેએ આ બાબતનો પૂરેપૂરો વિચાર કર્યો છે

ખરો ? અત્યારે તમે કોના પ્રાણની સાથે રમત કરો છો તે કંઈ જાણો છો ?"

"હા. અમે ઘણીજ સારી રીતે જાણીએ છીએ—સમજીએ છીએ. અમારે કોઇને વિનંતિ કરવાની નથી અથવા કોઇની મરજી સાચવવાની નથી. ફક્ત હુકમ કરવો, એજ અમારૂં કર્તવ્ય છે; છતાં આ તરફના પ્રદેશમાં પ્રસ્તુત સંસ્થાનો હું મુખ્ય અમલદાર તને સલાહ આપું છું કે તારે આ કાગળ ઉપર સહી કરી દેવી, એ વધારે ઉત્તમ અને હિતકર છે. કેમ, કંઈ ધ્યાન પહોંચે છે ?"

"આ વાત કોઇ કાળે બનવાની નથી." યુવકે અત્યંત દ્રઢ-નિશ્ચય દર્શક સ્વરે કહ્યું.

"તો પછી ન્યાયની રીતિએ જે શિક્ષા ઠરાવવામાં આવી છે, તે તારે ભોગવવી પડશે અને તે ભોગવ્યા વિના તારો છુટકારો પણ થવાનો નથી. એ તું નક્કી માનજે. તો પણ હું તને ફરી કહું છું કે તું હજુ પણ બુદ્ધિને ઠેકાણે રાખી સારી રીતે વિચાર કરીને નિશ્ચય ઉપર આવશે, તો તારૂં શ્રેય થશે."

"મારે આ સંબંધમાં વધારે વિચાર કરવાની કંઈ પણ જરૂર નથી. ફક્ત એટલુંજ કહેવાનું છે કે તમે જે કંઇ કરો તે પ્રથમ સારી પેઠે વિચાર કરીને કરજો કે જેથી તમારે પાછળથી પસ્તાવું ન પડે, કારણ કે—આ તમારા અન્યાયનાં—કાળાંકર્મના ભયંકર પરિણામનાં કડવાં ફળ તમારેજ ભોગવવાં પડશે."

"ઓ બેવકૂફ છોકરા ! તું આ પવિત્ર અને મહાન્ સંસ્થાનું અપમાન કરે છે, તે તારા ધ્યાનમાં છે ખરૂં કે ? હવે તારી ઉપર લગારે દયા કરવામાં નહિ આવે. અમારી આ સંસ્થાના નિયમ મુજબ તને દેહાન્તની શિક્ષા આપવીજ જાઇએ." ન્યાયાધીશે સંતાપથી કહ્યું.

એટલું કહી તે ન્યાયાધીશ થોડીવાર ચૂપ રહ્યો. તે એટલા માટે

ચૂપ રહ્યો કે જેથી તે યુવક ભદ્રસેનને ફરી વિચાર કરવાનો અવકાશ મળે. પરંતુ તે યુવકની મુખમુદ્રા ઉપર ભય કે દુઃખનું જરાએ ચિહ્ન પણ જણાયું નહિ. આ સમયે તે મંડળના સભાસદોની નજર તે યુવક તરફજ હતી. તે યુવક કંઈપણ બોલતો નથી, એ જોઈ તે ન્યાયાધિશે કઠોરવાણીથી નીચે પ્રમાણેની શિક્ષા તે યુવકને કરી. તે બોલવા લાગ્યો કેઃ—

" સભાસદો ! આ કંગાલ મનુષ્ય કે જેણે અત્યારે ભદ્રસેન એવું નામ ધારણ કર્યું છે, તે મનુષ્યને આપણી પવિત્ર સંસ્થાના સાંકેતિક ચિહ્નોની સહાયતાથી મહામંડલના ન્યાયાસન સામે બોલાવી મંગાવી મેં તેની ફરી તપાસ કરી. મહારાજાધિરાજ માલવપતિ—અવંતિ નગરાધિપતિના સામ્રાજ્યના શ્રેયને માટે આ નામધારી ભદ્રસેનને કેટલીક વાતો કબુલ કરવા માટે મેં મારા હાથ નીચેના સભાસદોની સમક્ષ વિનંતિ કરી હતી. મારા હાથ નીચેના સભાસદોની સમક્ષ મેં જે વાતો કબુલ કરવા તેને સમજાવ્યો હતો તે કબુલ ન કરતાં ઉલટું—ઉન્મત્તપણાનું વર્તન કરી મહામંડળનું તેણે પરોક્ષ શબ્દાર્થ—અપમાન પણ કર્યું છે. એટલા માટે-સંપૂર્ણ સામ્રાજ્યના હિતને માટે—તેને મારે નિરૂપાયે સખ્ત શિક્ષા કરવી પડે છે અને હું તેને જે શિક્ષા કરવાનો છું તેમાં મારા હાથ નીચેના સભાસદોની સંપૂર્ણ સમ્મતિ છે તેથી હું એવો હુકમ કરૂં છું કે, આ સામે ઉભેલા નામધારી ભદ્રસેનના ગળામાં ફાંસો નાંખી તેને એક વૃક્ષ ઉપર લટકાવી દેવો. તેનું શબ ત્યાંજ રહેવા દેવું—તેને નીચે ઉતારી અગ્નિસંસ્કાર કરવો નહિ. આ ઉદ્ધત યુવકનું શબ લટકતું રહેવાથી ઘણા લોકોને ઉપદેશ મળશે. શ્રી શાન્તિઃ ! "

ન્યાયાધિશે ક્રોધથી સંતપ્ત થઇ ઉપર પ્રમાણેની શિક્ષા—ભદ્રસેનને કરી અને આસનની પાસેજ પડેલી લીલારંગની દોરી લઈ તેના

ઉપર નાંખી. ભદ્રસેને પોતાના હૃદયને બિલકુલ ચલાયમાન ન થવા દેતાં શાન્ત ચિત્તે તે શિક્ષા સાંભળી. તરતજ છ સિપાઇઓ આગળ આવ્યા. તેમાંથી એક જણે તે દોરી લીધી અને બીજા પાંચે જણાઓએ તેની ઉપર હલ્લો કરી તેનાં શસ્ત્રો ઝૂંટાવી લીધાં. શસ્ત્રો લઈ લીધા પછી એક મજબૂત દોરીથી તેના હાથ બાંધી લેવામાં આવ્યા. એટલું થઈ રહ્યા પછી ન્યાયાધિશે સિપાઇઓને ઉદ્દેશી કહ્યું કેઃ—"તમને હું એવો હુકમ કરૂં છું કે આ પાસેના જંગલમાં લઈ જઇ આ ઉદ્ધત માણસને તમારે એ ઘડીમાંજ ફાંસી દેવી. આનું કોઇ દ્વેષી કે ચોર કે લુંટારાએ ખૂન કરેલ નથી પણ તેને પરમપવિત્ર ન્યાયમહામંડળે દેહાન્તની શિક્ષા કરી છે, એ વાત લોકો સારી રીતે જાણી શકે, માટે આને એકાદ ઝાડની ઉપર ફાંસી દઈ ત્યાં ને ત્યાંજ તેનું શબ લટકતું રહેવા દેજો. તેમજ તે વૃક્ષની નીચે આપણી સંસ્થાનાં સાંકેતિક ચિહ્ન—ખંજર અને લીલી દોરી-બરાબર અને મજબુત બાંધી આવજો."

આ સાંભળી તે યુવક ભદ્રસેન અતિશય ગંભીર અને ઉચ્ચ સ્વરે બોલ્યો કેઃ—"આ એક રીતે પવિત્ર ઇશ્વરી અને માનવી ન્યાયનું ખુલ્લી રીતે અપમાન થાય છે, તેનો હું ખરા અંતઃકરણથી પૂરેપૂરો ધિક્કાર કરૂં છું. અહીં આ જેટલા માટીના પૂતળા જેવા—સભાસદો બેઠા છે, તેઓ શું આવી રીતે થતા ન્યાયદેવીના ખૂનને પસંદ કરે છે?"

"ઓ ઉદ્ધત અને નાદાન છોકરા! બસ, ચૂપ કર! તું નહિ જાણતો હોય કે અહીં જે સભાસદો બેઠેલા છે તેઓમાંથી એકાદનો પ્રત્યક્ષ ભાઇ, બાપ કે પુત્ર—તારે બદલે અહીં ઉભો હોય ને તેને મેં દેહાન્તદંડની શિક્ષા કરી હોય તોપણુ તે વિરૂદ્ધ પોતાના મુખમાંથી હું કે ચું એવો શબ્દ પણ તે કાઢી શકે નહીં. તો તારા જેવા એક

રસ્તે જતા મુસાફરનો તો હિસાબજ શો અને તેની પ્રતિષ્ઠા પણ શી? માટે જા! મુંગો મુંગો આજ્ઞાને આધીન થા!"

"ક્યાંથી અને શી રીતે કાઢી શકે? પોતે પોતાને હાથેજ ગુલામ તરીકે વેચાઇ ગયેલાં પુતળાંઓ શી રીતે બોલી શકે?"

એટલું બોલતાંજ તે મંડળના દૂતો ભદ્રસેનને ધક્કો મારી દિવાનખાનાની બહાર લઇ ગયા. દિવાનખાનામાંથી બહાર નિકળતાંજ એક મોટું મેદાન દેખાવા લાગ્યું. આ સમયે ભદ્રસેનની આંખો બાંધેલી નહોતી. કારણ કે જેના પ્રાણ તરતમાંજ લેવાના છે, તેની આંખો બાંધવાની જરૂર નહોતી. કિલ્લામાંથી બહાર નિકળ્યા પછી—કિલ્લામાં પ્રવેશ કરતાં—પોતાને પહેલાં જે જે શંકાઓ થઇ હતી તે સર્વે સાચીજ હતી, એમ ભદ્રસેનને સમજાયું. આ સમયે આકાશ સ્વચ્છ હતું અને તરતમાંજ ચંદ્રનો ઉદય થયો હતો તેથી મશાલો સળગાવવાની કંઈ પણ જરૂર નહોતી. કિલ્લામાંથી બહાર નિકળતાંજ ભદ્રસેને જરા પાછું વાળી કિલ્લા તરફ દૃષ્ટિપાત કર્યો. તે સમયે તે કિલ્લાનો મજબુત કિનારો, ઉંચા ઉંચા બુરજો અને ભવ્ય મકાનો તેણે જોયાં; પરંતુ આ વખતે તેના મનમાં જુદાજ વિચાર તરંગો તરંગીત્ થતા હોવાથી કિલ્લાનું પૂરેપૂરૂં સ્વરૂપ જોવા તરફ તેનું ચિત્ત ગયું નહી. તેને માટે ન્હાસી જવાનું તો તદ્દન અશક્ય હતું કારણ કે તેનાં શસ્ત્રો તેની પાસે નહોતાં અને હાથમાં નગ્ન સમશેરો ધારણ કરેલા ૭ પુરૂષોથી તે વિંટાએલો હતો. સિપાઇઓની સાથે જતાં તેણે આલોકના વિચારો કરવાનું છોડી દીધું અને મનમાં ને મનમાં પરમકૃપાળુ પરમાત્માનું ધ્યાન ધરવામાં—ચિંતન કરવામાં—નિમગ્ન થઈ વધસ્થાન તરફ ચાલ્યો જતો હતો.

વાંકોચુંકો અને ઉતરાણનો માર્ગ પૂરો થયા પછી તે ટોળું એક દરવાજાની પાસે આવી પહોંચ્યું. દરવાજો ઉઘડ્યો. બહારની

ખાઇ ઉપર પુલ નાંખવામાં આવ્યો અને તેની ઉપરથી ભદ્રસેન અને સિપાઇઓ પસાર થઈ પેલી તરફ ગયા. કિલ્લાની મર્યાદા ઓળંગી ગયા પછી એક સિપાઇએ મશાલ સળગાવી અને તે સર્વની આગળ ચાલવા લાગ્યો. તેઓ પહેલાં અમે જણાવી ગયા તે ઝાડી તરફ જતા હતા. બધા ચૂપ હતા. તેઓએ તે ઝાડીમાં પ્રવેશ કર્યો. થોડી વાર મુસાફરી કર્યા પછી તેઓ પહેલાં જણાવેલા મંદિર પાસે આવી પહોંચ્યા. પછી તે સિપાઇઓમાંથી એકે ભદ્રસેનને ઉદ્દેશીને કહ્યું:– "અરે હિનભાગી પુરૂષ! આ ઉંચા વૃક્ષની ઉપર તને મૃત્યુની શિક્ષા થશે. માટે તેની અમે તૈયારી કરી લઇએ ત્યાં સુધી તું આ મંદિરમાં જઇ શ્રીસદાશિવનાં અન્તિમ દર્શન કરી લે!"

ભદ્રસેન ચૂપજ હતો. તે તે મંદિર તરફ વળ્યો. તે જોઈ બે સિપાઇઓ તેની સાથે મંદિરમાં ગયા. મંદિરમાં જતાંજ ભદ્રસેને પ્રેમમય અંતઃકરણે મહાદેવ શ્રીસદાશિવને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને ભક્તિયુક્ત ચિત્તે શિવકવચ સ્તોત્ર બોલવાનો પ્રારંભ કર્યો. સ્તોત્ર પૂર્ણ થતાંજ તેણે ફરી રૂદ્રદેવને નમસ્કાર કર્યા અને સિપાઇઓને કહ્યું કે:–"હું તૈયાર છું!" આ શબ્દો બોલતી વખતે તેની મુખમુદ્રા ઉપર શોક, ખિન્નતા કે દુઃખનું જરાએ ચિહ્ન જણાતું ન હતું. તે જોઈ એક સિપાઈ બોલ્યો:–"યુવક! તું ખરેખર એક વીર પુરૂષ છે."

"તમારા તે જુલ્મી ન્યાયમંડળની અન્યાયની અને અપમાનની શરતો કબુલ કરવા કરતાં પોતાના દેહનો ત્યાગ કરી દેવાનું મને બહુજ ડહાપણ ભરેલું અને શ્રેયસ્કર લાગે છે." ભદ્રસેને ધીટ થઈ ઉત્તર આપ્યો.

તેઓ મંદિરમાંથી બહાર આવ્યા. તે વખતે થનાર ભયાનક કૃત્યની તૈયારી પૂરી થઈ ગઈ હતી.



# પ્રકરણ ૮ મું.



## બચાવ.

"સિપાઇઓ જુઓ છો શું,? પકડો એ હરામખોરને ? અને પવિત્ર ન્યાયના કામમાં બાધક થવાથી તેનું કેવું ભયંકર પરિણામ આવે છે, તે આ નાદાનને સારી રીતે દેખાડી દ્યો !"

"હરામખોરો, અક્કલ વિનાના ગવેડાઓ પાછા હઠી જાઓ ! તમે કોના પ્રાણ લ્યો છો, તેની તમને જરાએ કલ્પના છે ખરી ?"

ભદ્રસેન અને તેની સાથેના દૂતો જ્યારે મંદિરમાંથી બહાર આવ્યા ત્યારે બહારના સિપાઇઓએ સર્વ વ્યવસ્થા તૈયાર કરી રાખી હતી. ભદ્રસેન આવતાંજ તેના ગળામાં એક મજબૂત ફાંસો નાંખવામાં આવ્યો અને બે જણાઓએ તેના બન્ને હાથ બાંધ્યા. ભદ્રસેને તેમ કરવામાં કંઈ પણ વાંધો લીધો નહિ. તે મનમાં ને મનમાં પરમકૃપાળુ પરમાત્માનું શાન્તિથી ચિંતવન કરતો હતો. હવે ફક્ત દોરી ખેંચવાનીજ વાર હતી. તેના પ્રાણ બચશે એવી શંકા તે છએ સિપાઇઓમાંથી એકને પણ આવી નહિ. દોરી ખેંચવાનું સુલભ પડે માટે ત્રણ સિપાઇઓએ ભદ્રસેનને ઉંચો કર્યો અને બીજા ત્રણ સિપાઇઓ દોરી ખેંચવા લાગ્યા.

એટલામાંજ—તેજ સમયે—તેજ પળે—અચાનક કોઇએ તે તણાએલી દોરી ઉપર તલવારનો ઘા કર્યો. ઘા થતાંજ દોરીના બે ટુકડા થઈ ગયા અને દોરી ખેંચનારા સિપાઇઓ નીચે પછડાયા. દોરી કોણે તોડી નાંખી તે જોવા માટે તે સિપાઇઓએ પાછું વાળી જોયું. તો તેમની પાસેજ એક કાળી આકૃતિ ઉભેલી જણાઈ. તેની કમ્મરે એક લાંબી તલવારનું મ્યાન લટકતું હતું અને યમરાજની જિહ્વા જેવી

સમશેર તેના હાથમાં શોભતી હતી. તેણે પોતાનું તમામ શરીર કાળા-અંધાર પછેડાથી ઢાંકી લીધું હતું. તે દેખાવે ઉંચો અને ભવ્ય એક વીરપુરૂષ હતો.

ભદ્રસેન આ નવીન આવેલા વીરપુરૂષ તરફ જોવા લાગ્યો. આવો એકાએક અને તે પણ આવા કટોકટના સમયેજ તે વીરપુરૂષ ત્યાં આવ્યો, તે વાતની તેને રહી રહીને અજાયબી લાગવા માંડી અને અત્યંત આનંદ પણ થયો. પરંતુ તે સિપાઇઓ તો ત્યાં અચાનક આવેલા તે વીરપુરૂષની ભયંકર મુખમુદ્રા જોઈ તત પપ થઈ ગયા. તેમની જીભ બોબડી થઈ ગઈ અને તેમના હાથમાંથી હથીઆરો નીચે પડી ગયાં. સિપાઇઓના અધિકારીના હાથમાં જે મશાલ હતી તે પણ જમીન ઉપર પડી ગઈ. પોતે અત્યારે કેવા સંકટમાં છે, તેની જાણે બિલકુલ દરકારજ નથી, એવી રીતે તે વીરપુરૂષ ભદ્રસેનની પાસે આવ્યો. જે બે સિપાઇઓ ભદ્રસેનને પકડીને ઉભા હતા તેઓને ધક્કો મારી તેણે એક તરફ કર્યા. પછી તે વીરપુરૂષે પોતાની સમશેરની ધારથી ભદ્રસેનના હાથે બાંધેલી દોરી કાપી નાંખી ભદ્રસેનના હાથ છૂટા કર્યા. એટલું કામ કરી રહ્યા પછી તે વીરપુરૂષે ભદ્રસેનને કહ્યું—

"હવે તમે નિઃશંક થઈ મારી સાથે ચાલ્યા આવો !"

ભદ્રસેન પણ કાંઈ ન બોલતાં તે વીરપુરૂષની પાછળ પાછળ જવા લાગ્યો. પોતાનો પીછો લેવાશે, એવા ડરથી તે વીરપુરૂષ જરા પણ ઉતાવળો ચાલતો નહોતો. તે બહુજ શાંતિથી ચાલતો હતો, જાણે કાંઈ વિચિત્ર વાત બનીજ નથી. સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળની બદલો લેવાની શક્તિ કેટલી બધી ભયંકર છે, એ વાત જાણે કે તેના ધ્યાનમાંજ ન હોયની ! એવી રીતે તે વીરપુરૂષ ધીમે ધીમે ચાલતો હતો. ભદ્રસેન તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. થોડી વાર પછી ભદ્રસેને તે વીરપુરૂષને કહ્યું—

" સજ્જન ગૃહસ્થ ! આપણે કોઇ સુરક્ષિત સ્થળે જઇ પહોંચીએ નહીં ત્યાં સુધી જરા ઉતાવળેથી ચાલીએ તો બહુ સારૂં; કારણ કે આપણો પીછો લેવાવાનો સંભવ છે."

" તે બાબતમાં તમે જરાએ ધાસ્તી રાખશો નહિ અને ચિંતા પણ કરશો નહીં. તમે હવે સર્વથા નિર્ભય અને સુરક્ષિત છો. એ છ સિપાઈઓ તો શું પણ કોઇ મહાન્ સૈન્ય આવી આપણા ઉપ હુમલો કરે, તો પણ જ્યાં સુધી હું તમારી સેવામાં હાજર છું ત્યાં સુધી કોઈ તમારો એક વાળ પણ વાંકો કરી શકે તેમ નથી. માટે તમે સર્વ રીતે નિશ્ચિંત થઇને મારી સાથે સાથે ચાલ્યા આવો."

ઉક્ત શબ્દો તે વીર પુરૂષે બહુજ શાંતપણે અને ગંભીરતાથી ઉચ્ચાર્યા હતા. તેમાં ભયનો જરાએ અંશ તો શું પણ ગંધ સરખી નહોતી. આવા પ્રકારનો તે વીરપુરૂષનો આત્મવિશ્વાસ જોઈ ભદ્રસેનને હદ ઉપરાંત અજાયબી લાગી તેમજ તે બની ગયેલા બનાવમાં કાંઈક અમાનુષિક પ્રકાર હોવો જોઇએ, એવી તેના અંતઃકરણમાં શંકા પણ ઉત્પન્ન થઈ નહીં. તેને એમજ લાગ્યું કે—પોતાનો ફાંસી ઉપરથી છુટકારો કરનાર આ વીર પુરૂષ તે ભયંકર રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળનો કોઈ ઉચ્ચ દરજ્જાનો વરિષ્ઠ અધિકારી હોવો જોઇએ. તેણે કાંઇક સાંકેતિક ઈશારત કરવાથીજ તે ભયંકર સંસ્થાના દુષ્ટ દૂતો ભય પામ્યા હોવા જોઇએ; પરંતુ તે ઇશારતને પોતે જાણી કે જોઇ શક્યો નથી. એટલું છતાં પણ તે અજાણ્યા વીર પુરૂષની પાછળ પાછળ ચાલ્યા જતાં ભદ્રસેનના અંતઃકરણમાં જરા તરા ભયનો સંચાર થયા વિના ન રહ્યો તે નજ રહ્યો. પ્રથમ તેણે પોતે પોતાની મેળેજ તે વીર પુરૂષની સાથે વાતચિત કરવાની શરૂઆત પણ કરી નહિ.

આવી રીતે કેટલોક વખત મુસાફરી કર્યા પછી તે બન્ને જણા

એક ગામડાની પાસે જઈ પહોંચ્યા. આટલો વખત ભદ્રસેન તે વીર પુરૂષની સાથે સાથે ચાલ્યો હતો છતાં પણ તે વીર પુરૂષની મુખમુદ્રા જોવા માટે તેને જરાએ સગવડ મળી શકી નહોતી; કારણ કે ભદ્રસેન તે વીર પુરૂષની પાછળ પાછળ ચાલતો હતો. તે ગામની પાસે આવતાંજ તે વીર પુરૂષે પોતાના મુખ ઉપરનો બુરખો જરા દૂર કર્યો તેથી તેની મુખમુદ્રાનો ભાગ જરા તરા દૃગ્ગોચર થવા લાગ્યો. ગામની ભાગોળે પહોંચતાંજ તે વીર પુરૂષે ભદ્રસેનને કહ્યું કે—" હવે તમે થોડો સમય અહીંજ થોભી જાઓ ! હું ગામમાંથી મારો ઘોડો લઈ હમણાંજ આવું છું. "

એમ કહી તે વીર પુરૂષ ઉતાવળો ઉતાવળો ગામ તરફ ચાલ્યો ગયો અને થોડાજ વખતમાં તે ભદ્રસેનની દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયો. તે ઠેકાણે એકલા ઉભા રહેતાં ભદ્રસેનને ભય લાગવા માંડ્યો. તેના અંતઃકરણમાં અનેક પ્રકારના વિચાર તરંગો એક પછી એક ઉત્પન્ન થવા લાગ્યા. સાક્ષાત્ મૃત્યુનો ભયંકર પ્રસંગ પ્રાપ્ત થવા છતાં પણ જેના હૃદયમાં ભયનો જરા પણ સંચાર થયો નહોતો તે માણસ સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળનું સામર્થ્ય કેટલું બધું વિચિત્ર છે, એ સંબંધના વિચાર આવતાંજ મનમાં બ્હીવા લાગ્યો. વળી પોતાને મૃત્યુના મુખમાંથી છોડાવનાર આટલી બધી હિંમતવાળો તે વીર પુરૂષ કોણ હશે? એ પણ તેના ધ્યાનમાં ન આવવાથી તેનું મન સંશયગ્રસ્ત થઈ ગયું.

હવે અહીંથી જલદીજ ચાલવા માંડવું અને કાંચનપુરને રસ્તે ચડી જવું, એમ તેના મનમાં આવ્યું. કારણ કે ત્યાં જવાથી પોતાને જેટલી મદદ જોઇશે તેટલી મદદ મળી આવશે, એમ તેને વિશ્વાસ હતો. એવો વિચાર કરી તે અમલમાં મૂકે તેટલામાંજ તેને બીજી એક વાતનું સ્મરણ થઇ આવ્યું. કાંચનપુરના રાજા ચંદ્રસેનની સાથે

ઓળખાણ થવામાં નિમિત્તભૂત થનારા કાગળ પત્રો તો તેના ઘોડાના ખોગીરમાંજ રહી ગયા છે.

"હવે શું કરવું ? એ બાબતમાં તે પોતાના મનની સાથે વિચાર કરે છે તેટલામાં ઘોડાના ડાબલાઓનો અવાજ તેના કાને આવ્યો અને થોડી પળમાંજ તેને મુક્ત કરનારો વીર પુરૂષ ઘોડો દોડાવતો તેની પાસે આવી પહોંચ્યો. તેના એક હાથમાં પોતાના ઘોડાની લગામ અને બીજા હાથમાં ભદ્રસેનના ઘોડાની લગામ હતી. આ વખતે ભદ્રસેનનો ઘોડો પણ હોંશિયાર થઇ ગયો હતો."

"ઉતાવળ કરો અને આ તમારા ઘોડા ઉપર તમે સ્વાર થઈ જાઓ !" એટલુંજ તે વીરપુરૂષ બોલ્યો.

ભદ્રસેન બહુજ આનંદથી પોતાના ઘોડા ઉપર સ્વાર થઈ ગયો. ઘોડા ઉપર બેસતાંજ પોતે જે ભલામણ પત્રો લાગ્યો હતો, તે ખોગીરમાં સહીસલામત છે કે નહિ, તે તેણે તપાસી જોયું. પોતાની તમામ ચીજો સહીસલામત જણાયાથી તેને અનહદ આનંદ થયો. ત્યાર પછી તેણે મોટેથી તે વીર પુરૂષને કહ્યું કે—

"મારી તમામ ચીજો જ્યાં હતી ત્યાં ને ત્યાંજ સહીસલામત છે તે જોઇ મને ઘણોજ હર્ષ થાય છે."

• "હા. આપની એક પણ ચીજ પાછળ રહી ન જાય—અથવા તો ખોવાઈ ન જાય—તે માટે મેં બહુ સાવચેતી રાખી હતી."

"સંકટ સમયે મને સહાયતા કરવા દોડી આવનાર—મારા પ્રાણનું સંરક્ષણ કરનાર વીર પુરૂષ ! આપને જો હરકત ન હોય તો મને આપનું ઓળખાણ આપવા કૃપાવંત થશો."

"ભદ્રસેનજી ! હવે પછી આપણે તરતમાંજ પાછા ફરી મળીશું તે વખતે મારી બાબતમાં આપને જે જે જાણવું હશે તે બધું હું જણાવીશ !"

"વીરનર ! આપ આ શું કહોછો ? શું આપણે ફરીને મળીશું ? ક્યાં મળીશું વારૂ ?"

"કાંચનપુરમાં, હવે આપને ત્યાંજ જવાનું છે, તે હું જાણું છું. આપ ચાલો છો તે રસ્તો સીધો કાંચનપુર જાય છે. હવે આપને કોઇ પણ પ્રકારનો ભય નથી. (જરા હાસ્ય કરી તે વીરપુરૂષ આગળ બોલવા લાગ્યો—) આપ એમ નક્કી માની લેજો કે આપને રસ્તામાં કોઈ મળશે નહીં અથવા તો દેખાશે નહિ, છતાં પણ આપનું સંરક્ષણ કરનાર મનુષ્ય આપની પાછળજ છે ! આજથી બરાબર સાતમે દિવસે કાંચનપુરમાં એક મહાન્ મહોત્સવ થવાનો છે, તેજ દિવસે હું ત્યાં આવીને આપને મળીશ !"

એટલા શબ્દો ઉચ્ચારી તે ભેદી વીર પુરૂષે પોતાના ઘોડાને એડી મારી. એડી મારતાની સાથેજ તે ઘોડો અને સ્વાર બન્ને ભદ્રસેનની દ્રષ્ટિ મર્યાદાની બહાર નિકળી ગયા.



## પ્રકરણ ૯ મું.



### મહારાજા ચંદ્રસેન.

પ્રાચીન સમયમાં માલવદેશના પૂર્વ વિભાગમાં કાંચનપુર નામક એક મોટું શહેર હતું. આ શહેરની પશ્ચિમ દિશાએ આવેલી એક ટેકરી ઉપર કાંચનપુરનો કિલ્લો હતો. રાજા ચંદ્રસેનના પૂર્વજો કાંચનપુરમાં રહી પોતાના ન્હાનકડા રાજ્યનો કારભાર કરતા હતા. આ શહેર શૈલવતી નામક ગામની પાસેજ હતું.

આ નગરની નજદીકમાં નિર્મળ નીરથી ભરેલી સુંદર નદી વહેતી હતી. આ નદીને લીધે કાંચનપુરના કોટની બહારની બાજુએ

કુદરતી રીતેજ ખાઈ બની ગઈ હતી. જે ટેકરી ઉપર કાંચનપુરનો કિલ્લો હતો તે ટેકરીનો ઘેરાવો લગભગ બે ગાઉ જેટલો હતો. આ કિલ્લાની અને શહેરની ચારે તરફ કાળા પત્થરનો એક મજબુત કોટ બાંધવામાં આવેલો હતો. તે કોટને ઘણા બુરજો હતા અને તેઓમાં દારૂ-ગોળો આદિક યુદ્ધ સામગ્રી અને અન્નાદિક ખાદ્ય પદાર્થો ભરી રાખવામાં આવતાં. કાંચનપુરમાં એક હજાર સૈનિકોનું સૈન્ય હંમેશાં તૈયારજ રહેતું. શહેરને દુશ્મનો તરફથી ઘેરી લેવામાં આવે તો પણ ઓછામાં ઓછા એક વર્ષ સુધી શહેરમાંના લોકો પોતાનો બચાવ કરી શકે તેટલી અન્ન સામગ્રી ત્યાં સદા સર્વદા તૈયારજ રહેતી.

રાજા ચંદ્રસેન પોતે જો કે એક માંડલિક રાજા હતો છતાં તેનું સામર્થ્ય મોટું હતું. તેના રાજ્ય ભંડારમાં અપાર સંપત્તિ હતી. તેની પ્રજા બહુજ સુખી અને સંતોષી હતી. મહેસુલ વિગેરે યોગ્ય સમયે વસુલ થઇ જતાં. આ રાજાનો માનમરતબો એટલો બધો મોટો હતો કે જેથી તેને ત્યાં કન્યા અવતરી છે, એ વાત મહારાજાધિરાજ માલવ મહિપતિના સાંભળવામાં આવતાંજ પોતાના યુવરાજ માટે તેમણે તે કન્યાનું માગુ કર્યું હતું. રાજા ચંદ્રસેને પણ બહુજ આનંદથી સામ્રાજ્યાધિપતિ અવન્તિનરેશના યુવરાજને પોતાની પુત્રી પરણાવવાનું વચન આપ્યું હતું. જે સમયે આ વિવાહ સંબંધનો નિશ્ચય થયો હતો તે સમયે તે ભવિષ્યમાં થનારાં વર-વધુ નાનાં બાળકો હતાં.

આવી રીતે રાજા ચંદ્રસેનને જો કે બધાં સુખ સાધનો અનુકૂળ હતાં છતાં પણ તેના અંતઃકરણમાં એક મોટી ચિંતા હતી; તે એ કે તેના રાજ્યની સરહદથી પેલી તરફ આવેલા ભદ્રદુર્ગના રાજ્ય સાથે તેને વંશ પરંપરાથી વેર ચાલ્યું આવતું હતું. આ બન્ને રાજ્યોની સરહદ એક હતી એટલુંજ નહી પણ કાંચનપુરથી ભદ્રદુર્ગ-રાજ્ય

ચંડપ્રદ્યોતની રાજધાનીનું રાજનગર—ફક્ત પંદર ગાઉજ દૂર હતું. આ ઉભય રાજ્યોમાં હંમેશાં કાંઇને કાંઇ ટંટો-ઝઘડો ચાલ્યાજ કરતો હતો.

ભદ્રદૂર્ગના રાજા ચંડપ્રદ્યોતની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી છતાં તેણે પોતાને માટે રાજા ચંદ્રસેન પાસે તેની પુત્રીનું માગુ કર્યું હતું. રાજા ચંડપ્રદ્યોતની એકંદર વર્તણુંક તેની તેમજ બીજા રાજ્યની પ્રજાને પ્રિય નહોતી. મહારાજાધિરાજે પોતાના પુત્રને માટે જે કન્યાનું માગું કર્યું હતું તેજ કન્યાનું માગું ચંડપ્રદ્યોતે પોતાને માટે કર્યું, એ વાત જ્યારે લોકોના સાંભળવામાં આવી ત્યારે ચંડ-પ્રદ્યોત રાજાની દુષ્ટતા માટે તેઓને બહુજ ધિક્કાર ઉત્પન્ન થયો. આ વાત લગભગ દશ—બાર વર્ષ પહેલાં બની હતી. રાજા ચંદ્રસેને ચંડપ્રદ્યોતનું માગું સ્વીકાર્યું નહી તેથી તેનું પરિણામ બહુજ માઠું આવ્યું અને તે બન્ને રાજ્યકુળોમાં વંશપરંપરાથી ચાલ્યા આવતા વૈરભાવમાં ઓર વધારો થયો.

તે વખતથીજ એક નજીવામાં નજીવા કારણસર પણ બન્ને રાજ્યોમાં કજીયા અને કંકાસ થતા હતા. એક બીજાના રાજ્યમાંના ધનવાન લોકોને તેઓ કેદ કરી રાખતા અને તેને બંધન મુક્ત કર-વાના બદલામાં ભારે દંડ વસુલ કરી લેતા. એવા બનાવો હંમેશાં બન્યાજ કરતા. આવાં આવાં અનેક કારણોથી કાંચનપુરની પ્રજા સારી રીતે જાણી ચૂકી હતી કે આ બન્ને રાજ્યોમાં આજે નહિ તો કાલે અથવા ગમે ત્યારે પણ એકાદ મહાન્ યુદ્ધ થયા વિના રહેશે નહિ.

રાજા ચંદ્રસેનની રાણી કન્યા મધુરીને જન્મ આપ્યા પછી થોડાજ સમયમાં કૈલાસવાસી થઇ ગઇ હતી. ચંદ્રસેનને મધુરી સિવાય બીજું સંતાન નહોતું, છતાં પણ તેણે ફરી વાર લગ્ન કર્યું નહોતું;

કારણ કે મધુરી ઉપર તેનો અનહદ પ્રેમ હતો; અને તેથી પોતાની પાછળ પોતાના રાજ્યનો અધિકાર પોતાની તે પરમ પ્રિય પુત્રીનેજ મળે એવી તેની પ્રબળ ઇચ્છા હતી.

આ સ્થળે એટલું કહેવાની જરૂર છે કે અવન્તિ નરેશના યુવરાજ સાથે રાજા ચંદ્રસેનની પુત્રીનો લગ્નસંબંધ નિશ્ચિત થયો હતો છતાં પણ તે ભાવી વર–વધુમાંથી કોઇએ કોઇને સાક્ષાત્ જોયાં નહોતાં. તેજ પ્રમાણે ગયાં પંદર વર્ષમાં રાજા ચંદ્રસેને પણ પોતાના ભવિષ્યના જમાઇને જોયો નહોતો. પ્રથમ જ્યારે તેણે તેને જોયો હતો ત્યારે તે (યુવરાજ) ફક્ત સાત આઠ વર્ષનો નાનો બાળક હતો.

---

## પ્રકરણ ૧૦ મું.

### સખીઓનો વિનોદ.

કાંચનપુરના રાજમહેલમાં આવેલા એક પ્રશસ્ત અને સુસજ્જિત દિવાનખાનામાં અત્યારે રાજકુમારી મધુરી પોતાની બે સખીઓ સાથે શેત્રંજની રમત રમી રહી હતી. તે બે સખીઓમાં એકનું નામ અશોકમાલા અને બીજીનું નામ વિલાસવતી હતું.

મધુરીનું સ્વરૂપ મનમોહક અને અનુપમ સુંદર હતું. તેના શરીરનો બાંધો પાતળો અને નાજુક–નમણો હતો. તેના શરીરનો ઉરોભાગ અને નિતંબભાગ એ થોડા ઘણા અંશે પુષ્ટ હોવાથી તેનો કટિપ્રદેશ સ્વાભાવિક રીતે કૃશ દેખાતો હતો. તેનાં નેત્ર શ્યામ કમળને લજ્જીત કરે તેવાં અને પાણીદાર હોવા સાથેજ તેજસ્વી હતાં. નાસિકા શુક ચંચુ સમાન નમણી અને સરળ હતી. તેના મનોહર મુખમંડળ ઉપર સદા સર્વદા સ્મિતહાસ્ય ચમકતું હતું. તેણે પોતાના કાળા ભ્રમર જેવા વાળોની વેણી બાંધી હતી અને તે સમયના

રિવાજ પ્રમાણે કેટલાક અલંકારો પણ શરીર ઉપર ધારણ કરેલા હતા. સુંદર જરીથી ભરેલી એક કંચુકી અને આસ્માની રંગની સાડી તેણે ધારણ કરેલાં હતાં; તેથી તેના શરીરનો ગૌરવર્ણ ખીલીને ઓર દેખાતો હતો. વસ્ત્રાલંકારોથી તેના નૈસર્ગિક શરીર સૌંદર્યને શોભા આવતી હતી કે તેના શરીરના નૈસર્ગિક સૌંદર્યથી વસ્ત્રાલંકારો શોભતાં હતાં, એ એક વિચાર કરવા જેવો સવાલ હતો.

તેની સખીઓ અશોકમાલા અને વિલાસવતી એ બન્ને પણ સુંદર હતી. તેમની સુંદરતા તો કોઈ જુદીજ તરેહની હતી છતાં મધુરીના સૌંદર્યની આગળ તે બન્નેની સુંદરતા જરા ઝાંખી પડી જતી હતી. ત્રણે સખીઓની ઉમ્મર લગભગ સોળ—સત્તર વર્ષની હતી. સ્વરૂપ, ગુણ અને ઉમ્મર ઈત્યાદિક લગભગ એક સરખાંજ હોવાથી તેઓનો સમય એક બીજાના સહવાસમાં સુખપૂર્વક વ્યતીત થતો હતો.

વિલાસવતીના શરીરનો રંગ કાંઇક કાળો હતો. તેની આંખો ચપળ—ચંચળ હતી અને સ્વભાવ જરા મિંઢો હતો. અશોકમાલાના શરીરનો વર્ણ મધુરીના જેવોજ હતો અને તેણીનું મુખમંડળ મનમોહક અને તેજસ્વી દેખાતું હતું. તે ભોળા દિલની સરળ કુમારિકા હતી.

આ સમયે મધ્યાહ્નનો સમય વ્યતીત થઇ ગયો હતો છતાં પણ વાયુમાં શીતળતા આવી ન હતી તેથી મધુરીની બન્ને સખીઓ હાથમાં વાળાના પંખા લઇ મધુરીને પવન નાંખતી હતી. શેત્રંજનો એક દાવ સમાપ્ત થઇ ગયા પછી મધુરીએ બોલવાની શરૂઆત કરી.

" સખીઓ ! આજે આપણે ત્યાં એક પ્રતિષ્ઠિત મેમાન આવેલા છે તેમને તમો બન્નેમાંથી કોઇએ પણ જોયા છે ? "

" હા. આજે સ્હવારે મેં તેમને ઉપર ઉપરથી જોયા હતા; તેમને જોવાથી મને તો એમજ લાગ્યું કે—" તેમના અંતઃકરણમાં હમણાં હમણાં ભય ઉત્પન્ન થયો હોવો જોઇએ અને જો તેમ ન

હોય તો તેમના હૃદયને કોઈ પણ પ્રકારની ચિંતા લાગેલી હોવી જોઇએ. પછી તો કોણ જાણે બા !" વિલાસવતીએ કહ્યું.

"સખી વિલાસવતી ! તારૂં અનુમાન બરાબર છે. તે ગૃહસ્થની ઉપર ગઈ કાલે રાત્રે એક મહાન્ સંકટ આવ્યું હતું એમ પિતાજી કહેતા હતા. તે શું સંકટ હતું અને કેવા પ્રકારનું સંકટ હતું, તેની પિતાજીને કાંઈ પણ ખબર નથી."

"થોડા વખત પહેલાં હું રાજમહેલમાં આવી ત્યારે દેવડી ઉપરના એક પહેરેગીરને મેં આવેલા મેમાનના સંબંધમાં તે કોણ છે અને કયાંના છે એ વાત પૂછી હતી. ત્યારે તેણે જણાવ્યું હતું કેઃ— "તે મેમાન એક પ્રહર રાત્રિ બાકી રહી હતી ત્યારે દેવડી ઉપર આવ્યો હતો. તે વખતે તેની મુખમુદ્રા ઉપર પ્રેતકળા છવાએલી સ્પષ્ટપણે દેખાઈ આવતી હતી." તે ઉપરથી મેં પણ ખાસ કરીને તે મેમાન ઉપર નજર નાંખી તો મને પણ લાગ્યું કે—"તેઓ કહો ન કહો પણ ભયભીત થયેલા હોવાજ જોઇએ."

"આ પેલી તરફના ભયાનક જંગલમાંથી આ તરફ આવતાં તેમના ઉપર કાંઈક ભયંકર પ્રસંગ આવ્યો હોવો જોઇએ," અશોકમાલાએ કહ્યું.

"બા સાહેબ, આ મેમાન કોણ હશે વારૂ ?" વિલાસવતીએ પૂછ્યું.

"તેને પિતાજી પણ સારી રીતે ઓળખતા નથી. અવન્તિ નગરમાં પિતાજીના પરિચયમાંનો એક મોટો સરદાર છે. તેની પાસેથી આ મેમાન પોતાને માટેનો ભલામણ પત્ર પિતાજીની ઉપર લાવ્યો હતો. તે પત્રમાં એવું લખ્યું હતું કે—" આ ભલામણ પત્ર લાવનાર અવન્તિનગરીના એક શ્રીમંત, આબરૂદાર, સુખી અને સજ્જન ગૃહસ્થ હોવા સાથે બહુજ માન મરતબાવાળા છે."

"તેથીજ પિતાજીએ તેમને આટલો બધો ઉત્તમ આદરસત્કાર કર્યો હશે ?"

"કેમ અલી અશોકમાલા ! આ મેમાનના સંબંધમાં તું કેમ કાંઇ બોલતી નથી વારૂ ? તે મેમાને તારા ઉપર કાંઈક ભૂરકી નાંખી તને ગાંડીઘેલી તો નથી બનાવી ને ? અથવા તો તારૂં મોઢું તો બંધ નથી કરી નાંખ્યું ને ?"

"બા સાહેબ ! મારી વાતને એક બાજુએજ રહેવા દો; પણ હું પ્રથમ આપને એમ પૂછું છું કે પેલા ચૈતન્યદેવના સંબંધમાં આપને કાંઇ પણ ખબર અંતર મળી છે કે નહીં ?" અશોકમાલાએ પૂછ્યું.

"તે યુવક કૃતઘ્નજ દેખાય છે. ગયા છ મહિનામાં તેણે એક આંગળ જેટલી ચિઠ્ઠી પણ આપણાં બા સાહેબ ઉપર નથી મોકલી હો, અશોકમાલા ! તુંજ કહેને કે, એમ કરવું તેને શોભે ખરૂં કે ?" વિલાસવતીએ કહ્યું.

"સખીઓ ! તમે તમારે ગમે તેમ કહો પણ તેઓ કૃતઘ્ન થાય એમ મને તો નથી લાગતું ?" મધુરીએ કહ્યું.

"ત્યારે તેઓ કલિંગદેશમાં ગયા છે અને ત્યાં તેમણે એક ધનવાન ગૃહસ્થની પુત્રી સાથે લગ્ન પણ કર્યું છે, એમ પિતાજી કહેતા હતા તે વાત શું તમને સાચી નથી લાગતી કે બા ?"

"એ વાત મને બિલકુલ સાચી લાગતી નથી. મેં તેમના સ્વભાવની પૂરેપૂરી પરીક્ષા કરેલી છે. તેઓ મારી સાથે કપટભાવે વર્તશે નહિ, એમ મને મારો અંતરાત્મા—દેવ કહે છે. તેમજ લગભગ પંદર દિવસ પહેલાં કાંચનપુરમાં જે બનાવ બન્યો તેના સંબંધમાં તમને કાંઇ પણ ખબર નથી, એમ લાગે છે."

"પંદર દિવસ પહેલાં કાંચનપુરના બંદીખાનામાંથી ફાંશીની

શિક્ષા પામેલો એક કેદી ભાગી ગયો, એ વાત મારા સાંભળવામાં આવેલી છે. કહેવાય છે કે તે કોઇ ઘોર અપરાધી હતો."

"ખરી હકીકત જુદીજ છે. સખીઓ! તેમનો મારા ઉપર પ્રેમ હતો, એ વાત પિતાજીના જાણવામાં આવવાથીજ પિતાજીએ તેવો બંદોબસ્ત કર્યો હતો. પિતાજીના હુકમથી તેમને કેદખાનામાં પૂરવામાં આવ્યા હતા."

"એમ હોવાનો પણ સંભવ છે ખરો. કારણ કે—અવન્તિનરેશના યુવરાજ સાથે આપનું લગ્ન કરી આપવા પિતાજી વચનબદ્ધ થયેલા છે."

"સખીઓ એજ તેઓનો અપરાધ!"

"પણ બા સાહેબ, આજે છ છ મહિના થયા ચૈતન્યદેવને આપનાં અથવા તો આપને ચૈતન્યદેવનાં દર્શન પણ થયાં નથી, અથવા તેમની બાબતમાં આપને કાંઈ પણ ખબર નથી છતાં પણ આપનો તેમની ઉપર પહેલાંના જેવોજ પ્રેમ છે ખરો કે?"

"વિલાસવતી! પ્રેમ એ શું છે, તે તું જાણતીજ નથી તેથી આમ બોલે છે. પ્રેમ એ એકજ સ્વર્ગીય અને ચમત્કારિક પદાર્થ છે. જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ખરા પ્રેમનો કોઇ પણ કાળે નાશ થતો નથી. તું કહે છે કે ગયા છ મહિનામાં મને તેમનું દર્શન પણ થયું નથી, પણ વિલાસવતી! મારે તને કહેવું જોઇએ કે સ્વપ્નમાં મને હંમેશાં તેમનાં દર્શન થાય છે. એ વાત તું કયાંથી અને શી રીતે જાણી કે સમજી શકે? હવે જ્યારે પ્રસંગજ નિકળ્યો છે ત્યારે હું તને કહું છું કે તેમની એક સુંદર તસ્વીર મારી પાસે છે અને હું હંમેશાં તેનાં દર્શન કરૂં છું. હું જો તમને કાંઇ કહીશ તો તમને ખોટું લાગશે પણ જે દિવસે તેઓ કારાગૃહમાંથી નાસી ગયા તેજ દિવસે પ્રહર દિવસ ચઢી ગયા પછી તેમને મેં સાક્ષાત્ જોયા હતા; પણ મેં તેમને કયાં અને કેવી રીતે જોયા, તે મને યાદ

આવતું નથી. તે સમયે તેઓ મારા તરફ પરિપૂર્ણ પ્રેમદષ્ટિએ જોતા હતા."

"બા સાહેબ, આ તો તમે કાંઇ અવનવુંજ કહો છો તે શું?"

"મને પણ આપનું કહેવું અજાયબી ભરેલું લાગે છે?"

"તમે મારા કથનને ખોટું કહો, વિચિત્ર કહો, અવનવું કહો કે ચમત્કારીક કહો, ગમે તેવું કહો પણ જે કાંઈ મારા અનુભવવામાં આવ્યું તે મેં તમને કહી સંભળાવ્યું છે. તે બનાવ મેં જોયો કે મને તત્કાળ મૂર્ચ્છા આવી ગઈ હતી."

"તે દિવસે તમે મૂર્છિત થઇ ગયાં હતાં અને તમને શુદ્ધિમાં લાવવા માટે બહુજ મહેનત કરવી પડી હતી, તેનું કારણ આ હશે, એવી કોઇને કલ્પના પણ નહોતી."

"ચૈતન્યદેવ કેદખાનામાંથી છટકી ગયા પછી તેમનું શું થયું. તે કાંઈ જાણવામાં આવ્યું છે ખરૂં કે?" અશોકમાલાએ પૂછ્યું.

"બે દિવસ પહેલાં તેઓ કાંચનપુર નગરીમાં આવ્યા છે અને તેઓ અવન્તિ નરેશ પાસેથી અભય પત્ર લઇ આવ્યા છે." મધુરીએ કહ્યું.

"પણ આ વાતો તમારા જાણવામાં ક્યાંથી અને શી રીતે આવી?"

"આ જો તેમના તરફથી આવેલ પત્ર! આ પત્ર મારા હાથમાં કોણે આપ્યો, ક્યાંથી આવ્યો અને કેવી રીતે આવ્યો એ જો તું પૂછતી હોય તો તેનો ઉત્તર બહુજ ટુંકો અને ટચ છે."

"તે જણાવો તો ખરાં?"

"આજે સ્હવારે સદૈવના નિયમ પ્રમાણે જે માલણ મારી પાસે પુષ્પો લઇને આવી હતી તેણે મને આ પત્ર આપ્યો."

"હવે બરાબર વાત મળી ગઈ. ચૈતન્યદેવ જો ભલામણ પત્ર લાવ્યા હશે તો તો તેમને કેદખાનામાંથી નાસી જવાના અપરાધ માટે કાંઈ પણ ભય રાખવાનું કારણ નથી." અશોકમાલાએ કહ્યું.

એટલામાં તે ત્રણે સખીઓનું ધ્યાન બીજીજ વાત તરફ આકર્ષાઈ જવાથી તેમની વાતચિત તેટલેથીજ અટકી પડી. તે બીજી વાત કઈ?



## પ્રકરણ ૧૧ મું.



### ચંદ્રસેનનો વિજય.

તે ત્રણે સખીઓ વાતચિત કરતી હતી તેટલામાંજ શસ્ત્રોથી સજ્જીત થએલો એક પુરૂષ ત્યાં આવ્યો. રાજકુમારી મધુરીને નમ્રતા પૂર્વક નમન કરીને તે બોલ્યો કે—

"બા સાહેબ, હું તમારી પરવાનગી લીધા વિનાજ એકદમ અહીં આવ્યો તેને માટે આપ મને ક્ષમા કરશો, એવી આશા છે. આપને થોડીક ભયાનક હકીકત જણાવવાનું મારે નસીબે આવ્યું છે."

"ભાઈ! તું બહુ સજ્જન અને સદ્‌ગુણી માણસ છે તે હું ઘણી સારી રીતે જાણું છું. તું જરાએ ગભરાઈશ નહીં કે ડરીશ પણ નહી. તું શા માટે અહીં આવ્યો છે તે તરતજ કહે જોઉં!" મધુરીએ કહ્યું.

"બા સાહેબ! હું આપને આપણા પવનગઢના કિલ્લામાં લઈ જવા માટે અહીં આવ્યો છું. હવે તરતમાંજ યુદ્ધની શરૂઆત થવાની છે એટલા માટે આ સ્થાન આપને રહેવાને માટે યોગ્ય નથી. દુશ્મનની તોપનો એકાદ ગોળો અહીં આવી પડવાનો પૂરેપૂરો સંભવ છે."

મધુરી એકદમ પોતાના આસન ઉપરથી ઉઠીને ઉભી થઈ ગઈ અને તેની બન્ને સખીઓએ પણ તેનું અનુકરણ કર્યું. પછી તેણે ત્યાં આવેલા સિપાઇને પૂછ્યું કેઃ—" યુદ્ધ કોની સાથે થવાનું છે અને શત્રુ કોણ છે ?"

" બા સાહેબ ! ગભરાવાનું કે ભય પામવાનું અથવા તો ચિંતા કરવાનું કાંઇ પણ કારણ નથી. ભદ્રદુર્ગનો રાજા ચંડપ્રદ્યોત પોતાના લશ્કર સાથે આપણા ઉપર ચાલ્યો આવેછે, એવી આપણા ગુપ્તચરો ખબર લાવ્યા છે."

" ભાઇ ! પિતાજી ક્યાં છે ?"

" નામદાર અન્નદાતા સરકારની સ્વારી શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થઇને યુદ્ધની તૈયારી કરવા માટે કોટ તરફ પધારેલ છે. તેમણેજ મને આપની પાસે મોકલ્યો છે. વિશેષમાં જણાવવાનું કે આપણે ત્યા આજેજ આવેલા મેમાન—સરદાર ભદ્રસેનજી પણ બહુજ ઉમંગ અને ઉલ્લાસ તેમજ વીરતાથી વિભુષિત થઇ સરકારની સ્વારી સાથેજ રહી યુદ્ધમાં સહાયતા આપવા માટે તૈયાર થયા છે."

એમ કહી તે શૂરો સૈનિક બહાર જવા લાગ્યો અને મધુરીએ પણ પોતાની બન્ને સખીઓ સાથે પોતાના પિતાશ્રીની આજ્ઞા મુજબ પવનગઢનો માર્ગ લીધો.

મધુરી પવનગઢમાં પહોંચી નહીં હોય તેટલામાં તો ભદ્રદુર્ગના રાજા ચંડપ્રદ્યોતનો એક દૂત કિલ્લાના મુખ્ય દરવાજા પાસે આવી ઉભો રહ્યો. ફક્ત એક નાનુ સરખું ધનુષ્ય અને એકજ બાણ સિવાય બીજું કાંઈ પણ શસ્ત્ર કે અસ્ત્ર તેની પાસે ન હતું. દૂતે દરવાજાની સામેજ ઉભા રહી બગલમાંથી શંખ કાઢીને ખૂબ જોરથી ફૂંક્યો—વગાડ્યો.

મુખ્ય દરવાજાના મોખરા ઉપર ઉભો રહીને રાજા ચંદ્રસેન પોતાના સૈનિકોને યુદ્ધના સંબંધમાં સમજણ પાડતો હતો અને

સૂચનાઓ આપતો હતો. સરદાર ભદ્રસેન પણ તેની પાસેજ ઉભો હતો. શંખનો અવાજ સાંભળતાંજ રાજા ચંદ્રસેને પોતેજ તે દૂત તરફ જોઈ તેને તેના આવવાનું પ્રયોજન કહેવાને માટે હુકમ ફરમાવ્યો.

દૂત બોલ્યોઃ—"મહારાજા ! હું મહા પ્રતાપી-મહા સામર્થ્યવાન ભદ્રદૂર્ગના નરેશ ચંડપ્રદ્યોતનો દૂત છું. મારા સ્વામીની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. અમારા રાજાજીની એવી ઇચ્છા છે કે, ભદ્રસેન નામનો માણસ અમારો અપરાધી છે અને તે આપના આશ્રયમાં આવેલો છે-તે આપના કાંચનપુરના કિલ્લામાં છે, એવી અમારા રાજાજીને પાકી ખાત્રી છે, માટે તે ગૃહસ્થ ન્હાસી ન જઇ શકે, એવા બંદોબસ્ત માટે તેની સાથે જેટલા યોગ્ય લાગે તેટલા પહેરેગીરો આપીને તરતજ તેને અમારે સ્વાધીન કરવો !" આવી અમારા મહારાજા ચંડપ્રદ્યોતની આજ્ઞા છે તે મેં આપને જણાવી.

તે સાંભળી રાજા ચંદ્રસિંહે આજ્ઞાદર્શક અવાજે અને ગંભીર વાણીએ તે દૂતને કહ્યું કે—"ઓ વાચાળ દૂત ! મને આજ્ઞા કરવા તૈયાર થયેલા તારા ઉન્મત્ત રાજાને મારો પણ આટલો જવાબ પહોંચાડજે કે, ભદ્રસેન નામક અવન્તિ નગરીના એક સરદાર મારે ત્યાં મેમાન તરીકે આવેલા છે. તેઓએ તારા તે ઉદ્ધત રાજાનો કાંઇ પણ અપરાધ કરેલ નથી એવી મને પાકી ખાત્રી છે. સરદાર ભદ્રસેને તો શું પણ તેમના કરતાં એકાદ કમી દરજ્જાના માણસે કદાચ તારા તે રાજાનો ખરેખર અપરાધ કર્યો હોય ને આશ્રય માટે તે મારા રાજ્યમાં આવી ચઢે તો તેને પણ હું તારા રાજાને સોંપું નહીં. વળી વધારામાં તેને એટલું પણ કહેજે કે—'આશ્રિતનું પોતાના જીવના જોખમે પણ સંરક્ષણ કરવું એ ખરા અને ટેકીલા રજપૂતનો-ક્ષત્રિય બચ્ચાનો ધર્મ છે' અને તે ધર્મથી રાજા ચંદ્રસેન કોઈ પણ કાળે ચલાયમાન નહીં થાય તે નહીંજ થાય !"

"જો એવોજ આપનો દઢ નિશ્ચય હોય તો હું મારા નામદાર મહારાજા ચંડપ્રદ્યોત તરફનો બીજો પણ સંદેશો આપને કહું તે સાંભળો. રાજન્! આ ક્ષણથીજ હવે તમારી અને અમારી વચ્ચે યુદ્ધની શરૂઆત થઈ ચૂકી એમ સમજી લ્યો! અને યુદ્ધનાં ભયંકર પરિણામો ભોગવવા સત્વર તૈયાર થઈ જાઓ."

એમ કહી તે દૂતે એક બુઠું અને લાલ રંગ જેની અણીએ લગાડેલ છે, એવા બાણનું પોતાના ધનુષ્યની સાથે અનુસંધાન કરી તે કિલ્લામાં ફેંક્યું. પછી તરતજ તે દૂત પોતાના ઘોડાને એડી મારી ત્યાંથી ચાલ્યો ગયો.

તે દૂતના ચાલી જવા પછી સરદાર ભદ્રસેને રાજા ચંદ્રસેનને કહ્યું કે—"મહારાજા, આવી રીતે હું રક્તપાતી મંડળનો નિમિત્તભૂત થયો તે માટે મને બહુજ ખેદ થાય છે." તો પણ હું આપને પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે—"આ જન્મમાં મેં એ ચંડપ્રદ્યોત રાજાનો કાંઈ પણ અપરાધ કર્યોજ નથી, એટલુંજ નહીં પણ તે રાજા અને હું આ જન્મમાં એક વખત પણ મળ્યા નથી. ગઈ કાલે સાયંકાળે કલ્યાણગ્રામમાં હું એક ગૃહસ્થને ઘેર ઉતર્યો હતો. ત્યાં એક મહંત પણ ઉતરેલો હતો. તે મહંતની સાથે રાજા ચંડપ્રદ્યોતની બાબતમાં લોકોનો શો મત છે, એ વિષય ઉપર હું ખુલ્લા હૃદયે—સરળ ચિત્તે વાતચિત કરતો હતો. મને લાગે છે કે—મારૂં બોલવું તે મહંતને ગમ્યું નહીં હોય! તેજ મહંતને થોડા વખત પહેલાં મેં બીજે ઠેકાણે બીજાજ સ્વરૂપમાં પણ જોયો હતો."

"સરદાર ભદ્રસેનજી! તમારે માઠું લગાડવાનું કે ખેદ કરવાનું કાંઇ પણ કારણ નથી. તમે મારા મેમાન છો; માટે મારે તમારૂં સંરક્ષણ કરવુંજ જોઇએ એ મારૂં આવશ્યકિય કર્તવ્ય છે. આપ મારા ઉપર જે સરદારનો ભલામણ પત્ર લાવ્યા છો, તે સરદાર બહુજ

મોટા છે. તે ઉપરથી જે મનુષ્ય ( આપ )ની તે ગૃહસ્થે ભલામણ કરી છે, તે પણ કોઈ મહાન્ વ્યક્તિ હોવી જોઇએ એવી મને પાકી ખાત્રી છે. આપે ઘણુજ ઉત્સાહથી મને યુદ્ધમાં સહાયતા કરવાનું જે વચન આપ્યું છે તે ઉપરથીજ આપની શૂરવીરતા અને હિમ્મત જણાઈ આવે છે."

"રાજન્! આપ મારા જેવા એક સાધારણ માણસને માટે જે સાહસ ઉઠાવી ઉપકાર કરવા ધારો છો તે હું કોઇ કાળે પણ ભૂલીશ નહીં. મારા હાથમાં આ રણચંડિકા સ્વરૂપ સમશેર છે તેનો હું કેવી રીતે ઉપયોગ કરૂં છું, તે થોડાજ વખતમાં આપને દેખાડીશ."

રાજા ચંદ્રસેનને આવી વાતો કરવા માટે અત્યારે જરા પણ સમય નહોતો. કિલ્લાના અને નગરના સંરક્ષણ માટે જે જે ઉપાયો કરવાના હતા, તે સર્વેની ગોઠવણ તે જાતેજ શાંત ચિત્તે કરાવે જતો હતો. તે પોતાના સૈનિકોને જે જે સૂચનાઓ—આજ્ઞાઓ આપતો હતો તે ઉપરથી રાજા ચંદ્રસેન પોતે એક શૂરવીર અને કસાએલો મહાન્ યોદ્ધો છે, એવી ભદ્રસેનને તત્કાળ ખાત્રી થઈ ગઈ.

રાજા ચંદ્રસેન શરીરે મજબૂત અને કદાવર હતો. તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. તેના કુદરતી સ્વભાવને અનુસરીને તેની મુખમુદ્રા કિંચિત્ ઉગ્ર અને દૃઢ જણાતી હતી. તે એક ખરેખરો શૂરવીર ક્ષત્રિય બચ્ચો હતો, રણસંગ્રામમાં સિંહ સમાન બળવાન હોવાથી તેને યુદ્ધનો જરાએ ભય લાગતો નહોતો, એટલુંજ નહીં પણ આજે મહાન્ મહોત્સવનો દિવસ પ્રાપ્ત થયો છે, એમ તેને લાગતું હતું.

તેણે પોતાના શરીર ઉપર એક લોઢાનું બખ્તર ધારણ કરી તેની ઉપર એક રૂવાળું અંગરખું પહેરી લીધું હતું. મસ્તક ઉપર એક લોઢાનો ટોપ પહેરી તેના ઉપર એક હલકું વસ્ત્ર લપેટી લીધું હતું. કમરપટામાં એક લાંબી અને યમરાજની જિહ્વા જેવી બે ધારી

ચળકતી સમશેર લટકાવી લીધી હતી અને હાથમાં લાંબી બંદુક સંગીન સાથે લીધી હતી. તે પોતાના પોશાકને લઇ જકડાઈ ન જતાં કિલ્લાના તટ ઉપર વિજળીની જેમ જુદે જુદે ઠેકાણે ચમકતો હતો.

એક જગ્યાએ ઉભા રહીને તેણે પોતાના સેનાપતિને હાંક મારી બોલાવ્યો અને સેનાપતિ પાસે આવતાં તેને પૂછ્યું કે—

"કેમ, સેનાધિપતિ ! સર્વ તૈયારી થઇ ગઈ કે નહીં ?"

"નામવર, આપની આજ્ઞા મુજબ તટ ઉપર મારાની જગ્યાએ તોપો મૂકી દીધી છે. આપ એક વખત નજર નાંખશો તો આપને જણાઇ આવશે કે—જુદી જુદી જગ્યાએ પચાસ તોપો મૂકવામાં આવેલી છે, અને હાથમાં બળતા તોડાઓ લઇ ગોલંદાજો આપના ફરમાનની રાહ જોતા ઉભા છે. તેજ પ્રમાણે શહેરમાંના સર્વ સૈનિકોને શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ આ તરફ ચાલ્યા આવવાનાં ફરમાનો પણ મોકલી આપવામાં આવ્યાં છે. થોડાજ વખતમાં તેઓ યુદ્ધ કરવાને માટે તૈયાર થઈ અહીં આવી પહોંચશે."

"વારૂ, પણ સેનાધિપતિ ! શત્રુના સંબંધમાં તમે શું અનુમાન કરો છો ?"

"આપણા ગુપ્તચરોએ શત્રુ આવે છે, એવી ખબર જ્યારે મને આપી ત્યારે શત્રુની પાસે લગભગ સાતસોથી આઠસો સુધી સૈનિકો હશે, એવું તે ગુપ્તચરનું અનુમાન હતું. ત્યાર પછી બીજીવાર જ્યારે મેં શત્રુની ખબર લાવવા બીજો માણસ મોકલ્યો તેના કહેવા ઉપરથી આપણા દુશ્મન પાસે એક હજાર માણસોનું લશ્કર હોવું જોઇએ, એમ અનુમાન થાય છે."

"શત્રુનું સૈન્ય આપણા કરતાં વધારે હશે તો પણ અમે તેની જરાએ પરવાહ કરવાના નથી. આપણું લશ્કર એકઠું થતાંજ આપણે દુશ્મનની ઉપર હુમલો કરીશું. હમણાં હમણાં ત્રણ ચાર વર્ષોમાં

ચંડપ્રદ્યોતનું જોર અને સૈન્ય વધી ગયાં છે. યુદ્ધ કરીને વિજય મેળવવાનું કામ તેને મન બહુજ સહેલું છે. ગમે ત્યારે પણ આપણને તેની સાથે યુદ્ધ તો કરવુંજ પડત, એ વાત હું જાણુતોજ હતો; એટલા માટે આજેજ યુદ્ધની શરૂઆત થઇ, એ બહુજ સારૂં થયું."

"અને એ પણ નિઃસંશય છે કે ચંડપ્રદ્યોત રાજાને પોતાના સામર્થ્યનું અભિમાન પણ મોટું છે!"

"એજ અભિમાન તેના સર્વસ્વને હણી નાંખશે!"

"આપણે તેના અભિમાનનો તરતમાંજ નાશ કરી નાંખીશું. પણ સેનાપતિ! સામે જુઓ! ઝાડીમાંથી દુશ્મનોનું સૈન્ય બહાર આવવા લાગ્યું."

રાજા ચંદ્રસેનનું ઉક્ત કથન સત્ય હતું. કાંચનપુરથી એક ગાઉ છેટે આવેલ જંગલમાંથી—તે સમયે—દુસ્મનોના સૈન્યની એક ટુકડી બહાર નિકળી હતી. તે ટુકડી જરાક આગળ આવી અને વચમાં પાંચ દશ પળ જેટલોજ સમય થયો કે તરતજ ઝાડીની બીજી તરફ શત્રુનું તોપખાનું દેખાવા લાગ્યું. શત્રુની પહેલી પાયદળની ટુકડી અને તોપખાનાની વચમાં લગભગ પાંચ સો વારનું અંતર હતું.

બીજા એક ક્ષણ વ્યતીત થાય તેટલામાંજ તે ઝાડીમાંથી દુશ્મનના સૈન્યની એક પછી એક ટુકડીઓ બહાર નિકળવા લાગી. થોડાજ સમયમાં ઝાડીની બહાર લગભગ એક હજાર સૈનિકો એકઠા થઇ ગયા. જે તરફથી તોપખાનું આવ્યું હતું તે તરફથી તોપખાનાની પાછળ પાછળ લગભગ એક સો ઘોડે સ્વારો પણ આવીને દાખલ થયા. તે ઘોડે સ્વારોનું સૂક્ષ્મપણે અવલોકન કરીને ચંદ્રસેન રાજાનો સેનાપતિ કહેવા લાગ્યો—

"સરકાર! તે ઘોડે સ્વારોમાં રાજા ચંડપ્રદ્યોત પોતે પણ યુદ્ધનો પોશાક ધારણ કરીને આવેલો દેખાય છે."

*

સેનાપતિ ખડ્ગસિંહે તે સૈન્ય થોડુંક વધારે આગળ આવે ત્યાં સુધી વાટ જોઇ. તેની ધારણા મુજબના સ્થાને દુશ્મનો આવી પહોંચતાંજ તેણે પોતાના માણસોને ઇશારત કરી એટલે ગોલંદાજોએ તોપો છોડવા માંડી. તેમાંથી અગ્નિના ગોળાઓનો શત્રુના સૈન્ય ઉપર વરસાદ વરસાવવા લાગ્યા અને તોપોના ભીષણ ગગડાટની શરૂઆત થઇ. તેનાં ધ્વનિ અને ગર્જનથી કાંચનપુરનો આખો કિલ્લો ધમધમી ઉઠયો.

પોતાના ગોલંદાજોએ શત્રુના સૈન્યમાં ખળભળાટ મચાવી દીધો છે, એવું જ્યારે ચંદ્રસેનના જોવામાં આવ્યું ત્યારે તેણે પોતાના સેનાધિપતિને કહ્યું-" જુઓ-જુઓ સેનાધિપતિ ! આપણી તોપોનો મારો બહુજ અસરકારક નિવડયો. જુઓ, દુશ્મનના સૈન્યમાં ખળભળાટ મચી રહ્યો છે."

" અન્નદાતા ! આપણી તોપોના મારાએ શરૂઆતમાંજ કમાલ કરી નાંખી છે."

બીજી તરફ દુશ્મને પોતાના સૈન્યની ત્રણ ટુકડીઓ કરી. તે ત્રણે ટુકડીઓ પોતાની સાથે તોપખાનું લઇ કાંચનપુરના કિલ્લા ઉપર સખત હુમલો કરવા આગળ આવવા લાગી. દુશ્મનની આ હિલચાલ જોઈ રાજા ચંદ્રસેને ફરી પોતાના સેનાપતિને કહ્યું:—

" સેનાપતિ ખડ્ગસિંહ ! જુઓ, આ સમયે રાજા ચંડપ્રદ્યોતે જબરદસ્ત ભૂલ કરી ! તે જો જરા ડાબી બાજુએ વળત તો તેને ફાયદો થાત."

" નામદાર ! તેને પોતાના સૈન્યની સંખ્યાનું જબરદસ્ત અભિમાન છે. તેનો અંદાજ એવો છે કે—આપણા કિલ્લામાં બહુજ થોડું સૈન્ય છે. કારણ કે તેની કલ્પના એવી હોવી જોઇએ કે આપણને યુદ્ધની ખબર પડયે બહુ થોડો સમય થયો હોવાથી સૈન્ય એકઠું કરવાને માટે જેટલો જોઇએ તેટલો વખત મળ્યો નથી. પોતાનું

તમામ સૈન્ય આપણા કિલ્લાના મુખ્ય દરવાજા પાસે લાવવાનો તેનો વિચાર દેખાય છે."

"સેનાપતિ! તમારૂં કહેવું બરાબર છે. આપણી તોપોમાંથી એ ઉત્તમ તોપો પશ્ચિમદ્વાર તરફ મંગાવી રાખો."

રાજા ચંદ્રસેનની આજ્ઞા પ્રમાણે ગોઠવણ કરવામાં આવી ફરીને તોપોના મારો ચાલુ કરવામાં આવ્યો અને ગોળાઓ શત્રુના સૈન્યમાં જઇને એક પછી એક ફાટવા લાગ્યા. તેટલામાં કિલ્લાના સામેની ટેકરી ઉપર ચંડપ્રદ્યોત રાજાનું તોપખાનું આવી પહોંચ્યું. તેણે પણ કિલ્લા ઉપર ગોળાઓ ફેંકવા માંડયા. તે જોઇ રાજા ચંદ્રસેને ફરી પોતાના સેનાપતિને કહ્યું—

"ખડ્ગસિંહ! દુશ્મનની તોપો પણ છુટવા લાગી છે."

રાજા આટલાજ શબ્દો પૂરા બોલે તે પહેલાંજ દુશ્મનની તોપમાંથી છુટેલો એક ગોળો ખાઈની આ તરફના તટ આગળ આવીને ફાટયો પણ ખરો.

"સરકાર, આપણી તોપો દુશ્મનના તોપખાનાને પૂરી પડી શકે તેમ છે. તે બાબતમાં આપ નિશ્ચિંત રહો."

આ સમયે ધીમે ધીમે યુદ્ધનો રંગ જામવા લાગ્યો. હવે કાંચનપુરના ગોલંદાજોએ ઇશારતની વાટ ન જોતાં જેટલી ત્વરાથી બની શકે તેટલી ત્વરાથી ફડાફડ દુશ્મનો ઉપર ગોળા છોડવા માંડયા.

રાજા ચંડપ્રદ્યોતના સૈનિકોની એક ટોળી દોરડાંઓ તથા નિસરણીઓ લઇ, ચંદ્રસેનની તોપોનો મારો સહન કરતી કરતી બહુજ વૈર્યથી દરવાજા પાસે આવવા નિકળી. થોડાજ વખતમાં તે ટુકડી કિલ્લાની ખાઇ પાસે આવી પહોંચી.

હજુ પણ કિલ્લા ઉપરથી તે ટોળીની ઉપર તોપોનો એક સરખો મારો ચાલુજ હતો.

ખાઇની પાસે આવેલી રાજા ચંડપ્રદ્યોતના સૈનિકોની ટુકડી પોતાની સાથે લાકડાનાં લાંબાં પાટીયાં પણ લઇ આવી હતી. તે પાટીઆંઓના તેણે તરાપાઓ બાંધી ખાઇમાં તરતા છોડી મૂક્યા. દુશ્મનની બીજી એક ટુકડી કિલ્લામાંના માણસોનું પોતાની તરફજ ધ્યાન ખેંચાય, એટલા માટે કિલ્લાની બીજી તરફ વળી. એટલે કિલ્લા-માંના સૈનિકોને તે ટુકડી ઉપર તોપોનો મારો શરૂ રાખવાની ફરજ પડી અને એજ કારણથી ખાઇમાંથી કિલ્લાની પાસે આવનારી ટુકડી ઉપરનો મારો અર્ધો ઓછો થઇ ગયો.

આવી રીતે રાજા ચંડપ્રદ્યોત અને ચંદ્રસેનના સૈનિકોમાં ઘન-ઘોર રણસંગ્રામની બાજી મંડાઇ. દુશ્મનના સૈનિકોએ ત્રણ ત્રણ વખત કિલ્લાની દિવાલે નિસરણીઓ મૂકવાનો તનતોડ પ્રયત્ન કર્યો છતાં પણ તેમાં તેઓ ફળિભૂત ન થયા તે નજ થયા.

રાજા ચંદ્રસેન પોતે, સરદાર ભદ્રસેન અને સેનાધિપતિ ખડ્ગસિંહ એ શૂરવીર ત્રિપુટીના હાથ નીચેનું લશ્કર બહુજ શૂરવીરતાથી અને સાવચેતીથી યુદ્ધ કરતું હતું. પણ દુશ્મનનું લશ્કર રાજા ચંદ્રસેનના સૈન્ય કરતાં ઘણું વધારે હતું. ઉપરાંત શત્રુનું તોપખાનું સેનાપતિ ખડ્ગસિંહને જેટલું નિર્બળ લાગતું હતું તેટલું તે નિર્બળ નહોતું. કિલ્લા ઉપર મારો ચલાવવા માટે દુશ્મનના તોપખાનાને જગ્યા પણ બહુજ સગવડના ભરેલી મળી ગએલી હોવાથી ગોલંદાજો બહુજ ઉત્સાહથી પોતાનું કામ કરતા હતા.

દુશ્મનના સૈનિકોએ ચોથી વાર કિલ્લાને નિસરણીઓ લગાડવાનો પ્રબળ પ્રયત્ન કર્યો અને તે પ્રયત્નમાં તેમને વિજય મળશે, એમ લાગવાથી રાજા ચંદ્રસેનના સૈનિકો ગભરાઈ ગયા. એટલામાં કિલ્લાના પાછળના ભાગની દિવાલે—દુશ્મને અસહ્ય મારો સહન કરવા છતાં પણ—નિસરણીઓ લગાડી દીધી છે, એવી ખબર રાજા ચંદ્રસેનને મળી.

થોડાજ સમયમાં એક ઘવાએલો સૈનિક ઉતાવળો ઉતાવળો રાજા ચંદ્રસેનની પાસે આવીને કહેવા લાગ્યો કેઃ—

"અન્નદાતા! ગજબ થઈ ગયો. આપણું સર્વસ્વ નાશ પામી ગયું. પશ્ચિમ દિશા તરફથી દુશ્મનો આપણા કિલ્લા ઉપર ચઢી આવ્યા છે. તેઓ પવનગઢના કિલ્લા ઉપર હુમલો કરવા જાય છે કે—જ્યાં રાજકુમારી મધુરીઆને રાખવામાં આવેલાં છે."

"મારા વ્હાલા શૂરવીરો! જુઓ છો શું?! એકદમ પવનગઢના કિલ્લા તરફ વળો અને મારી પ્રિય પુત્રીનું સંરક્ષણ કરો." રાજા ચંદ્રસેને ક્રોધના આવેશમાં આવી જઈ ગર્જના કરતાં કહ્યું પણ તેનો કાંઇ ઉપયોગ ન થયો તે નજ થયો. સેનાપતિ ખડ્ગસિંહ પોતાના નાહિંમત થએલા સૈનિકોને ધીરજ, હિંમત અને ઉત્તેજન આપી શૂર ચઢાવતો હતો. સરદાર ભદ્રસેન કિલ્લા ઉપર ચઢી આવતા દુશ્મનોને પોતાની કાતિલ સમશેરનો સ્વાદ ચખાડતો હતો.

થોડાજ સમયમાં સરદાર ભદ્રસેન ઘવાયો. તેને એક મોટો ઘા લાગ્યો અને તે ઘામાંથી ઘણું ખરૂં રક્ત ચાલી જવાથી ધીમે ધીમે તેની શક્તિ ઓછી થતી જતી હતી. એ વાત શત્રુના ધ્યાનમાં આવતાંજ અને તરતમાંજ તાજા તવાના નવાજ દુશ્મનના સૈનિકો નિસરણીથી ચઢીને ઉપર આવ્યા હતા તેઓએ એકદમ તે (ભદ્રસેન)ની ઉપર હુમલો કર્યો. તે સૈનિકોમાંથી બે સૈનિકોએ તેની ઉપર ઘા કરવાને માટે પોતાનાં પ્રચંડ શસ્ત્રો પણ ઉગામ્યાં. તેઓ તેની ઉપર ઘા કરે તેટલામાંજ એક કવચ (બખ્તર) ધારી વીર તે ઠેકાણે અચાનક આવીને દાખલ થયો. તેણે દુશ્મનોના પ્રહારોની જરાએ દરકાર ન કરતાં તે બન્ને સૈનિકોને ઉપરથી એકદમ ખાઇમાં ફેંકી દીધા. આ વીરપુરૂષનું સર્વ શરીર અને મુખ પણ સાંકળીઓના બખ્તરથી ઢંકાએલું હતું.

આ શૂરવીર પુરૂષની સમશેર વિદ્યુલ્લતા પ્રમાણે ચમકવા લાગી. તેની રણચંડિકા ભવાનીસ્વરૂપ, જમરાજની જીહ્વા જેવી, સમશેર ઉપરાઉપરી દુશ્મનના સૈનિકોના હૃદયના રક્તનું પાન કરવા લાગી. આ બનાવ જોતાંજ નિસરણીની પાસે ઉભા રહેલા દુશ્મનના સૈનિકો એકદમ ગભરાઈ જઇ પાછા ફર્યા. પણ જે સૈનિકો નિસરણીઓ ઉપર ચઢી ગયા હતા તેઓ ન તો પાછા જઈ શકતા હતા અથવા ન ઉપરે આવી શકતા હતા. તેઓ એકદમ ધબોધબ નીચે જમીન ઉપર પછડાયા અને પરલોકે પ્રયાણ કરી ગયા. તે વીરપુરૂષના ત્યાં આવી પહોંચ્યા પછી અર્ધી ઘડીમાં કાંચનપુરના કિલ્લાના તટ ઉપર આવેલા દુશ્મનોના સૈનિકો નષ્ટ થઇ ગયા.

આ પ્રમાણે આગળના દરવાજા તરફના શત્રુના સૈનિકોનું કામ પતાવી દઇ તે વીરપુરૂષ કિલ્લાના પાછલા ભાગ તરફ વળ્યો. રાજા ચંડપ્રદ્યોતના સૈનિકો આ બાજુએ પણ ઉપર ચઢી આવેલા હતા. તેઓની સાથે રાજા ચંદ્રસેનના સૈનિકો ખૂબ શૌર્યથી યુદ્ધ કરતા હતા. ત્યાં આવી પહોંચતાંજ તે વીરપુરૂષ ભયાનક ગર્જના કરતો ગંભીર અને કરડા અવાજે બોલી ઉઠયો કે—" શાબાસ, શૂરવીરો ! તમને શાબાસ છે—ધન્યવાદ છે. તમારી તેજસ્વી તલવારને ખૂબ ચમકાવો—ઘુમાવો ! આવી રીતે થોડો વખત તમે તમારા પરાક્રમને ગજાવશો તો મને વિશ્વાસ છે કે—તમે તમારા દુશ્મનને ખરેખર પરાજય પમાડયા વિના રહેશો નહીં ! ચાલવા દ્યો શુરવીરો ! તમારી સમશેરો ચાલવા દ્યો !"

આવી રીતે રાજા ચંદ્રસેનના સૈનિકોને ધીરજ દઇ તે વીર-પુરૂષે પોતાની તેજસ્વી તલવારને પુનઃ ચલાવવા માંડી. તે સાથેજ આગળના દરવાજે જે બનાવ બન્યો હતો તેજ બનાવ આ સ્થળે પણ બન્યો. રાજા ચંદ્રસેનનો વિજય થયો અને ચંડપ્રદ્યોત પરાજય પામ્યો.

આ સમયે દિવસમાં દીપતો દિવ્ય દિવાકર, સહસ્રરશ્મિ સવિતાપતિ ભગવાન સૂર્યનારાયણ ચાલતા ચાલતા અસ્તાચળ પ્રત્યે આવી પહોંચ્યા હોવાથી પશ્ચિમ દિશારૂપ રમણીય રમણી અનેક પ્રકારના ચિત્રવિચિત્ર રંગોથી વ્યાપ્ત થઇ ગઈ હતી તેથી રાજા ચંડપ્રદ્યોતના સર્વ સૈનિકો સમરાંગણનો ત્યાગ કરી નાસી છૂટ્યા.

આખા દિવસના યુદ્ધમાં રાજા ચંદ્રસેને ચંડપ્રદ્યોતને પરાજય પમાડ્યો, તે ખરૂં; છતાં પણ રાજા ચંડપ્રદ્યોતને જે કાંઈ કરવાનું હતું તે તો તેણે કરીજ લીધું.

રાજા ચંદ્રસેનના સેંકડો શૂરવીર સૈનિકોએ ધારાતીર્થે પ્રાણ તજ્યા હતા. એ ઉપરાંત પણ વિજયના આનંદમાં વિષાદ ઉત્પન્ન કરનારો એક દુઃખદાયક બનાવ બની આવ્યો હતો, તે શું ?

યુદ્ધ દરમિયાનમાં કિલ્લાની પાછળના ભાગમાંથી ચઢી આવેલા દુશ્મનના સૈનિકો પવનગઢના કિલ્લામાં બહુજ શુરવીરતાથી દાખલ થઈ ગયા હતા અને તેઓએ રાજા ચંદ્રસેનની પ્રાણ કરતાં પણ અધિક પ્રિય પુત્રી મધુરીનું હરણ કર્યું હતું.

તે તો ઠીક, પણ જે વીરપુરૂષે ખરી અણીના સમયમાં અચાનક ત્યાં આવી રાજા ચંદ્રસેનની કથળી જતી બાજીને સુધારી એક ક્ષણમાં સમરભૂમિમાં આશ્ચર્યજનક અને ચમત્કારિક ફેરફાર કરી નાંખ્યો હતો, તે વીરપુરૂષ કોણ હતો અને તે કયાંથી આવ્યો હતો તેમજ પાછો કયાં ચાલ્યો ગયો ?

રાજા ચંદ્રસેનના સૈન્યમાંથી એક પણ પુરૂષ તે વીરપુરૂષને ઓળખતો નહોતો. તે કયાંથી આવ્યો અને શી રીતે આવ્યો ? તે પણ કોઈ જાણી શકયું નહોતું. તેમજ તે પાછો કયાં ચાલ્યો ગયો—કઇ તરફથી ચાલ્યો ગયો તે પણ કોઇ જાણી કે જોઈ શકયું નહોતું.

તે વીરપુરૂષના સંબંધની બધીએ વાતો આશ્ચર્યજનક, ચમ-

ત્કારિક અને ભેદ ભરેલી હતી. તેની બાબતમાં એક મોટો ભેદ હોય, એમ બધાને લાગ્યું.

તે વીરપુરૂષના સંબંધમાં ફક્ત સરદાર ભદ્રસેનનાજ અંતઃકરણમાં કાંઇક ઝાંખી કલ્પના ઉદ્‌ભવી હતી તે પણ તે વીરપુરૂષના ભેદને ક્યાં અને શી રીતે ઉકેલી કે જાણી શકે તેમ હતું ?

ગઈ કાલે રાત્રે જે વીરપુરૂષે પોતાનો મૃત્યુના મુખમાંથી છુટકારો કર્યો હતો, તેજ આ વીરપુરૂષ હોવો જોઇએ, એમ ભદ્રસેનને લાગ્યું હતું.

આવા આવા અનેક વિચારોમાં જે સમયે ભદ્રસેન ગુલતાન હતો તેજ સમયે એક સૈનિક તેની પાસે આવ્યો અને તેને નમ્રતાપૂર્વક નીચા નમી—નમન કરીને બોલ્યોઃ—" મહાન્ પ્રતાપી શુરવીર સરદાર સાહેબ ! સરકાર—મહારાજા ચંદ્રસેનની સ્વારી સેનાધિપતિ ખડ્ગસિંહ સાથે સલાહભુવનમાં વિરાજમાન છે, અને આપશ્રીએ પણ કૃપા કરી ત્યાં પધારવું, એવી સરકારની ઇચ્છા છે. "



# પ્રકરણ ૧૨ મું.



## પત્થરનો જવાબ પત્થરથીજ !

ચાલુ યુદ્ધના સંબંધમાં વિચાર કરવા માટે રાજા ચંદ્રસેને તેના સેનાધિપતિની સલાહ પ્રમાણે રાત્રિના સમયમાં પોતાના રાજ્યમાંના સરદારો અને જાગીરદારોને બોલાવ્યા હતા.

આ સમયે રાજા ચંદ્રસેન પોતાના ઇષ્ટમિત્રો, નોકરો અને શૂરવીર પુરૂષોની સાથે રાજ્યમહેલમાંના એક દિવાનખાનામાં બેઠો હતો. તે યુદ્ધની બાબતમાં વિચાર કરતો હતો અને પોતાના મનુષ્યોની સલાહ લેતો હતો કે—" હવે કરવું શું ? "

થોડી વારમાંજ ત્યાં એકત્ર થયેલા તમામ પુરૂષોને ઉદ્દેશીને રાજા ચંદ્રસેને કહ્યું કે-

"મારા વ્હાલા શૂરવીર સરદારો—મારા રાજ્યના બહાદુર અને વીર પુરૂષો! આપણા રાજ્યના વંશપરંપરાના દુસ્મન ભદ્રદૂર્ગના રાજા ચંડપ્રદ્યોતે વગર પ્રયોજને આપણા ઉપર ચઢી આવી આપણને હેરાન કર્યા છે. એ કામમાં તેણે બહુજ અન્યાયી પગલું ભર્યું છે. તે વાત તો તમે ઘણીજ સારી રીતે જાણો છો. મારી પ્રિયપુત્રી મધુરીની સખી વિલાસવતીના કહેવા ઉપરથી જણાય છે કે આપણે યુદ્ધમાં રોકાએલા હતા તે દરમિયાનમાં લગભગ આઠ દશ સશસ્ત્ર સૈનિકો પવનગઢમાં ઘુસી ગયા ને જે ઠેકાણે મધુરી પોતાની બન્ને સખીઓ સાથે બેઠી હતી ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં જઈ મારી પુત્રી મધુરીને ઓળખી લઈ તેમણે તેનું હરણ કર્યું છે.

તે દુષ્ટ રાજાએ થોડા વર્ષો પહેલાં પોતાને માટે મધુરીનું માગું કર્યું હતું: પણ મારી પુત્રીનું લગ્ન અવન્તિનરેશના રાજકુમાર સાથે કરવાનું તે પહેલાંજ નક્કી થઇ ગયેલું હોવાથી મેં તેનું મધુરી માટેનું માગું સ્વીકાર્યું નહોતું. એ વાત પણ તમો તમામ જાણો છો. આ બાબતમાં બંધાએલ વૈરનો બદલો લેવા માટે તે દુષ્ટ રાજા આજે મારી મોંઘી કુમારીનું બલાત્કારથી હરણ કરી ગયો છે!"

તે સાંભળી સેનાપતિ ખડ્ગસિંહ બોલ્યો—

"સરકાર, આવતી કાલનો સૂર્યોદય થતાં પહેલાંજ શહેરમાં ત્રણસો લઢવૈય્યા અને આસપાસના આપણા મુલકમાંથી નવસો લઢવૈય્યા એમ કુલે બારસો લડનારા સૈનિકો આપણા ફરકતા વિજયી નિશાનની છાયામાં એકઠા થશે. હવે આપનો હુકમ થતાંજ હું સર્વ સૈન્ય લઈ ચંડપ્રદ્યોત રાજાના ભદ્રદૂર્ગ ઉપર હલ્લો કરીશ. તેની રાજ્યધાની અને કિલ્લાને ખેદાન મેદાન કરી અમારા અન્નદાતાની

પુત્રીને સત્વર છોડાવી લાવીશ. હવે ફક્ત આપની આજ્ઞા થાય, એટલીજ વાર છે."

"આપણે આટલું કરીએ ત્યાં સુધીમાં જો મારી પુત્રીની બાબતમાં તે કાંઈ નવા જુનું કરી નાંખે અથવા તેને મારી નાંખે તો પછી આપણે શું કરવું?"

"પત્થરનો જવાબ પત્થરથીજ આપવો!" ભદ્રસેન સરદારે કહ્યું.

"હાજી. એમજ કરવું જોઇએ. જેટલાં સંકટો તે મધુરીબાને આપે તેટલાંજ બલ્કે તેના કરતાં પણ હજાર ગણિ વિપત્તિઓનો આપણે તેની ઉપર વરસાદ વરસાવવો." સેનાપતિએ સલાહ આપી.

"મહારાજા! પણ હું એમ પૂછું છું કે—મધુરીના વિવાહ મહારાજાધિરાજ માલવમહિપતિના યુવરાજકુમારની સાથે થવાના છે, તે વાત તે દુષ્ટ રાજા ચંડપ્રદ્યોત જાણે છે કે નહિ?" ભદ્રસેને પૂછ્યુ.

"હા. એ વાત તે ઘણી સારી રીતે જાણે છે. પણ તે સાક્ષાત્ મહારાજાધિરાજ તો શું પણ પરમાત્માની પણ પરવાહ કરે તેમ નથી—કરતો નથી. તે પોતે એક ગુપ્તસંસ્થાનો ઉત્પાદક અને સંચાલક હોવા સાથેજ તેનો એક ઉચ્ચ દરજ્જાનો વરિષ્ઠ અધિકારી છે. તેથીજ તેને પોતાના સામર્થ્યનું સબળ અભિમાન છે. તેમજ તે ગુપ્તસંસ્થાની સાથે સંબંધ ધરાવનારા તેના જેવા બીજા રાજાઓ, સરદારો, સામંતો, જાગીરદારો અને સામાન્ય લોકો પણ તેને સમ્પૂર્ણ મદદ આપે તેમ છે. તેણે કેટલીક વખત અત્યંત અભિમાન પૂર્વક કહેલ પણ છે કે—"મહારાજાધિરાજ અવન્તિનરેશને પણ મારી સામે મસ્તક નમાવવુંજ પડશે."

અનહદ તિરસ્કાર પૂર્વક હાસ્ય કરતાં સરદાર ભદ્રસેને રાજા ચંદ્રસેનને કહ્યું—"આ તો ઉદ્ધતપણાનો અવધિ થયો છે. એ તેના ઉન્મત્ત પણાથી અને અભિમાનથી તેણે સર્વ મર્યાદા ત્યજી દીધી છે. રાજન્!

મારે લીધે આવું સંકટ આપના ઉપર આવ્યું છે–તે સંકટ ઉત્પન્ન કરાવવામાં હું પોતે નિમિત્તભૂત હોવાથી–તે માટે તે અભિમાની રાજા ઉપર મારે ચઢાઈ કરી તેને સારી રીતે સમજાવી દેવું અને તેના અભિમાનને ધુળમાં મેળવી દેવું, એ મારૂં મહાન્ અને પરમ પવિત્ર કર્તવ્ય છે. એમ હું માનું છું. "

" ભદ્રસેનજી ! તમારૂં કહેવું ખરૂં છે છતાં પણ તે સાક્ષાત્ અભિમાનના પુતળાની સામે આપણી સામ–દામની વાતો ચાલી શકે તેમ નથી. તેમ કરી તમે ફરી તમારા જીવનને જોખમમાં નાંખી દેશો. ભદ્રસેનજી, ખરૂંજ કહેજો કે–તે ચાંડાળ તમને પકડવા માટે આટલી બધી ખટપટ કરે, તેવો તેનો તમે એવો કયો અપરાધ કરેલ છે ? "

" ગઈ કાલે સાયંકાળે હું કલ્યાણગ્રામમાં આવી પહોંચ્યો. ત્યાં હું થોડો વખત સુવ્રતદેવ નામના એક ગૃહસ્થને ત્યાં થોભ્યો હતો. તેજ ગૃહસ્થની સાથે વાતચિત કરતાં ચંડપ્રદ્યોત રાજાના સંબંધમાં લોકમત શું છે–કેવો છે, તે બાબતમાં ખુલ્લા દિલથી સ્પષ્ટપણે મને જે યોગ્ય લાગ્યું તે મેં તેને કહ્યું હતું. કદાચિત્ તે વાત ઉડતી ઉડતી તેના કાને ગઇ હોય અને તેથીજ તે મારો દ્વેષ કરતો હોવો જોઇએ, એવું હું અનુમાન કરી શકું છું. પછી સાચા ખોટાની તો પરમાત્માને ખબર ! "

વળી એજ વખતે સરદાર ભદ્રસેનના અંતઃકરણમાં એક નવીનજ કલ્પનાનો ઉદય થયો. સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળ નામના–રક્તપાતી મંડળના–સંબંધમાં જે હકીકત બની હતી, તે કારણથીજ ચંડપ્રદ્યોતે પોતાને પકડવા માટે આટલી બધી ખટપટ કરી હોવી જોઇએ, એમ તેને લાગ્યું પણ તે વાત સ્પષ્ટપણે તે રાજા ચંદ્રસેનની સમક્ષ નિવેદન કરી શકયો નહીં. અથવા તો તે વાત કહેવા માટે તેની હિંમત ચાલી નહીં.

થોડો વખત વિચાર કરી રાજા ચંદ્રસેને કહ્યું કે—

" મારા વ્હાલા શૂરવીર સરદારો ! હવે બધી વાત મારા ધ્યાનમાં આવી ગઈ છે. ફક્ત મારી પુત્રીનું હરણ કરવાનીજ તેની ઈચ્છા હતી. એજ કારણથી તે કાંચનપુર ઉપર ચડાઈ કરવા માટે કાંઈક બ્હાનું ખોળતો હતો. પોતાને આશ્રયે આવેલા મેમાનને હું મુશીબતમાં સપડાવા દેવાનો નથી, એવો તેને પાકો વિશ્વાસ હોવાથી તેણે ખાસ કરી આ બાનું આગળ ધરી યુદ્ધની શરૂઆત કરી. "

" અન્નદાતા ! આપનું કહેવું બરાબર છે. જો તેમ હોય તો આ આપણા મેમાનને પકડી ન જતાં તેણે મધુરીબાનુંજ હરણ શા માટે કર્યું ? નામવર, આ જુલમનો હવે આપે જુલમથીજ બદલો લેવો જોઇએ અને પત્થરનો જવાબ પત્થરથીજ આપવો જોઇએ. " સેનાપતિ ખડ્ગસિંહે કહ્યું.

" હા. સેનાપતિ ! હવે એમજ કરવામાં આવશે. આ વાતનો પૂરેપૂરો ફેંસલો આપણે આપણી તેજસ્વી તલ્વારની ધારથીજ કરવો જોઇએ. આ વૈરનો બદલો તલવારથીજ લેવો જોઇએ. ખડ્ગસિંહ ! હવે તમે તમારી ધારણા મુજબ સૈન્ય તૈયારી કરી લ્યો. આવતી કાલે સૂર્યોદય થતાં પહેલાંજ આપણે સૈન્ય સાથે ભદ્રદૂર્ગ ઉપર હુમલો કરવા માટે કૂચ કરી જઈશું. મારી પુત્રીના છુટકારા માટે હું પણ સાથેજ આવીશ અને તે દુષ્ટ—નીચ-ચાંડાળ રાજાને પત્થરનો જવાબ પત્થરથીજ આપીશ. "

એમ કહી રાજા ચંદ્રસેન જે આસન ઉપર બેઠો હતો ત્યાંથી ઉભો થયો અને કમરે લટકતી તલ્વાર મ્યાનમાંથી બહાર કાઢી બોલ્યો—

" હવે આપણે જોઈશું કે તે અભિમાની રાજાનું અભિમાન ક્યાં સુધી ટકી શકે તેમ છે ? ! "

પછી તે સભાનું કામકાજ પૂર્ણ થતાં સભા વિસર્જન થઇ.



## પ્રકરણ ૧૩ મું.

## અરેરે ! દુર્ભાગી બિચારી !

તે રાત્રે જમવા—ખાવાની વાત કોઇને સુઝી નહીં. કારણ કે આવતી કાલે થનારા યુદ્ધ તરફ સર્વેનું ચિત્ત ચોટેલું હતું. સેનાપતિ ખડ્ગસિંહ યુદ્ધની તૈયારીઓ કરવામાં ગુલતાન થઇ ગયો હતો. સાંજે થએલા યુદ્ધમાં સરદાર ભદ્રસેને ખૂબ શૂરવીરતા દેખાડી હતી તેથી સેનાપતિ ખડ્ગસિંહના અંતઃકરણમાં ભદ્રસેનને માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. તેણે ભદ્રસેનનું રણકૌશલ્ય પોતાની નજરોનજર જોયું હતું. વખત મળતાંજ સેનાપતિએ ભદ્રસેનની મુલાકાત લીધી. તે સમયે તે બન્નેમાં નીચે લખ્યા પ્રમાણેની વાતચીત થઇ. પ્રથમ સરદાર ભદ્રસેનજ બોલવા લાગ્યો—

" સેનાધિપતિ ખડ્ગસિંહજી ! આવતી કાલે થનારા યુદ્ધનું કેવું પરિણામ આવશે વારૂ ? "

" સરદાર ભદ્રસેનજી ! હું જેટલા સૈનિકો એકઠા કરવા માગું છું તેટલા એકઠા થઇ જાય અને તેઓ ખૂબ સાવચેતીથી તથા હોંશિયારીથી શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરે તો મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આવતી કાલના સાયંકાળ સુધીમાં અમારા કાંચનપુરના રાજ્યની ધ્વજા ભદ્રદૂર્ગના કિલ્લા ઉપર ફરકયા વિના રહેશેજ નહિ ! "

" મારા સાંભળવામાં આવ્યું છે કે—ભદ્રદૂર્ગનો કિલ્લો બહુજ મજબુત છે ? "

" ભદ્રસેનજી ! મનુષ્ય પોતાની કારીગરીનો સંપૂર્ણ ઉપયોગ કરી નાંખે તો પણ જાણતાં કે અજાણતાં ક્યાંએ ખામી તો રહીજ જાય

છે. સર્વગુણસંપન્ન પ્રજાવત્સલ પરમાત્મા સિવાય બીજો કોઈ પણ નથી. આ બાબતનું ઉદાહરણ આપ આવતી કાલે આપની નજરોનજર નિહાળશો. ઉપરાંત ભદ્રદુર્ગની પાસે જે ગાઢ જંગલ છે તે પણ અમારે માટે બહુજ સગવડતા ભરેલું અને હિતકારક થઇ પડયા વિના રહેશે નહિ.

"ભદ્રદુર્ગ કલ્યાણગ્રામથી કેટલે દૂર હશે ?"

"લગભગ પાંચ ગાઉ !"

"એમ કે ?! વારૂ, પણ કલ્યાણગ્રામની આસપાસ તેટલાજ અંતર ઉપર બીજો પણ કોઈ કિલ્લો છે ખરો કે ?"

"નહિ !"

સેનાધિપતિના આ જવાબથી જરા મુંઝવાઈ જઈ સરદાર ભદ્રસેને કહ્યું–"સેનાધિપતિ ! ભદ્રદુર્ગના કિલ્લામાં જવાનો માર્ગ શું ચઢાવવાળો અને વાંકો ચુંકો છે ? તેમજ કિલ્લાના મોટા-મુખ્ય-દરવાજા ઉપર એક મિનારો હોઇને તેની ઉપર આસ્માની રંગનું નિશાન ફરકે છે. શું તેજ ભદ્રદુર્ગ કે ?"

"હાજી. આપ કહો છો તે હકીકત બરાબર છે. આપ કોઈ પણ દિવસે ત્યાં ગયા હતા ખરા કે ?"

આ સવાલનો ભદ્રસેને કાંઇ પણ જવાબ આપ્યો નહીં. ગઇ રાત્રે સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળની સભા સમક્ષ પોતાને જે કિલ્લામાં લઈ જવામાં આવ્યો હતો તે કિલ્લો ભદ્રદુર્ગનોજ હતો, એવી તેને ખાત્રી થઇ. રાજા ચંદ્રસેન પાસે રાજા ચંડપ્રદ્યોતે પોતાની જે માગણી કરી હતી તે રાત્રીના પ્રકાર માટેજ કરી હશે—ન્યાયમહામંડળને માટેજ કરી હશે–એવો જે સંદેહ તેના મનમાં આવ્યો હતો તે તદ્દન ખરોજ હતો, એવી તેને સંપૂર્ણપણે ખાત્રી થઇ.

તે સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળનું સામર્થ્ય કેટલું બધું ભયંકર અને

અદ્ભુત છે, એ બાબતમાં તેને ખાત્રી તો થઇજ હતી અને તે મંડળના ગુપ્તચરો ( છુપા જાસુસો ) ચારે તરફ ફરતાજ રહે છે, તેની પણ તેને ખબર હોવાથી તેના—ન્યાયમહામંડળના—સંબંધમાં કાંઇ પણ બોલવું નહીં, તેજ શ્રેયસ્કર છે, એમ તેણે—ભદ્રસેને—નક્કી કર્યું. તેમજ પોતે જે માણસની સાથે વાતચિત કરે છે તે પણ કદાચિત્ તેજ સંસ્થાનો કોઈ સભાસદ હશે અથવા અહીંજ ક્યાંક છુપાઈ રહેલ તે સંસ્થાનો છુપો જાસુસ પોતાની વાત સાંભળતો હશે, એવી શંકા તેના મનમાં આવ્યા વિના રહી નહીં. એજ કારણથી તેને સેનાધિપતિ ખડ્ગસિંહે જે પ્રશ્ન પૂછ્યો તેનો તેણે પ્રત્યુત્તર આપ્યો નહીં. થોડો વખત થોભી જઇ ભદ્રસેને પોતાના ચળવિચળ અને અશાંત થએલા ચિત્તને શાન્ત કર્યું. ત્યાર પછી તેણે સેનાધિપતિને પુનઃ પૂછ્યું:—

"તે ચંડપ્રદ્યોત રાજાના સંબંધમાં કેટલીક ચમત્કારિક વાતો લોકોમાં ફેલાઇ છે, તે શું બધીએ સાચીજ હશે?"

"ભદ્રસેનજી! મેં પોતે પણ તેના સંબંધમાં કેટલીક આશ્ચર્યજનક અને ભયંકર વાતો સાંભળેલી છે. હું તે રાજા ચંડપ્રદ્યોતને ઘણા વર્ષોથી એટલે તે જ્યારે મહારાજાધિરાજ માલવનરેશના સૈન્યમાં નોકર હતો ત્યારથીજ ઘણી સારી રીતે ઓળખું છું."

"તે અવન્તિનરેશના સૈન્યમાં નોકર હતો તે વાતને આજે કેટલાં વર્ષ થયાં હશે?"

"તે વાતને લગભગ ચૌદ—પંદર વર્ષ થયાં હશે."

"તે વખતે ભદ્રદુર્ગના રાજ્યસિંહાસને વિરાજનારા રાજાનું નામ શું હતું?"

"રાજા વિક્રમાજીતસિંહ!"

"તેમને કેટલા પુત્રો હતા?"

" બે."

" કયા કયા અને તેમનાં નામ ?"

" એકનું નામ અજીતસિંહ અને બીજાનું નામ ચંડપ્રદ્યોત !"

" ત્યારે તો ચંડપ્રદ્યોત કરતાં અજીતસિંહ મોટા નહીં વારૂ ?"

" હા. અજીતસિંહજ પાટવી કુમાર હતો."

" શું તે હજી જીવે છે ?"

" ના."

" કેમ વારૂ ?"

" તેઓ તો મરણ પામ્યા છે !"

" શાથી—કેવી રીતે ?"

" તે વાત બહુજ લાંબી છે."

" પણ તે ટુંકામાં તો કહી સંભળાવો."

" ભદ્રસેનજી ! ભદ્રદુર્ગના મર્હુમ રાજા વિક્રમાજીતનો મોટો પુત્ર યુવરાજ અજીતસિંહ બહુજ હોંશીયાર, શૂરવીર, બહાદૂર, ચાલાક, ડાહ્યો અને સજ્જન હતો. તેનાથી કેટલાંક ગુણો ચંડપ્રદ્યોતમાં હોવા ઉપરાંત તે મહા કપટી, વિશ્વાસઘાતી અને દુર્જન હતો. કેટલાંક અજ્ઞાન કારણોથી સ્વર્ગસ્થ રાજા વિક્રમાજીતે તેને ( ચંડપ્રદ્યોતને ) પોતાના દેશની સરહદમાંથી હાંકી કાઢયો હતો."

" કાંઇ કારણ ?" વચમાંજ ભદ્રસેને પૂછયું.

" તે કારણની પાકે પાયે મને ખબર તો નથી. ખરૂં કારણ ગમે તે હોય પણ તે વખતે લોકો તો એમ કહેતા હતા કે—તેણે પોતાના પિતાને અને મોટા ભાઇને ઝેર આપ્યું હતું. ખરૂં કારણ એ હશે કે બીજું હશે, તે હું ખાત્રીથી કહી શકું તેમ નથી છતાં પણ લોકો તો ઝેર આપ્યાની વાત કરતા હતા ! સાચું ખોટું પરમાત્મા

જાણે, પણ ચંડપ્રદ્યોતને મર્હુમ રાજાએ પોતાના પ્રદેશમાંથી હાંકી કાઢયો હતો, એ વાત સાવ સાચી છે. ચંડપ્રદ્યોતની ઉમ્મર તે સમયે ત્રીસ કે બત્રીસ વર્ષની હોવી જોઇએ. ભદ્રદૂર્ગમાંથી દેશપાર થયા બાદ તરતજ તે અવન્તિનગરીમાં ગયો અને મહારાજાધિરાજના સૈન્યમાં નોકરી કરવા લાગ્યો. હું પણ તે સમયે મહારાજાધિરાજના સૈન્યમાં નોકરી કરતો હતો. તે વખતે પણ અમારે એક બીજાને બનતું નહોતું. તેનો મહા કપટી સ્વભાવ મારા જેવા કરડા સૈનિકને શી રીતે પસંદ પડે?"

ચંદ્રપ્રદ્યોતના સૈન્યમાં નોકરીએ રહેવા પછી બે વર્ષે ભદ્રદૂર્ગના રાજા વિક્રમાજીતસિંહ દેવલોક પામ્યા અને તેમનો મોટો પુત્ર અજીતસિંહ તેમના રાજ્યસિંહાસનનો ઉત્તરાધિકારી થયો—રાજ્યસિંહાસને આરૂઢ થયો. તે સમયે રાજા અજીતસિંહની ઉમ્મર લગભગ ચોત્રીસ પાંત્રીસ વર્ષની હોવી જોઇએ. તેનું લગ્ન એક ખાનદાન રાજ્યકુટુંબની સદ્ગુણી કુમારિકા સાથે થયું હતું અને તેને એક પુત્રી પણ થઇ હતી. કેટલાંક વર્ષો સુધી અજીતસિંહે પોતાની ધર્મપત્ની સાથે રાજ્યસુખના વૈભવો ભોગવ્યા પછી તે સ્વર્ગે સિધાવી ગયો. સરદાર સાહેબ! તે દુઃખદાયક વાતો કહેવાથી અને સાંભળવાથી આપણને કાંઇપણ લાભ નથી. આપણે બીજીજ કોઇ વાતચિત કરીએ તો ઠીક!"

"સેનાપતિ સાહેબ! તમે મને અત્યારે જે વાત કહી સંભળાવી તે મને બહુજ આશ્ચર્યજનક લાગે છે, કૃપા કરી હવે તે વાત અધુરી ન મૂકતાં પૂરેપૂરીજ કહી સંભળાવો તો તમારો હું બહુજ આભારી થઇશ."

"સરદાર સાહેબ! આપને જો તે સાંભળવાની પ્રબળ અભિલાષાજ હોય તો સાંભળો! તે—રાજા અજીતસિંહ—કેવી રીતે મરણ પામ્યો તે હું તમને કહી સંભળાવું છું."

"એક દિવસ અજીતસિંહ અરણ્યમાં શિકારે ગયો હતો. તે શિકાર કરવા ગયો તે બસ ગયોજ. જીવતો પાછો આવ્યોજ નહિ! તે પોતાના સાથીઓને પાછળ રાખી એકલોજ આગળ ગયો હતો. તેનો લાભ લઈ તેના દુશ્મનોએ તેને એકલાને સપડાવી તેનું ખૂન કર્યું."

"સાક્ષાત્ રાજાનું ખૂન થઇ જાય અને તેનો પત્તો પણ ન લાગે, એ બહુજ અજાયબી ઉપજાવનારી બિના છે!"

"જ્યારે અજીતસિંહનું શબ લોકોના જોવામાં આવ્યું ત્યારે તે શબની પાસે ખંજર અને દોરી એ બન્ને ચીજો પડેલી હતી."

ખંજર અને દોરીની વાત સાંભળતાંજ સરદાર ભદ્રસેનનું આખું શરીર કમકમી ગયું. તે બોલ્યો—"ઓ પ્રભુ—કાળકાળેશ્વર કૃપા કરો!" થોડો વખત વચમાં વ્યતીત થવા દઇ તેણે ફરી સેનાપતિને પૂછ્યું:—

"રાજા અજીતસિંહનું ખૂન થયા પછી તેની ધર્મપત્ની અને પુત્રીનું શું થયું?"

"સરદાર સાહેબ! તેમના સંબંધમાં મારા સાંભળવામાં એમ આવ્યું છે કે—પતિના શોકથી તે સાધ્વી રાણીનું અંતઃકરણ બહુજ દુઃખી થઈ ગયું. તેનું હૃદય બંધ પડી જવાથી તે પરમ પવિત્ર પ્રમદા પણ પોતાના પ્રિય પતિની ગતિને પ્રાપ્ત થઈ પરલોકે પ્રયાણ કરી ગઇ! છતાં પણ તેના સંબંધમાં કેટલાક લોકો એમ કહે છે કે—પોતાની પુત્રીની અને પોતાની સ્થિતિ ભવિષ્યમાં બહુજ ખરાબ થશે, એવી શંકા રાણીને આવવાથી રાણીએ પ્રથમ પોતાની પ્રિય પુત્રીનું ગળું દબાવી મારી નાંખી અને પછી તેણે પોતે પણ આપઘાત કરી લીધો."

આટલી વાત સાંભળી ભદ્રસેનના અંતઃકરણમાં અત્યંત ખેદ થયો. તે બોલ્યો—"અરેરે! દુર્ભાગી બિચારી રાજરાણી!!



## પ્રકરણ ૧૪ મું.

### રમણીનું રૂદન.

સરદાર ભદ્રસેનને બહુજ દુઃખમાં ડૂબી ગયેલ જોઈ-જાણી સેનાપતિ ખડ્ગસિંહ પુનઃ આગળ બોલવા લાગ્યો-

"સરદાર સાહેબ! મેં કહેલી બધી વાત સાચી હશે, એમ સમજવાનું કાંઇ કારણ નથી!"

"એમ કેમ કહો છો સેનાધિપતિ! તેનું કાંઇ કારણ?" સરદાર ભદ્રસેને શંકિત થઇ પૂછ્યું.

"કારણ એજ કે-તે વખતની આ વાત લોકોની પાસેથી મારા સાંભળવામાં આવેલ છે. આવી રીતે વિનાતુલ્ય ચંડપ્રદ્યોતના મોટા ભાઇની ખરાબી થઇ જવાથી અત્યારનો ચાંડાળ જેવો રાજા ચંડપ્રદ્યોત ભદ્રદુર્ગના રાજ્યસિંહાસને વિરાજમાન થયો. એ વાતને આજે લગભગ પંદર-સોળ વર્ષ થઇ ગયાં હશે. પણ સરદાર સાહેબ! આજની એક એક પળ બહુજ અમૂલ્ય છે-કિંમતી છે. હવે આપણે આવી આવી નિરર્થક વાતોમાં અમૂલ્ય વખત વ્યતીત કરવો, એ સારૂં નથી."

તરતજ તે યુવક સરદાર ભદ્રસેને સેનાપતિ ખડ્ગેશ્વરની રજા લીધી અને રાજમહેલ તરફ ચાલ્યો ગયો.

તે રાજમહેલની પહેલી દેવડી ઉપર આવ્યો તે સમયે એક સ્ત્રીનો દુઃખદ સ્વર તેના કાને આવ્યો. કોઈ રમણી રૂદન કરતી હોયની! એવો તેને ભાસ થવાથી તે ત્યાંજ ઉભો રહ્યો અને તે રમણીનું કરૂણાજનક અને દુઃખદાયક રૂદન સાંભળવા લાગ્યો. તે સમયે

મહેલની જમણી બાજુની એક ઓરડીનો દરવાજો જરા ઉઘાડો હોવાથી તે ઓરડામાં બળતા દીવાનું અજવાળું બહાર પડતું હતું અને તેજ ઓરડીમાંથી કોઇક રમણીના રૂદનનો અવાજ આવે છે, એમ તેને જણાઈ આવ્યું. તે તરફ કાંઇ પણ ધ્યાન ન આપતાં પોતાને સ્થાને ચાલ્યા જવું, એવો પ્રથમ તેને વિચાર થયો હતો ખરો, પણ તે જરા આગળ ગયો કે તે રમણીના રૂદનનો દુ:ખદ સ્વર વધારે અને વધારે સ્પષ્ટતાથી તેને સંભળાવા લાગ્યો. તે સ્ત્રીનું દુ:ખ પોતાથી દૂર થઇ શકે તેમ હોય તો તેવો પ્રયત્ન કરી જોવો, એવા ઉદ્દેશથી જે ઓરડીમાંથી રમણી-રૂદનનો ધ્વનિ સંભળાતો હતો તે તરફ જવાનો તેણે નિશ્ચય કર્યો. તે તે ઓરડીની પાસે ગયો અને તેના અધખુલ્લા દરવાજામાંથી તેણે ડોકીયું કરીને અંદર જોયું તો તેને જણાઇ આવ્યું કે-

તે ઓરડામાં એક સ્ત્રી પોતાના બન્ને હાથ જોડી આંખો બંધ કરીને બેઠી છે. વચમાં વચમાં રૂદન કરે છે અને પાછી ચૂપ રહી જાય છે. તે ઓરડીની અંદરના ભાગમાં ચારે તરફ નજર કરતાં તેને જણાઇ આવ્યું કે-તે ઓરડો એક દેવઘર છે અને તે રમણી પ્રભુની પરમ પવિત્ર પ્રતિમા સામે હાથ જોડીને બેઠી છે. તે રૂદન કરે છે અને પ્રભુની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે. તે દેખાવ જોઇને સરદાર ભદ્રસેનના હૃદયમાં પણ કરૂણાનો સંચાર થયા વિના રહ્યો નહિ.

તે રમણીની પીઠ ભદ્રસેનની તરફજ હોવાથી તેને તે જોઈ શકી નહિ. તેના દુ:ખનો આવેગ હવે ઓછો થઇ ગએલો હોવાથી તે અબળાનું અંતઃકરણ ભક્તિના પવિત્ર રસથી છલોછલ ભરેલું દેખાતું હતું.

આવી રીતે કરૂણારસથી અને ભક્તિરસથી પરિપૂર્ણપણે ભરેલું તે રમણીનું અનહદ સૌંદર્ય-સુંદર સ્વરૂપ જોઇને સરદાર ભદ્રસેન

આશ્ચર્યચકિત થયો અને એક પ્રેમઘેલા પુરૂષની જેમ જ્યાં હતો ત્યાંજ ઉભો રહી ગયો. તે અનિમેષ નયને તે સુંદર સુંદરીની સૌંદર્ય-સુધાનું પાન કરતો હતો.

એટલામાં તે અબળાએ આંખો ઉઘાડી અને પરમાત્માની પરમ પવિત્ર પ્રતિમા તરફ નિશ્ચલ દૃષ્ટિ રાખીને સુવર્ણ ઘંટનાદ પ્રમાણે મંજુલ સ્વરે નીચેના શબ્દો ઉચ્ચાર્યા–

" હે દયાળુ દેવાધિદેવ ! તેં આજ સુધીમાં સંકટોમાં સપડાએલા અનંત જીવોનો ઉદ્ધાર કર્યો છે. મારી સખી તદ્દન નિરપરાધી છતાં તેની ઉપર જે સંકટ આવ્યું છે તેનાથી તેને બચાવવી એ તારા હાથમાં છે. હે પરમાત્મા ! તું મારી પ્રિય સખી ઉપર દયા કરજે–કૃપાદૃષ્ટિ રાખજે ! "

પણ પુનઃ તેના આંતરિક અને સાચા સખી સ્નેહનો ઉભરો આવી જવાથી તેની આંખોમાંથી ટપોટપ આંસુઓ પડવા લાગ્યાં.

સરદાર ભદ્રસેન ત્યાંથી પાછો જઇ શકતો નહોતો તેમજ પોતાના આગમનની તે રમણીને સૂચના આપી તેના ચિત્તને ભક્તિમાંથી પરાવૃત્ત કરી શકવાની પણ તેને હિંમત થતી નહોતી.

આવી રીતે ભદ્રસેનના ચિત્તની ડગમગતી સ્થિતિમાં કેટલોક વખત વીતી જવા પછી તે રૂદન કરતી રમણી પરમાત્માની પ્રતિમા સામેથી ઉઠીને ઉભી થઈ અને દરવાજા તરફ વળી. તે સમયે તે રમણીનું સૌંદર્ય સમ્પૂર્ણપણે સરદાર ભદ્રસેનના જોવામાં આવ્યું.

દરવાજામાં તે તરૂણ પુરૂષને ઉભો રહેલો જોઇ તે સ્ત્રી ચમકી અને જ્યાં ઉભી હતી ત્યાંને ત્યાંજ સ્થીર થઈ ગઇ. તેને સ્તબ્ધપણે ઉભી રહેલી જોઇ ભદ્રસેન બોલ્યો–

" સુંદરી ! હું આ સ્થળે આવ્યો છું તેથી તું ગભરાઈ કે ગુંચવાઇ ગઇ હોય તેમ દેખાય છે. પરંતુ તારો દુઃખદ સ્વર મારા

સાંભળવામાં આવવાથી ફક્ત તારા દુઃખનું કારણજ જાણવાને માટે હું અહીં આવ્યો છું. હવે તું તારૂં નામ અને તારા દુઃખનું જે કાંઈ કારણ હોય તે મને કહી સંભળાવ."

"સરદાર સાહેબ ! મારૂં નામ અશોકમાલા છે અને હું રાજકુમારી મધુરીની પ્રાણપ્રિય સખી છું. તે મારી સખીને દુશ્મનો હરી ગયા છે માટે તેની મુક્તતા વાસ્તે હું પરમાત્માની પ્રાર્થના કરતી હતી."

"આ ઉપરથી એમ સમજાય છે કે-સુંદરી ! તમારો પ્રેમ તમારી સખી ઉપર બહુજ હોવો જોઇએ."

આ સમયે તે કુમારિકા નમ્રતાથી શરમાઇ જઇ એક બાજુએ ડોક કરી-નીચું જોઇને ઉભી રહી. આ તેની નમ્રતા જોઇને સરદાર ભદ્રસેનને બહુજ આનંદ થયો.

"સજ્જન ગૃહસ્થ ! હું બાલ્યાવસ્થાથીજ મધુરીબા સાથે નાનેથી મોટી થઈ છું. તેમની ઉપર મારી એક સગી બહેન જેટલોજ પ્રેમ છે અને તેઓ પણ મારા ઉપર એક સગી બહેન જેવો પ્રેમ-સ્નેહ રાખે છે."

"પરમાત્માની કૃપાથી બાળા તમને તમારી સખીનો મેળાપ સત્વર થશે. જ્યારે તમે ખરા અંતઃકરણ પૂર્વક પરમાત્માની પ્રાર્થના કરો છો, ત્યારે તે પ્રાર્થના પરમેશ્વર શા માટે નહિ સાંભળે ? અવશ્ય તેણે સાંભળવીજ જોઇએ અને તમારા ઉપર કૃપા પણ કરવીજ જોઇએ.

આ પ્રમાણેનું સરદાર ભદ્રસેનનું પ્રેમમય ભાષણ સાંભળતાંજ પુનઃ તે કુમારિકાના નેત્રોમાંથી આંસુ ખરવા માંડયાં. તે ડુસકાં ખાતી ખાતી બોલી—

"મારી સખીના છુટકારા માટે ખરા અંતઃકરણપૂર્વક પરમેશ્વર પાસે પ્રાર્થના કરવી તે મારૂં આવશ્યકીય કર્તવ્યજ છે અને તે કર્તવ્ય મારે બજાવવુંજ જોઇએ. તે માટે યોગ્ય સમય મળતાંજ હું

આ ગૃહમંદિરમાં આવી છું. તે દુષ્ટ ચંડપ્રદ્યોત રાજાના સંબંધમાં મેં અનેક ભયંકર વાતો સાંભળેલી હોવાથી મને મારી સખીને માટે બહુજ ચિંતા થયા કરે છે."

"બહેન, જરા પણ અમુઝાઈશ નહીં મને ખાત્રી છે કે તમારી સખીના છુટકારા માટે રાજા ચંદ્રસેનથી જેટલા પ્રયત્નો થઈ શકશે તેટલા પ્રયત્નો કર્યા વિના તેઓ રહેશે નહીં. ચારે તરફ સૈન્ય એકઠું થાય છે અને પ્રભુની કૃપાથી અમે આવતી કાલે તે દુષ્ટ ચંડપ્રદ્યોત રાજાને હરાવીશું. તેમજ તમારી સખીને પણ છોડાવી લાવ્યા વિના રહીશું નહીં!"

"તો તો આપને વિજય પ્રાપ્ત થાય તેને માટે હવે હું લાગલાગટ પરમેશ્વર પાસે પ્રાર્થના કર્યા કરીશ."

એમ કહી તે સુંદરી પ્રભુને નમસ્કાર કરી સરદાર ભદ્રસેન તરફ જોઇ જરા મસ્તક નમાવી તે દેવઘરમાંથી બહાર નિકળી ચાલી ગઇ.

તે સુંદરીના ભક્તિયુક્ત અંતઃકરણથી અને સુંદર તથા રમણીય સૌંદર્યથી દિગ્મૂઢ જેવો થઇ ભદ્રસેન તે સુંદરી દ્રષ્ટિમર્યાદામાંથી અલોપ થાય ત્યાં સુધી તેની તરફ અનિમેષ નયને જોઇ રહ્યો અને પછી પોતાના દિવાનખાના તરફ ચાલ્યો ગયો.

તે રાત્રિએ કાંચનપુરમાં ચારે તરફ એક સરખી રીતે આવતી કાલના યુદ્ધને માટે તૈયારીઓ ચાલતી હતી. આખી રાત લોકોએ તૈયારીઓ કરવામાંજ વ્યતીત કરી.

બીજી તરફ રાજા ચંદ્રસેનની ચઢાઈ ભદ્રદૂર્ગ ઉપર ન થાય, તેને માટે બીજી એક વ્યક્તિની તરફથી ચમત્કારિક પ્રયત્નો થતા હતા. તે વ્યક્તિ કોણ હશે? વ્હાલા વાંચક! આગળ વધ! તરતમાંજ તે તને સમજાશે.



## પ્રકરણ ૧૫ મું.

### કેદખાનામાં કોમળ કુસુમ !

જે સમયે રાજા ચંદ્રસેનના સૈનિકો દુશ્મનના લશ્કર સાથે લડતા હતા ત્યારે બીજી તરફ દુશ્મનના કેટલાક સિપાઇઓ કિલ્લા ઉપર ચડી ગયા હતા. તેમાંથી દુશ્મનના આઠ–દશ સશસ્ત્ર સૈનિકો જ્યાં મધુરીને રાખવામાં આવી હતી ત્યાં જઈ પહોંચ્યા. તેઓને પોતાની સામે ઉભેલા જોતાંજ રાજકુમારી મધુરી ભયભીત થઈ મૂર્ચ્છિત થઇ ગઇ. તેવીજ સ્થિતિમાં દુશ્મનના બે સિપાઇઓએ તેને ઉપાડી લીધી અને બાકીના સિપાઇઓ તેની આગળ પાછળ ચાલી પવનગઢમાંથી બહાર નિકળી ગયા. તેઓ બહુજ શૂરવીરતા સાથે કિલ્લાના પાછલા દરવાજેથી બહાર નિકળી ગયા. કિલ્લાની પાસેની ખાઈમાં તેમને માટે પોતાના તરાપા તૈયારજ હતા. તેમાં મધુરીને બેસાડી તેઓ તેને પોતાની છાવણીમાં લઇ ગયા.

જે સિપાઇઓ મધુરીને પકડી લાવ્યા હતા તેમના ઘોડાઓ પણ ત્યાં તૈયાર હતા. તેમાંથી એક ઘોડા ઉપર મધુરીને બેસાડી તેઓ ભદ્રદુર્ગ તરફ ચાલ્યા ગયા. કાંચનપુરથી થોડે દૂર ગયા પછી જંગલની શીતળ હવાનો મધુરીના શરીરને સ્પર્શ થવાથી તે સાવધાન થઇ. તેણે પોતાને પકડી જતા સૈનિકોના ઉપરીને પૂછયું કે–" મને કયાં લઇ જાઓ છો ? "

" રાજકુમારી ! તે તમને તરતમાંજ સમજાઇ જશે. પણ અત્યારે હું તમને એટલુંજ કહુંછું કે તમારે ભય પામવાનું અથવા તો ગભરાઇ જવાનું કાંઇ પણ કારણ નથી. તમારા એક વાળને પણ ઇજા થશે નહીં."

તે સીપાઇઓના આ ઉત્તરથી હવે પોતાને બીજું કાંઈ પણ સમજાશે નહી, તેમજ જે કાંઈ ભોગવવાનું ભાગ્યમાં લખ્યું હશે, તે ભોગવ્યા વિના છુટકો નથી એવી મધુરીને ખાત્રી થઈ.

બનેલા બનાવ ઉપરથી તેને એમ લાગ્યું કે—રાજા ચંડપ્રદ્યોતે પોતાનું હરણ કરાવ્યું છે અને તે ખરૂં પણ હતું.

ચાલતાં ચાલતાં મધુરી સાથે ચંડપ્રદ્યોતના સિપાઇઓ આખરે ભદ્રદુર્ગના કિલ્લાના મેદાનમાં આવી પહોંચ્યા. મધુરીને ઘોડા ઉપરથી નીચે ઉતારવામાં આવી. ચાર સિપાઇઓ તેને એક ઇમારતની પાસે લઇ ગયા. તે ઇમારતના દરવાજાની બહાર ઉભા રહીને એક સિપાઇએ દરવાજાને ધક્કો માર્યો. તે સાથે અંદરથી દરવાજો ઉઘાડી એક પુખ્ત ઉમ્મરની સ્ત્રી બહાર આવી.

આ સ્ત્રીની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હશે. તેની મુખમુદ્રા નિર્વિકારી દેખાતી હતી. તે એટલી બધી તો વિચિત્ર દેખાતી હતી કે તે આખા જન્મારામાં કોઈ પણ વખતે હસી હોય કે કોઇના ઉપર ગુસ્સે થઇ હોય અથવા કોઈ પણ પ્રકારનો મનોવિકાર તેની મુખમુદ્રા ઉપર આવ્યો હોય એ બાબતો શંકા ભરેલીજ હતી. તેના શરીર ઉપરનાં વસ્ત્રાભુષણોથી માલમ પડતું હતું કે તે રાજમહેલમાંની કોઈ ઉંચા દરજ્જાની દાસી હશે.

ખરી રીતે જોવામાં આવે તો રાજા ચંડપ્રદ્યોત પોતે અવિવાહિત હોવાથી અને રાજમહેલમાં રાજાનાં સગાંસંબંધીઓનો સ્ત્રી પરિવાર બિલકુલ ન હોવાથી ત્યાં કોઇ પણ દાસીની જરાએ જરૂરજ નહોતી. તો પણ મર્હુમ રાજા અજીતસિંહની રાણીની તહેનાતમાંની આ દાસી હોવાથી તે રાણીના મરણ પામ્યા પછી પણ ચંડપ્રદ્યોત રાજાએ તેને ત્યાંથી રજા આપી નહોતી.

તે દાસીને ઉદ્દેશીને એક સિપાઈ બોલ્યો:—" કાત્યાયનીબાઈ !

આ બાઈ આજે આપણા અન્નદાતાના મહેલમાં મેમાન તરીકે આવેલાં છે. જ્યારે આપણા નામવર સરકાર કાંચનપુર ઉપર ચઢાઈ કરવા અહીંથી નિકળ્યા ત્યારેજ ઘણુા ભાગે નક્કી હતું કે—આ બાઈસાહેબ આપણા અન્નદાતાને ત્યાં મોંઘા મેમાન તરીકે–મેમાનીનો આસ્વાદ લેવા–માટે પધારશેજ. કાત્યાયનીબાઈ! આપણા અન્નદાતા નામવર સરકાર જેને ખરેખરા પ્રેમપૂર્વક ચાહે છે તે સુંદર સ્ત્રીની બરદાસ્ત કેવી રીતે કરવી જોઇએ, તે તો તમને કહી બતાવવાની કાંઈ પણ જરૂર નથી."

તે સિપાઇની વાત સાંભળી કાત્યાયની મધુરી તરફ વળીને બોલી:—"બાઇ સાહેબ! મારી સાથે અંદર આવો."

એક પણ શબ્દ ન બોલતાં મધુરી તે બાઇની સાથે સાથે અંદર ગઇ. ચાર પાંચ દરવાજા ઓળંગ્યા પછી તે બન્ને જણીઓ એક મોટા ઓરડામાં આવી પહોંચી. ધનવાન લોકોની સ્ત્રીઓના ખાનગી ઓરડામાં જે જે સામગ્રી હોય છે, તેવી તમામ સામગ્રી તે ઓરડામાં હતી. ઉપરાંત ત્યાં એક લીંપેલા ઓટલા ઉપર અનેક પ્રકારનાં પકવાન્નો અને ફળફળાદિથી ભરેલા થાળ પડેલા હતા. આ ઓરડામાં આવતાંજ કાત્યાયની બોલી:—

"છોકરી, તારા શરીર ઉપરનાં વસ્ત્રો જો ભારે લાગતાં હોય તો ઉતારી નાંખ! ભૂખ લાગી હોય તો સામેના પદાર્થોમાંથી જે ગમે તે ખાઈ લે. ઉંઘ આવતી હોય તો ખુશીથી પેલા ખૂણામાં પડેલા પલંગ ઉપર સૂઈ જા. તેમજ તારે બીજી કોઇ ચીજની જરૂર હોય તે મને કહે તો હું તે તને લાવી આપું. જો તારે કોઇ ચીજની જરૂર પડે તો મને બોલાવજે. હું બહારના ઓરડામાંજ બેઠી રહુંછું."

મધુરીએ તે સ્ત્રીને અત્યંત નમ્રતાથી પૂછયું:—"બાઈ, મને અહીં શા માટે લાવવામાં આવી છે?"

"બા—બ્હેન ! હું તો ફક્ત ચિઠ્ઠીની ચાકર છું અને તારી તેહનાતમાં હાજર છું, પરંતુ લાચાર છું કે—તારા પ્રશ્નનો હું કાંઇ પણ પ્રત્યુત્તર આપી શકતી નથી."

તે સાંભળી મધુરી તે ઓરડાના એક ખૂણામાં પડેલા પલંગ ઉપર જઈ પડી અને વિચારમાં ને વિચારમાં ગુલતાન થઈ ગઈ.

થોડી વાર પછી પુનઃ કાત્યાયનીએ મધુરીને કહ્યું:—" બ્હેન ! આ બે ઓરડાઓ તારા પોતાના છે, એમ સમજજે. હવે હું મારા રહેવાના ઓરડામાં જાઉં છું. તું જ્યારે મને બોલાવીશ ત્યારે હું તારી સેવામાં હાજર થઇશ. વગર કારણે તારી સમક્ષ રહી તને કંટાળો આપવા હું ખુશી નથી."

" ઠીક છે. તમને ગમે તેમ કરો—મને જરા આરામ લેવા દ્યો."

મધુરીના આ શબ્દો સાંભળતાંજ તત્કાળ કાત્યાયની ત્યાંથી પોતાના રહેવાના ઓરડા તરફ ચાલી ગઈ.

આવી રીતે કોમળ કમળની કમનિય કલિકા સમાન, ચૈતન્યના હૃદયની અધિશ્વરી અને રાજા ચંદ્રસેનની પ્રાણ કરતાં પણ અધિક વ્હાલી પુત્રી મધુરી કષ્ટમય કેદખાનામાં કેદ થઇ.



## પ્રકરણ ૧૬ મું.



## તમે અહીં શી રીતે આવ્યા ?

જે ઓરડામાં મધુરીને કેદ કરવામાં આવી હતી તે ઓરડામાંથી કાત્યાયની ચાલી ગઇ એટલે થોડી વાર પછી પોતે કેવા પ્રકારની જગ્યામાં એક કેદી તરીકે પૂરાઇ છે, તે સારી રીતે જોઇ લેવા માટે મધુરી પલંગ ઉપરથી ઉઠી. એક વખત તેણે ઓરડાની ચારે તરફ નજર

કરી. તે ઇમારતના આ ભાગમાં, પરસ્પરની સાથે સંબંધ એવી આ જગ્યા પોતાને સુવા માટે, અત્યારે પોતે જે ઓરડામાં છે તે બેસવા ઉઠવા માટે અને બહારનો ઓરડો પોતાની તહેનાતમાં આપેલી દાસીને રહેવાને માટે છે એમ તેને જણાઇ આવ્યું.

પુનઃ થોડું વધારે ધ્યાનપૂર્વક જોયા પછી તેને જણાઇ આવ્યું કે—આ ઓરડામાંનો તમામ સામાન તદ્દન જુનો–પુરાણો છે. તે સામાનને તરતમાંજ સાફસુફ કરવામાં આવેલ છે; છતાં પણ બની શકે તેટલું સુંદર સ્વરૂપ આ ઓરડાને થોડા વખતમાં આપી શકાય તેમ હતું તેથી તેવું સ્વરૂપ આપવામાં કચાશ રાખવામાં આવી ન હતી.

બેસવા ઉઠવાના ઓરડામાં સુવાસિક પુષ્પનાં પાત્રો વ્યવસ્થાપૂર્વક ગોઠવીને મૂકવામાં આવેલાં હતાં. તેમ ત્યાંની દિવાલોમાં કેટલેક ઠેકાણે ખાડા–ખગચાં પડેલાં હતાં તે પૂરી દઇ દિવાલો ધોળવામાં આવી હતી.

થોડા વખત પછી સાંજનો વખત થયો તેથી કાત્યાયની હાથમાં બે તેજસ્વી દીવાઓ લઇ મધુરીના ઓરડામાં આવી. તેણે એક દીવો બેસવા ઉઠવાના ઓરડામાં અને બીજો સુવાના ઓરડામાં મૂકી દીધો. પછી તેણે મધુરીને કહ્યું:–

" બાઇ સાહેબ ! તમને કોઈ ચીજની જરૂર પડે તો કાંઇ પણ શંકા કે સંકોચ ન રાખતાં ખુશીથી મને હાંક મારીને બોલાવજો. હું આ આગળની ઓરડીમાંજ છું. આ જગ્યા આપના જેવી રાજકુમારીને રહેવાને માટે યોગ્ય નથી તે હું જાણું છું, પણ તે માટે કાંઈ પણ ઉપાય નથી. આજે સહવારેજ તમને અહીં લઇ આવવાનો અમારા અન્નદાતા રાજા ચંડપ્રદ્યોતને વિચાર થઈ આવ્યો; તેથી બધી ગોઠવણ બહુજ ઉતાવળથી કરવામાં આવી છે. આ આખા રાજમહેલમાં સ્ત્રીઓને રહેવાને માટે આ એકજ જગ્યા યોગ્ય છે.

ઘણાં વર્ષો થયાં આ રાજમહેલમાં સ્ત્રીઓનો સંચાર ન હોવાથી આ ઓરડામાં એકાદ ધર્મશાળા જેવી કામ ચલાઉ ગોઠવણ કરવામાં આવી છે, એમ તમને લાગતું હશે-દેખાતું હશે એ વાત સાવ સાચી છે; છતાં પણ આપના જેવી રાજકુમારીને રહેવાને માટે યોગ્ય થવાને આ જગ્યાએ સત્વર ફેરફાર કરી નાંખવામાં આવશે. "

કાત્યાયનીનું આ લાંબું ભાષણ મધુરીએ ઉદાસીનતાથી સાંભળી લીધું. તેણે તેને કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહીં. તે જોઇ થોડીવાર કાત્યાયની ત્યાં ઉભી રહી અને પછી બહાર નિકળી. તેણે બહારથી દરવાજો બંધ કરી લીધો. જાણે મધુરીને કેદખાનામાંજ પુરવામાં આવી હોય.

પુનઃ એકાન્ત મળતાંની સાથેજ મધુરી એક આસન ઉપર બેઠી. તેની આંખમાંથી આંસુનાં બિંદુઓ ટપોટપ નિકળી તેના કપોલ ઉપર થઇને જમીન ઉપર પડવા માંડયાં. કેટલોક વખત આવી દુઃખ-દાયક સ્થિતિમાં વ્યતીત થઈ જવા પછી તેના હૃદયમાં ત્યાંથી નાસી જવાની કલ્પના આવી અને તે એકદમ જે આસન ઉપર બેઠી હતી ત્યાંથી ઉઠીને ઉભી થઇ ગઇ.

પુનઃ તેના મનમાં શંકા-કુશંકાઓ આવવા લાગી અને તે પોતેજ પોતાના મનમાંને મનમાં બોલવા લાગી-

" તે નીચ અને ચાંડાળ રાજા મારૂં હરણ કરી લાવવાને માટે આટલી બધી તન તોડ કોશીશો કરે છે, તો તેણે બંદોબસ્ત પણ પાકોજ કર્યો હશે, એમાં શંકા નહિ. બહુજ પ્રયાસો કરીને પકડેલા પંખીને પાંજરામાં પૂર્યા પછી તે પક્ષી નાસી જઇ શકે-ઉડી જઇ શકે તેને માટે કોઈ પાંજરાનું બારણું ખુલ્લું રાખે ખરો કે ? નહીંજ અરેરે ! હું કેટલી બધી ભોળી છું-અવિચારી છું ? ! " તે ફરીને રડવા લાગી.

થોડો વખત રૂદન કરી ચિત્તની ચળવિચળ અને અશાંતિ દૂર થયા પછી તે પુનઃ વિચાર કરવા લાગી કે—

"ઘણી વખત મનુષ્ય પ્રાણીને હાથે બહુજ ભયંકર ભૂલો થાય છે. પોતાને બહુજ ડાહ્યા સમજનારા અને ગણાવનારા મનુષ્યોને હાથે કેટલીક વખત દેખાવમાં નજીવી ભૂલો થઇ જાય છે પણ તેજ નજીવી ભૂલો તેનાં તમામ કૃત્યોનું સત્યાનાશ વાળી નાંખે છે. અથવા તો મનુષ્ય પ્રાણી મદોન્મત્ત—મદાંધ થઇને જ્યારે બીજાં પ્રાણીઓને પીડા પહોંચાડવાના ઉદ્દેશથી એક માર્ગ બંધ કરે છે ત્યારે તેજ સમયે પરમકૃપાળુ પરમેશ્વર તે પામર પ્રાણીને માટે બીજો એકાદ માર્ગ ખુલ્લો કરી રાખે છે."

"ડૂબતા માણસને એક તરણાનો આધાર બસ છે." એ કહેતી મધુરીના અંતઃકરણમાં ઉત્પન્ન થતાંજ તેને જરા શાન્તિ થઈ સમાધાન લાગ્યું અને હોંશિયારી પણ આવી. તે દીવો હાથમાં લઇને બન્ને ઓરડાઓનું બારીકાઇથી અવલોકન કરવા માટે તૈયાર થઈ ગઈ.

તે આ સમયે જે ઓરડામાં હતી તે ઓરડામાં વિશેષ ધ્યાન આપવા જેવું કાંઈ પણ જણાઈ આવ્યું નહીં; છતાં પણ તેના હૃદયને એટલો તો નિશ્ચય થઇજ ચુકયો કે—આ ઓરડામાં વર્ષોનાં વર્ષો થયાં કોઈ પણ માનવ પ્રાણી રહેતું નથી.

જે સમયે તે ઓરડાઓ બાંધવામાં આવ્યા હશે તે સમયે એ બહુજ સુશોભિત હોવા જોઇએ. તેમાં જુદી જુદી જાતની સગવડો કરવાના કામમાં દ્રવ્ય પુષ્કળ ખર્ચ કરવામાં આવ્યું હોવું જોઇએ, એમ તેને જણાઇ આવ્યું.

તે ઓરડામાંનો લાકડાનો સામાન (ફર્નીચર) બહુજ નાજુક અને નકસીદાર હતો છતાં તેમાં ઝીણાં ઝીણાં ઘણાં કાણાંઓ પડેલાં દેખાઇ આવતાં હતાં, કે જે કાણાંઓમાં સોયનો અગ્રભાગ બહુજ

સહેલાઇથી પ્રવેશ કરી શકે. દરવાજા ઉપર અને બારીઓ ઉપર જે પડદાઓ હતા તે પણ મૂષક ( ઉંદર ) મામાઓના તીક્ષ્ણ અને ઝીણા દાંતો વડે ખવાઈ ગયા હતા. તે ઓરડો જોઇ રહ્યા પછી મધુરી સુવાના ઓરડામાં ગઇ.

આ ઓરડામાં એક વિશાળ પલંગ એક ખૂણામાં પડેલો હતો. તેના ઉપરની મચ્છરદાની કોરી હતી. એ ઓરડામાં એક હીંચકો હતો. તેની કડીએ હીંચકો લેવા માટે એક રેશમની દોરી બાંધેલી હતી. તેનો મૂળ રંગ કયો હતો, તે જાણી શકાય તેમ નહોતું. તે દોરી બહુજ ખરાબ થઇ ગઇ હતી. હીંચકાની કડીઓ ચાંદીની હતી પણ તેની ઉપર ધુળ ચઢી ગએલી હોવાથી તે કાળી દેખાતી હતી.

એજ ઓરડામાં બે છબીઓ ટાંગેલી હતી; તેમાં એક છબી પુરૂષની હતી. તે પુરૂષ બહુજ સુંદર અને શક્તિવાન્ હોવા સાથેજ કદાવર અને હૃષ્ટ–પુષ્ટ હતો. તે ભરજુવાનીમાં હતો, તેના શરીર ઉપરનો પોશાક પણ એક રાજા જેવો હતો.

એજ છબીની સામે બીજી એક સુંદર સ્ત્રીની છબી હતી. તે સ્ત્રી પણ અનુપમ સૌંદર્યવતી અને જુવાન હતી. તે ભર જોબનમાં આવેલી દેખાતી હતી. કોઈ કુશળ–ચતુર ચિત્રકારે તેમાં પોતાની પ્રવીણતાનો વધારો કર્યો હતો; તેથી તે સુંદર અનુપમ લલિત લાવણ્યની ખાણ જેવીજ હતી, એમ કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ કે હરકત નથી. તે સ્ત્રી રમણીય અને કમળના કોમળ કુસુમ સમાન કમનીય કાયા ઉપર દર્શાવેલાં વસ્ત્રો અને આભૂષણો (ઘરેણાંઓ) એકાદ મહાન્ વૈભવવની રાણીના જેવાં હતાં.

તે તસબીરમાંની મુખાકૃતિ પોતાના પરિચયમાંની છે, એવો મધુરીને ભાસ થયો અને તેથી તે બહુજ આશ્ચર્ય પામી. તેના કાળા ભ્રમર જેવા વાળ, શુકચંચુવત્ સરળ નાસિકા અને ભવ્ય તેમજ વિશાળ

ભાલપ્રદેશ, તેના મુખ ઉપરનું મધુર અને સ્મિતહાસ્ય ઇત્યાદિક સૌંદર્યનાં સર્વે લક્ષણો તે છબીમાં ચિતરેલી સ્ત્રીમાં વિદ્યમાન જોઈ, તેવા પ્રકારની કોઈ સ્ત્રી પોતાના દ્રઢ પરિચયમાંની છે, એવો વિચાર રહી રહીને મધુરીના મનમાં ઉત્પન્ન થવા લાગ્યો.

જે છબી તરફ પોતાનું અંતઃકરણ આટલું બધું આકર્ષાયું તે છબી સારી રીતે નિહાળી જોવી, એમ તેના મનમાં આવ્યું. તેથી તેણે એક ઉંચો પાટલો ( ચવરંગ ) તે છબીની નીચે લાવીને મૂક્યો. દીવો હાથમાં લીધો અને તે ચવરંગ ઉપર ઉભી રહી આતુર નજરે તે છબી તરફ જોવા લાગી. પાસે આવીને જોવાથી તે છબી ઉપર બહુજ રજ–ધુળ બાઝી ગએલી છે, એવું તેને જણાતાંજ તે રજ છબી ઉપરથી તેણે ઝાટકવા માંડી. તેના એક હાથમાં દીવો હતો અને બીજા હાથમાં તસબીર સાફ કરવા માટેનું કપડું હતું. કપડા વતી તે છબી ઉપર તેણે બે ચાર ઝાપટ મારી કે તરતજ છબીની નીચેના ભાગમાં જે દિવાલ હતી તેમાંનો એક નાનકડો દરવાજો પોતાની મેળેજ ઉઘડી ગયો. તે દરવાજામાંથી આવતા પવનને લીધે મધુરીના હાથમાંનો દીવો ઓલવાઈ ગયો.

એકાએક ન ધારેલી રીતે ઉઘડી ગએલા દરવાજામાંથી કોઇ આવતું તો નથી ને, એમ તેના મનમાં શંકા આવવાથી તે ઉત્સુકતાપૂર્વક દરવાજા તરફ જોવા લાગી. તે દરવાજામાંથી કોઈ આવ્યો હોય કે આવવાનો હોય તેમ તેને લાગ્યું નહિ. તે ફરી પહેલા ઓરડામાં ગઈ ને દીવો કરી પાછી તે છબીવાળા ઓરડામાંજ આવી. એકાએક ઉઘડી ગયેલા તે દરવાજાની હવે મધુરીએ તપાસ કરવા માંડી. તેને જણાઇ આવ્યું કે–તે છુપો દરવાજો ચાંપથી બંધ કરવામાં આવેલો હતો. પરંતુ ઘણાં વર્ષોથી તેનો કાંઇ પણ ઉપયોગ ન થવાથી તેની ચાંપ કાટથી ખવાઇ ગઈ હતી. વસ્ત્રથી છબી ઝાટકતાં વચમાંજ તે

દરવાજા ઉપર ધક્કો લાગવાથી તે કાટથી ખવાઇ ગયેલી ચાંપ ભાંગી ગઈ અને તેથી દરવાજો અચાનક ઉઘડી ગયો.

એટલામાં બહારના ઓરડાનો દરવાજો કોઇએ ઉઘાડયો હોય, તેવો અવાજ તેના સાંભળવામાં આવ્યો તેથી તેણે પાછું વાળીને જોતાંજ તેની દુઃખિત થએલી મુખમુદ્રા આનંદિત થઇ ગઇ. કારણ કે તે સમયે તેના હૃદયમાં નિરંતર નિવાસ કરનાર પ્રિયતમની સાક્ષાત્ પ્રતિમા તેને દેખાઇ આવી. તે આનંદના આવેગમાં આવી જઈ આટલુંજ બોલી શકી કે—

"પ્રિયતમ! તમે અહીં ક્યાંથી અને શી રીતે આવ્યા?"

ત્યાર પછી તે હીંચકા ઉપર જઈ બેઠી. તેનો મનમોહન ચૈતન્યદેવ તેની સામે આવીને ઉભો રહ્યો. પુનઃ તેને પોતાની સામે આવીને ઉભો રહેલો જોતાંજ મધુરીને અતિશય આનંદ થવાની સાથેજ આશ્ચર્ય પણ થયું. આવા વિચિત્ર સ્થાને ચૈતન્યને અકલ્પિત રીતે આવેલો જોઇ તેને જરાક ભય પણ લાગ્યો. તેથી તેણે પોતાના બન્ને હાથવડે પોતાનું મુખ ઢાંકી લીધું.

## પ્રકરણ ૧૭ મું.

### બે દિવસ—ફક્ત બેજ દિવસ!

મધુરીની ઉક્ત સ્થિતિ જોતાંજ ચૈતન્ય પોતાના મનની સાથેજ બબડયો કે—આનાથી મારા તરફ જોઇ શકાતું નથી. પોતાના બેઇમાનપણાની અને વિશ્વાસઘાતક કર્તવ્યની અતિ શરમ લાગતી હોવી જોઇએ કે જેથી તેણે પોતાના બન્ને હાથ વડે પોતાનું મુખ ઢાંકી લીધું છે!

થોડી વાર સુધી તેવીને તેવીજ સ્થિતિમાં મધુરીને રહેવા દઈ પછી ચૈતન્ય સાવ તેની પાસે જઇને ઉભો રહ્યો અને બોલ્યો—

" મધુરી ! મને અહીં આવેલો જોઇને તને માઠું તો નથી લાગતુંને ? "

મધુરી પોતાના હાથ મુખ ઉપરથી એક બાજુએ કરી ચૈતન્યની તરફ પ્રેમદ્રષ્ટિએ જોતાં જોતાં ધીમેથી બોલી કે—" હા. તેજ ! તેજ છે ! તેઓજ છે ! " એમ કહી તે ચૈતન્યની તરફ આગળ વધી અને તેને પોતાના કોમળ મૃણાલ સમાન બાહુઓના પાસમાં બદ્ધ કરી લીધો.

તેના સુકોમળ કાળા વાળ ઉપર હાથ ફેરવતાં તે બોલ્યો—

" પ્રિયે ! આખરે આપણી આવા સ્થળે અને આવા વખતે મુલાકાત થઈ ખરી ! "

" પ્રિયતમ તમે આવા ભયાનક સ્થળે આવી રીતે અચાનક ક્યાંથી, તેમજ શી રીતે આવી શક્યા ? ક્યાં થઇને આવ્યા ? મારી જેમ તમો પણ શું અહીં કેદખાનામાં સપડાયેલા છો ? "

" મધુરી ! મારી મનમોહિની મધુરી ! હવે મને કેદખાનામાં નાંખવાને માટે આ દુનિયામાં કોઈ પણ સામર્થ્યવાન્ નથી ! "

તેના શબ્દોનો અર્થ ધ્યાનમાં ન આવવાથી મધુરીએ કહ્યું:—
" પ્રાણનાથ ! આપની શૂરવીરતા અને ધૈર્ય અલૌકિક અને અદ્‌ભુત છે, એવો મને વિશ્વાસ છે છતાં પણ તમે અહીં ક્યાંથી અને શી રીતે આવી શક્યા ? તે તો મને કહો ! "

" તે વાત હું તને કોઇ બીજા સમયે કહીશ પણ પ્રથમ હું શું કહેવા માગું છું, તે સારી રીતે ધ્યાન દઇને સાંભળી લે. હવે થોડીજ વારમાં રાજા ચંડપ્રદ્યોત અહીં આવી પહોંચશે. "

" અરે પ્રભુ ! હવે મારૂં શું થશે ? "

"મધુરી! હું શું કહું છું તે હવે તું સાંભળી લે. તારો અહીંથી છુટકારો કરવાનું મારામાં સામર્થ્ય છે."

"તો હવે તેમ કરવામાં વિલંબ શા માટે કરો છો વ્હાલા?"

"પણ હું શું કહું છું તે તો સાંભળી લે! હું તને અહીંથી છોડાવીને લઈ જઈ શકવા સમર્થ છું. આ જુલમી જાલિમ જેવો દુષ્ટ રાજા ચંડપ્રદ્યોત તારા ઉપર જુલમ ગુજારશે, તેમાંથી તારો હું છુટકારો કરીશ. તું જે કાંઇ કામ મને બતાવીશ તે હું ખુશીથી કરીશ, પણ તેમાં શરત એટલીજ છે કે—હું તને જ્યાં લઇ જાઉં ત્યાં તારે આવવું પડશે. અહીંથી બહાર નિકળ્યા પછી આપણે એવે સ્થાને જઈશું કે—જ્યાં આપણા પ્રેમમાં તારો પિતા કાંઈ પણ હરકત પહોંચાડી શકશે નહીં. બોલ, હવે તું શું કહેવા માગે છે?"

મધુરી રડવા જેવી થઇને કહેવા લાગી કેઃ—"પ્રિયતમ તમારૂં આ ભાષણ સાંભળી મને બહુજ દુઃખ થાય છે. હું કેવી શોચનીય સ્થિતિમાં સપડાઇ પડી છું, તે તો તમે જોઇ શકો છો. આવા સંકટમય સમયમાં તમારા મુખમાંથી નિકળતા શબ્દો મને શાન્તિ અને સમાધાન આપનારા હોવા જોઇએ. તમારે મને આશ્વાસન આપવું જોઇએ—ધીરજ દેવી જોઇએ, તેને બદલે તમારે મારી પાસે નહીં નહીં જેવી કઠિન કબુલાતો કરાવી લેવી, એ શું તમને યોગ્ય લાગે છે?"

"પ્રિયે! તારી ઉપર મારો જે અનિવાર્ય અને અવર્ણનિય પ્રેમ છે, તે પ્રેમજ મને આવા—જરા કઠિન શબ્દો બોલાવરાવે છે. તો હવે તું સત્વર કહે કે હું તને જે તરફ લઈ જાઉં તે તરફ તું આવીશ કે નહીં?"

"હું તમારી આ વાત શી રીતે કબુલ કરી શકું? જે કાર્ય કરવાથી મારી આબરૂને, મારા નામને, મારા પરમ પૂજ્યપાદ પવિત્ર

પિતાના નામને અને તેમના કુલિન કુળને કારમું કલંક લાગે તેવું કાર્ય મારે શી રીતે કરવું? અને તેવું કામ કરવા માટે તમે મને કહેશો પણ નહીં, એવી મને તમારી ખાત્રી છે.”

એટલામાં બહારના ઓરડામાં કોઈ બોલતું હોય, તેવો અવાજ ચૈતન્ય અને મધુરીના સાંભળવામાં આવ્યો. તેથી ચૈતન્યે ફરી મધુરીને કહ્યું:—“જો, મધુરી! હવે રાજા ચંડપ્રદ્યોત આ તરફ આવે છે. હવે આપણને વિચાર કરવાને માટે સમય બહુજ થોડો છે. મધુરી! મધુરી! મેં તને જે વાત કહી છે, તે તને પસંદ છે કે નહિ?”

મધુરી ચૈતન્યના શરીરે વિંટાઇ જઈ રડતી રડતી અને કરૂણાજનક સ્વરે બોલી:—“પ્રિયતમ! મને બચાવો! મારૂં રક્ષણ કરો!! મને આ વિપત્તિમાંથી છોડાવો!!”

“હું તને છોડાવું તો ખરો પણ હું કહું છું તે પ્રમાણે વર્તવાનું તું મને વચન આપ!”

“તેવું વચન હું શી રીતે આપી શકું? તેનો તમેજ વિચાર કરોને! મારા પૂજ્યપાદ પવિત્ર પિતાશ્રીના નામને હું કલંક લગાડું તે તમેજ મને કહોને?”

તે સાંભળી ચૈતન્ય કિંચિત્ કઠોર સ્વરે બોલ્યો—“મધુરી! હું તને ફરીને કહું છું કે—તું પૂરેપૂરો વિચાર કરી જો! હું તને વિચાર કરવાને માટે વખત આપું છું. હવે થોડાજ વખતમાં રાજા ચંડપ્રદ્યોત અહીં આવીને દાખલ થશે. તે તને બહુજ વીનવશે, તે વખતે તું તેને કરગરીને બે દિવસ—ફક્ત બેજ દિવસની મુદત માગી લેજે!”

“એટલે?”

“હું કહું તેમ તારે કરવાનું છે.”

“કાંઇ કારણ?”

“અહીંથી છૂટવા માટે!”

"ક્યારે?"

"ક્યારે તે વખત આવશે ત્યારે?"

"અત્યારે ને અત્યારેજ તમે મને અહીંથી નહીં છોડાવો?"

"ના—ના."

"એમ કરવાનું કાંઈ કારણ?"

"હું અત્યારે તો અહીંથી ચાલ્યો જવા માગું છું."

"એટલે શું તમે મને અહીં એકલી છોડી જતા રહેવા માગો છો?"

"હા."

"હાય! હાય! ત્યારે હવે મારૂં શું થશે? અરે પ્રભુ! કૃપા કરી મને આ સંકટમાંથી બચાવો—બચાવો!!"

એમ કહીને મધુરી તેને પકડી રાખવા પ્રયત્ન કરવા લાગી; પરંતુ ચૈતન્યે કિંચિત્ કઠોર મુખમુદ્રા કરી તેને પોતાની પાસેથી ધીમે ધીમે દૂર કરી કહ્યું કેઃ—

"મધુરી! વિચાર કર. હવે હું જાઉં છું. આવતી કાલે હું તને પાછો મળવા આવીશ. તે વખતે મેં તને અત્યારે જે પ્રશ્ન પૂછ્યો છે, તેનો પ્રત્યુત્તર આપજે. મધુરી! હું તને પુનઃ પુનઃ ચેતાવીને કહું છું કે—આ બાબતમાં તું પૂરેપૂરો વિચાર કરજે કે જેથી પાછળથી પસ્તાવો કરવાનો વખત ન આવે."

ઉક્ત શબ્દો ચૈતન્ય બોલતો હતો તે શબ્દો મધુરી નીચું મુખ રાખી સાંભળતી હતી. તેણે જ્યારે મુખ ઉંચું કરીને જોયું તો તેને જણાઇ આવ્યું કે—"ચૈતન્ય અલોપ થઇ ગયો!"

વળી ચાર પાંચ પળો પછી તે ઓરડાનો દરવાજો ફરીને ઉઘડ્યો અને તે દરવાજામાંથી મધુરી જ્યાં બેઠી હતી ત્યાં રાજા ચંડપ્રદ્યોત દાખલ થયો. તે વખતે તેની દૃષ્ટિ ક્રોધયુક્ત અને કઠોર તેમજ

ભયંકર લાગતી હતી. તેની મુખમુદ્રા ઉપર તિરસ્કારની કઠોર અને કાળી છાયા છવાઈ ગયેલી સ્પષ્ટપણે જણાતી હતી. પોતાના અવાજમાં જેટલી નમ્રતા અને મધુરતા લાવી શકાય તેટલી લાવીને તે મધુરીને ઉદ્દેશીને બોલ્યો કે:–

" મધુરી ! તું આમ રડે છે શા માટે ? મને લાગે છે કે હું તને જોર જુલમથી અહીં પકડી લાવ્યો તેથીજ તને ખોટું લાગતું હશે, પણ તેને માટે હું લાચાર છું–દિલગીર છું. શું કરૂં, તારો પિતા નમ્રતાથી ન સમજ્યો અને તેણે મારૂં કહેવું ન માન્યું તેથી મારે આવા જોર જુલમનો આશ્રય લેવો પડ્યો. "

" આવી રીતે મને અહીં લાવી રાખવામાં આપ આપનો કયો હેતુ સફળ કરવા માગો છો ? " મધુરીએ ઉંચું ન જોતાં નીચીજ દ્રષ્ટિ રાખીને કહ્યું.

" મધુરી ! શું તું આટલી બધી ભોળી છે ? તારી સાથે લગ્ન સંબંધના બંધનથી બંધાઈ તને મારી પટરાણી બનાવવાની મારી અભિલાષા છે–ઈચ્છા છે. એ સિવાય બીજો કોઈ પણ હેતુ નથી. તો પણ આજે વિવાહના સંબંધમાં હું તને વધારે કાંઈ પણ કહેવા માગતો નથી. હું તને એટલી સૂચના આપી દઉં છું કે–ચાર દિવસની અંદરજ હું તારી સાથે લગ્ન કરીશ. પછી તેમાં તું ભલે ખુશી હો કે ન હો તેની મને જરાએ દરકાર નથી. છતાં પણ મારી ઇચ્છા એવી છે કે તે કામમાં તારી કબુલાત લેવી. પૂર્ણ વિચાર કરી લેજે ! હું આવતી કાલે તને પુનઃ મળીશ. તે વખતે તું મારા આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપજે. જો તું ખુશીથી કબુલ થઈશ તો તો બહુજ સારી વાત છે, નહીં તો મધુરી પાછળથી તારે બહુજ પસ્તાવું પડશે. "

" શું આવતી કાલેજ ? રાજન્ ! અત્યારે હું દુઃખથી એટલી બધી તો આકુળ–વ્યાકુળ થઈ ગઈ છું કે જેથી મારા અંતઃકરણમાં

મારા પરમપૂજ્ય પિતાશ્રીના વિચાર સિવાય બીજો કોઈ પણ વિચાર ઉત્પન્ન થતો નથી. એવી દુઃખદાયક સ્થિતિમાં હું શું વિચાર કરી શકું?"

મધુરીના આ કથનથી રાજા ચંડપ્રદ્યોતના અંતઃકરણમાં કાંઈક આશાનો સંચાર થયો તેથી તે બોલ્યો–

"મધુરી! તને થોડી ફુરસદ આપવાથી મારો મનોરથ સફળ થશે, એવી જો મારા અંતઃકરણને ખાત્રી થશે તો હું તને જેટલી મુદત જોઇશે તેટલી આપ્યા વિના રહીશ નહી."

"રાજવી! મને વિચાર કરવા માટે થોડો સમય આપો. બે દિવસ–ફક્ત બેજ દિવસ–ની મને મુદત આપો. હું ત્યાં સુધીમાં મારા ચળવિચળ થઇને ચકડોળે ચઢેલા ચિત્તને શાંત કરીશ. પછી ભવિષ્યમાં મારે શું કરવું? તે બાબતનો વિચાર નક્કી કરી લઈશ."

એક ક્ષણ વિચાર કરી રાજા ચંડપ્રદ્યોતે કહ્યું કે–

"તારી આ માગણી હું કબુલ કરું છું અને તને તારી ઇચ્છા પ્રમાણેની બે દિવસની મુદત હું ખુશીથી આપું છું!"

"આપનો મહાન્ ઉપકાર થયો રાજન!"

ત્યાર પછી વધારે કાંઇ પણ વાતચિત ન કરતાં રાજા ચંડપ્રદ્યોત ત્યાંથી ચાલ્યો ગયો.

તેના ત્યાંથી ચાલી ગયા પછી મધુરીને પોતાના પિતાનું સ્મરણ થઈ આવ્યું. તે મનમાંને મનમાંજ બોલવા લાગી કે–

"મારા પૂજ્ય પિતાશ્રીના સંબંધમાં કાંઈ પણ હકીકત મારા સાંભળવામાં કે જાણવામાં આવી નથી. તેઓ ખુશીમાં તો હશેને? ઓ દયાળુ દેવ! કૃપા કરી મને આ મહાન્ મુશીબતમાંથી મુક્ત કર!"

આ સ્મરણથી તેનું કોમળ હૃદય વિદીર્ણ થવા લાગ્યું. તે અશક્ત થઇને પલંગ ઉપર પડી અને તેનાં નેત્રોમાંથી આંસુની ધારા

ચાલવા લાગી. તેના અંતઃકરણમાં પોતાના પિતાનાજ વિચારો ઘોળાતા હતા અને તે વચમાં વચમાં બોલતી પણ હતી કે–" જગન્નિયંતા જગદીશ ! તું મારા પિતાશ્રીનું કલ્યાણ કરજે ! મને અબળાને આ સંકટમાંથી છોડાવવાની કૃપા કરજે. " .



## પ્રકરણ ૧૮ મું.



## વિપત્તિ વાદળ.

પ્રાતઃકાળનો સમય હતો. પૂર્વ દિશાએ ભગવાન્ સૂર્યનારાયણનાં મહાન્ અને તેજસ્વી પ્રતિબિંબ તરતમાંજ ચમકવા લાગ્યાં હતાં. બાલ સૂર્યનાં સુવર્ણમય કિરણોવડે વિંધ્યાદ્રિપર્વતે સુવર્ણવર્ણ ધારણ કર્યો હતો. વિંધ્યાદ્રિના અત્યુચ્ચ શિખર ઉપર આ સમયે બે વ્યક્તિઓ ઉભી હતી. તેમાંની એક વ્યક્તિ પોતાના બન્ને હાથ છાતી ઉપર રાખી પર્વતની ચારે તરફ નજર નાંખતી સૃષ્ટિના સૌંદર્યને જોઇ રહી હતી. તેવીજ સ્થિતિમાં બીજી વ્યક્તિ પણ ઉભી હતી. આ બન્ને વ્યક્તિઓ બીજી કોઈ નહીં પણ એક ચૈતન્ય પોતે અને બીજો માયાવી હતા. માયાવીએ ચૈતન્યને ઉદ્દેશીને કહ્યું–

" ચૈતન્ય ! શું તારો પહેલાંનો નિશ્ચય હજુ પણ કાયમજ છે કે ? "

" હા. ચંદ્રસિંહ રાજા ભદ્રદુર્ગ ઉપર સ્વારી ન કરે તે માટે હું કહું છું તે પ્રમાણેજ થવું જોઇએ. " ચૈતન્યે કહ્યું.

" તારો શું ઉદ્દેશ છે તે મારે જાણવાની બિલકુલ જરૂર નથી. મારૂં કામ તો ફક્ત એજ છે કે તારો જે હુકમ થાય તે પ્રમાણેજ મારે કરવું જોઇએ. " માયાવીએ વિકટ હાસ્ય કરી કહ્યું.

" તો મારો એવો હુકમ છે કે–રાજા ચંદ્રસિંહ ચંડપ્રદ્યોત રાજા

ઉપર સ્વારી ન કરી શકે, એટલા માટે તું ગમે તે કરી કોઈ પણ જાતની નવીન ઘટના ઉપસ્થિત થાય તેમ કર !"

"ચૈતન્ય ! તને પહેલાં મેં એક જાતની જે શક્તિ આપી હતી તેથી શું તું તારો ધારેલો ઉદ્દેશ પાર પાડી શકે તેમ નથી !"

"માયાવી ! તે તિરસ્કારિણી શક્તિના પ્રભાવે હું હજારો સૈન્યનો નાશ કરી શકવા સમર્થ છું; પણ એકાદ કુમારિકાના મનમાંના પ્રથમના વિચારો બદલી નાંખવાનું સામર્થ્ય તે શક્તિમાં કયાં છે ?"

ત્યારે તો મારે કહેવું જોઇએ કે–તે શક્તિના પ્રભાવે મારૂં કાર્ય સિદ્ધ થઈ શકે તેમ નથી. એવું તારૂં માનવું છે, ખરૂં ને ?"

"હા અને તેથીજ રાજા ચંદ્રસિંહની ચઢાઇમાં વિઘ્ન લાવવા માટે મને તારી મદદની જરૂર છે. જ્યારે એમ છે ત્યારે હવે વિલંબ શા માટે કરવો જોઇએ ? જો તારામાં મારી ઇચ્છા પૂર્ણ કરવાની શક્તિ નથી તો પછી તું મને અહીં શા માટે લાવ્યો ?"

"તારી ઇચ્છા પૂર્ણ કરવા માટે આજ સ્થાનની જરૂર છે. આ ઉંચા પર્વત ઉપરથી જેટલો ભાગ તું એકજ સમયમાં જોઇ શકે છે, તે દ્રગ્ગોચર થયા વિના તારી ઇચ્છા પ્રમાણેનું કાર્ય બની શકે તેમ નથી. હું જરા અચકાઉં છું તેનું કારણ ફક્ત એજ છે કે આ સામેનો જેટલો રમણીય પ્રદેશ તને દેખાય છે, તે તમામ પ્રદેશનું તારી ઇચ્છા પ્રમાણે થતાંજ–સત્યાનાશ વળી જશે. હજારો નિરપરાધી પ્રાણીઓના પ્રાણ જશે અને આ આફતમાંથી જેઓ બચશે તેઓને પણ પોતાના ઉદર નિર્વાહનાં સાધનોનો સમૂળ નાશ થવાથી અનેક પ્રકારની મહાન્ આપત્તિઓ સહન કરવીજ પડશે."

"કાંઇ પરવાહ નહીં–ગમે તેમ થાય છતાં પણ મારી ઇચ્છા પ્રમાણે થવુંજ જોઇએ."

ચૈતન્યનો આ વિચાર નિશ્ચિત હતો પણ તેમાં તેણે જરા ઉતાવળ કરી હતી. કારણ કે આ વખતે સૂર્યદેવ બહુજ આગળ વધી ગયા હતા તેથી મહારાજા ચંદ્રસિંહનું લશ્કર રાજા ચંડપ્રદ્યોતની ઉપર સ્વારી કરવા કાંચનપુરના કિલ્લામાંથી નિકળી પણ ચુકયું હશે, એવી તેને દ્રઢ શંકા ઉત્પન્ન થઈ હતી.

"ઠીક છે, ત્યારે જો હવે હું તારી ઇચ્છા પ્રમાણે કાર્ય કરૂં છું." માયાવીએ કહ્યું.

એટલું કહી માયાવીએ દક્ષિણ દિશા તરફ મુખ ફેરવ્યું અને મોઢેથી અસ્પષ્ટ સ્વરે કંઈક મંત્રોચ્ચાર કર્યો.

જે દિશા તરફ માયાવી મુખ કરી ઉભો રહી મંત્રનો ઉચ્ચાર કરતો હતો તેજ દિશા તરફ સહેજે ચૈતન્યની દ્રષ્ટિ ગઇ. પહેલાં તો દક્ષિણ દિશા તરફનું આકાશ પૂર્ણપણે સ્વચ્છ હતું પણ તરતજ આકાશનો રંગ બદલાઇ ગયો. તે ધીમે ધીમે અસ્વચ્છ થવા લાગ્યું. ખરે ઉત્તરોત્તર—થોડાજ સમયમાં કાળાં વાદળોથી આચ્છાદિત થઇ ઘનઘોર થઇ ગયું. તરતજ એક વાર ચૈતન્યના શરીરને શીતળ વાયુનો સપાટો લાગ્યો અને ધીમે ધીમે તેજ મંદવાયુએ પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું અને ખૂબ જોરથી વાવા લાગ્યો. થોડાજ સમયમાં તે વાયુ દુઃસહ લાગવા માંડ્યો; તેથી ચૈતન્યે માયાવીનો હાથ પકડ્યો. એ જોઈ માયાવી પોતાનું મુખ બંધ રાખી તેની—ચૈતન્યની તરફ જોવા લાગ્યો.

"તુચ્છ પ્રાણી! એટલામાંજ શું તું ડરી ગયો ? આ તો ફક્ત આરંભજ છે!" એટલું કહી માયાવીએ ચૈતન્ય તરફ તુચ્છ દ્રષ્ટિથી જોયું.

"નહીં! હું બિલકુલ ગભરાયો નથી. તું તારૂં કામ ચાલવા દે!" ચૈતન્યે દ્રઢ નિશ્ચયથી કહ્યું.

"ઠીક! ત્યારે જોઇ લે ચમત્કાર!"

માયાવી પુનઃ મંત્રોચ્ચાર કરવા લાગ્યો. માયાવીના મુખમાંથી

મંત્રના શબ્દો જેમ જેમ જોરથી બોલાવા લાગ્યા તેમ તેમ વાયુનો વેગ પણ અધિકાધિક વધવા લાગ્યો. તે એટલે સુધી કે. તેના સપાટામાં જેજે પદાર્થો આવ્યા તે તમામ ઉડી જવા લાગ્યા. એટલામાં વરસાદના વરસવાનો પણ પ્રારંભ થયો.

વાયુના પ્રબળ—અમર્યાદિત—વેગથી વિંધ્યાદ્રિ પર્વતનાં શિખરો પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. જે પત્થરને હજારો માણસો વડે યુક્તિ—પ્રયુક્તિથી એક ઇંચ પણ ખસેડી શકાય તેમ ન હતું તેજ પત્થરને તે વાયુના વેગે સહેજે ઉંચકી લઇ પાસેની ખોમાં ગબડાવી દીધા. પર્વતની ભેખડો પડવા લાગી. શિખરો ઉથલાઈ પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. પર્વત ઉપરથી છૂટેલા અજસ્ત્ર પાષાણો મહાન્ વેગથી ત્યાંથી ગબડી ગબડી નીચે આવવા લાગ્યા. તે વખતે તે પત્થરોના સપાટામાં જે વૃક્ષ કે વેલીઓ આવી તે સર્વેનો નાશ થઇ ગયો. હજારો તોપો એક સાથેજ છોડવાથી તેનો મહાન્ ભયંકર ગગડાટ થાય છે—અવાજ થાય છે તેવા અવાજો ત્યાં થવા લાગ્યા અને તે ગગડાટના—અવાજના—નાદથી દશે દિશાઓ ગર્જવા લાગી. પર્વતની ઉતરણ ઉપરના દેવદારવૃક્ષના અરણ્ય ઉપર ચૈતન્યની દ્રષ્ટિ એક ક્ષણજ રહી પણ તેટલામાં તો જે પ્રમાણે પૃથ્વી ઉપરનાં વૃક્ષોનાં સુકાં પાંદડાંઓ ઉડે તે પ્રમાણેજ—તે જંગલમાંનાં વૃક્ષો સમૂળ ઉખડી જઈ વાયુના વેગની સાથેજ ઉડી પાસેના જંગલમાં જઇ પડયાં. એવી રીતે ઉભય અરણ્યોનો નાશ થયો અને તે ચૈતન્યે નજરે જોયો. પ્રચંડ વૃક્ષોની મોટી મોટી ડાળીઓ એક તુચ્છ તરણાની જેમ આકાશમાં ઉડી જતી અને આગળ તેનું શું થતું તેનો તો પત્તોજ લાગતો નહોતો.

વરસાદ પણ વિશેષ વેગથી વરસવા લાગ્યો. નદીઓના પ્રવાહ જોત જોતામાં બમણા થઇ ગયા. તેઓ પ્રબળ વેગે પર્વત ઉપરથી નીચે પ્રવાહિત થવા લાગ્યા. અર્ધી ઘડીમાં ચારે તરફ પાણીજ પાણી થઈ ગયું. સ્વચ્છ જળવાળી શ્યામ સરિતાઓ લાલચોળ જેવી દેખાવા

લાગી. વાયુના વેગથી સરીતાના જળમાં ઉડતાં ઉંચાં મોજાંઓએ કિનારા ઉપરના સર્વે પદાર્થો નષ્ટ કરી નાંખ્યા અને અસંખ્ય પ્રાણીઓના પ્રાણોનું બળીદાન પણ લીધું. વાયુનો વેગ એટલો તો વિશેષ-પ્રચંડ-હતો કે-પ્રત્યક્ષ પૃથ્વી પણ હાલવાનો-ભૂકંપ થવાનો ભાસ મોટા મોટાં ભવ્ય મકાનોમાં રહેનારા માણસોને થવા લાગ્યો. પ્રત્યક્ષ વિંધ્ય પર્વત પોતે પણ ઉડી જશે કે શું ? એવો ચૈતન્યને પણ ભાસ થવા લાગ્યો-ભય લાગવા માંડ્યો. ચૈતન્યથી પોતાથી પણ આ મહાન્ ભયાનક દ્રશ્ય જોઇ શકાયું નહિ. બે ત્રણ માઇલ ઉંચા પર્વત ઉપરથી જેટલે સુધી દ્રષ્ટિ પહોંચી શકે તે સર્વ પ્રદેશમાં, વાદળાં-વાયુ અને વરસાદની ત્રિપુટીના પ્રભાવે એક સરખોજ અનર્થ થયો હતો. નાની નાની પર્ણકુટીઓ તો ઉડીજ ગઇ હતી અને તે ક્યાં જઇ પડી હતી, તેનો તો પત્તોજ નહોતો. ઝુંપડીઓથી મોટા મોટાં ભવ્ય મકાનો ત્યાંને ત્યાંજ ખેદાન મેદાન થઇ જતાં હતાં. મોટી મોટી ઇમારતોનાં પ્રચંડ શિખરો અને તેની પાંખો ધડાધડ પડવા લાગી હતી. વાયુ અને વરસાદથી ખેતરોનું સત્યાનાશ થઇ ગયું. ઘાસ અને અનાજથી નદીઓનું પાણી આચ્છાદિત થઇ ગયું. બે ઘડીમાંજ સર્વ પ્રદેશ ઉજડ થઈ ગયો. મહાન્ મંદિરોએ પણ ભૂગર્ભમાં સમાધિ લીધી અને પ્રાતઃકાળમાં ત્યાં પૂજન-અર્ચન કરવા ગયેલા પૂજારીઓ અને ભક્તોને પણ તેઓની સાથેજ જીવિત સમાધિ મળી ગઈ.

આવા પ્રકારની અમર્યાદિત ભયંકરતા લગભગ બે પ્રહર સુધી ચાલી હતી. વકારની ત્રિપુટીથી જેટલી હાનિ થવા જેવી હતી તે થઇ ચૂકી. વાયુ-વરસાદ-વાદળાંઓ જ્યારે પૂર્ણપણે વેગમાં હતાં ત્યારે તેઓએ જે ગજબ ગુજાર્યો તે સર્વ જોવા માટે ચૈતન્ય ત્યાં નહોતો. જો તે ત્યાં હોત તો વાયુ તેને ઉડાવી ક્યાં લઇ જાત તેનો પત્તો પણ લાગત નહિ; પરંતુ માયાવી તેને ત્યાંથી કોઇ સુરક્ષિત સ્થાનમાં લઇ ગયો હતો.

## પ્રકરણ ૧૯ મું.

### ભદ્રદૂર્ગના ભયાનક ભેદો.

જે દિવસે—અમે પાછલા પ્રકરણમાં બનેલા ભયંકર બનાવનું વર્ણન કરી આવ્યા તેજ દિવસે—પ્રાતઃકાલે રાજનંદિની મધુરી ભદ્રદૂર્ગમાં આવી. તેને બીજેજ દિવસે રાજકુમારી મધુરી પ્રાતઃકાલે વ્હેલી ઉઠી હતી. તે અત્યારે સારી રીતે નિદ્રામાંથી જાગૃત થઈ હતી. તેથી પોતે ઉંઘી ગઈ તે પહેલાં જે બનાવ બની ગયો તે સ્વપ્ન જેવોજ હોવો જોઇએ એવું તેના મનમાં એક વાર આવ્યું. પોતાની ચારે તરફ નજર નાંખી ત્યાંની પરિસ્થિતિનું અવલોકન કર્યા પછી અને વિચિત્ર રીતે ચૈતન્યની મુલાકાત થઇ હતી, તે ગયો ન ગયો એટલામાંજ ચંડપ્રદ્યોત રાજા પોતાની સામે આવી ઉભો રહ્યો હતો, એ વાતનું સ્મરણ થતાંજ, પોતે સ્વપ્નમાં નહીં પણ જાગૃતજ છે અને ખરેખર અનેક આપત્તિઓનો અનુભવ લઇ રહી છે, એમ તેને સ્પષ્ટ પણે—સંદેહ રહિત—જણાઇ આવ્યું.

એટલામાં તેને પોતાના પૂજ્ય પિતાનું સ્મરણ થઇ આવ્યું. તેનો પોતાના પિતાની ઉપર એટલો બધો પ્રેમ હતો કે—તેનું સ્મરણ થતાંજ તે પોતાના દુઃખને તદ્દન ભૂલી ગઇ અને તેનું શું થયું હશે, એ વિચારમાં—વિવંચનામાં—તે નિમગ્ન થઇ ગઈ. તેનું ચિત્ત પૂરેપુરૂં ઉદાસ થવાને માટે તેના પોતાના પિતાના વિચારોજ બસ હતા. એ વિચારોનું વિસ્મરણ થાય, એવા હેતુથી તે પલંગ ઉપરથી નીચે ઉતરી અને નિત્યકર્મ કરવાના ઉદ્યોગમાં લાગી. છતાં પણ તેના મનમાંના વિચારો તો દૂર થતા નહોતા. તે પોતાના મન સાથેજ બોલવા લાગી—

"આ બે દિવસમાંજ ચંડપ્રદ્યોત રાજાને મારે છેલ્લો ઉત્તર આપવોજ પડશે. મારા પ્રિયતમે મને પુનઃ મળવાનું વચન આપ્યું છે, પણ તેમને મારા શત્રુ સાથે મિત્રતા હોવા વિના તેઓનો પ્રવેશ અહીં શી રીતે થશે? કાલના તેમના ભાષણ ઉપરથી મને જુદીજ શંકા ઉપજે છે. પહેલાં મારી ઉપર તેમનો જે નિખાલસ પ્રેમ હતો તેવોજ અત્યારે પણ હશે, એમ મને તો લાગતું નથી. કારણ કે—તેમનો પ્રેમ જો મારી ઉપર પહેલાંના જેવોજ શુદ્ધ હોત તો મને આવા સંકટના સમયમાં સપડાયેલી જોઈ મારી પાસે ભલતીજ વાત કદાપિ પણ કબુલ કરાવતજ નહિ." આ વિચાર મનમાં આવતાંજ તેની આંખોમાંથી અસ્ખલિતપણે અશ્રુધારા વહેવા લાગી. તેના ઉપર પ્રમાણેના વિચારો ચાલતા હતા એટલામાં કાત્યાયની ત્યાં આવી પહોંચી.

એજ સમયમાં પાછલા પ્રકરણમાં જણાવેલાં વિપત્તિનાં ભયંકર વાદળાંઓ આકાશે ચઢી આવ્યાં—ભયાનક બનાવનો પ્રારંભ થયો. ક્ષણક્ષણમાં વાદળાંઓનો વેગ વિશેષ વધવા લાગ્યો. તેના સપાટાઓ સામે બીજા કોઇનો પણ શબ્દ સંભળાય, તે શકય ન હતું; પણ રાજકુમારી મધુરી જે ઘરમાં રહેતી હતી તે મકાનની ભીંતો એટલી બધી મજબુત હતી કે તેથી વાદળાંઓનું ખરૂં સ્વરૂપ તેમાં રહેનારાઓના ધ્યાનમાં આવતું ન હતું.

સ્નાન કરવાનાં સર્વ સાધનો તૈયાર છે, તેની વરદી આપવા માટે કાત્યાયની ત્યાં આવી હતી. તેણીએ રાજકુમારીને એક વખત વરદી આપી પણ કામ પાર પડયું નહિ તેથી ફરીવાર તેણીએ વરદી આપી ત્યારેજ વિચારમગ્ન મધુરીએ તેના શબ્દો સાંભળ્યા. તેની સાથે તે સ્નાનાલય-( Bath-room )માં ગઈ. સ્નાનવિધિ થઈ રહ્યા પછી તે દેવમંદિરમાં ગઇ અને શુદ્ધાન્તઃકરણથી દેવપૂજા કરી. પછી

તે કાત્યાયની સાથે ભોજનગૃહમાં ગઇ. ત્યાં નાસ્તાની તૈયારી થએલી હતી. ગત રાત્રિએ તેણે કાંઈ પણ ખાધેલું ન હોવાથી થોડોક નાસ્તો કરી લીધો અને તે પણ ઉપર ટપકેજ. તે જોઇ કાત્યાયની બોલી—"બા સાહેબ આપે પૂરેપૂરો નાસ્તો પણ કર્યો નહિ, તેનું કારણ શું? મારા આવવાથી તો આપને કોઈ પણ પ્રકારનો સંકોચ થયો નથી ને? કે બહાર થએલાં વિપત્તિનાં વાદળોનો આપને ભય લાગ્યો છે?"

"બાઈ, મને અન્ન મીઠું લાગે છે એમ શું તું માની શકે છે? આવી રીતે બલાત્કાર કરીને મને અહીં લાવી બંદીખાનામાં રાખવા છતાં પણ શું હું ખુશીમાં રહી શકું?"

"છોકરી, ખરેખર તું તદ્દન ગાંડી છે—નાદાન છે. એક મહાન્ મહીપતિ, શૂરવીર અને ઉદાર રાજા તને વરવાને માટે તૈયાર છે છતાં તું તેની અવગણના કરે છે, એમાં ક્યાંએ પણ મને તો તારૂં ડહાપણ દેખાઇ આવતું નથી. મેં સાંભળ્યું છે કે તારો પ્રેમ એક ગરીબ દરિદ્રી—વિદ્યાર્થી ઉપર છે.!"

"બાઈ, તને પરમાત્માના સોગંદ છે—તું ખરૂં કહેજે કે તું જે વિદ્યાર્થીની વાત કરે છે તેને તું શું ખરેખર ઓળખે છે?" મધુરી વચમાંજ બોલી.

"તેનું તો મેં ફક્ત નામજ સાંભળ્યું છે; કહે છે કે તે દેખાવડો છે. આ સિવાય તેની બાબતમાં હું કંઇ પણ જાણતી નથી. પણ આજે બહાર કેવો ખરાબ અને પ્રચંડ વાયુ વાય છે!? એ તે શું હશે?"

"શું તમે તેને કોઇ પણ વખતે પ્રત્યક્ષ જોયોજ નથી?"

"ગાંડી રે ગાંડી! શું તેની ચોકસી કરવાની ગાંડાઈ લઇ બેઠી છે. મધુરી! મને તો લાગે છે કે—તું ખરેખર ગાંડીજ છે. પણ તારી ઇચ્છાજ છે તો હું કહું છું કે—મારા જન્મારામાં પણ મેં તેને જોયો

નથી કે તે કેવો છે કાળો છે કે ગોરો છે? બહુ તો શું કહું પણ ઘણાં વર્ષો થયાં હું આ ભદ્રદૂર્ગની બહાર પણ ગઈ નથી."

કાત્યાયનીનું ભાષણ સાંભળી રાજકુમારી મધુરી નીચું મુખ કરી બેસી રહી–વિચારમાં નિમગ્ન થઇ ગઈ. ઘણો વખત વિચારમાંને વિચારમાં બેસી રહ્યા પછી તે બોલી:—

"બાઇ, ગઈ કાલ રાત્રે મહારાજા ચંડપ્રદ્યોત મારી પાસે આવ્યા તે પહેલાં તને કોઇ મળ્યું હતું કે કેમ? તે તો કહે."

"કોઇજ નહીં. પણ છોકરી! આ તો તારો કેવો વિચિત્ર પ્રશ્ન છે! મને લાગે છે કે–તારૂં ચિત્ત ઠેકાણે નથી!"

"વારૂ પણ...પણ હવે હું એક બીજી વાત તને પૂછું અને તે એ છે કે–મારા ઓરડામાં આવવાને માટે તારા ઓરડા સિવાય બીજો પણ કોઇ રસ્તો છે ખરો કે!" "નથી. મને લાગે છે કે તને રાત્રે સ્વપ્નું આવ્યું હોવું જોઇએ; અને તે સ્વપ્નામાં તેં પેલા વિદ્યાર્થીને જોયેલો હોવો જોઇએ. હું તને તારા હિતની વાત કહું છું કે તે ભીખારીને તું તારા હૃદયમાંથી કાઢી નાંખ અને તારા પ્રેમ પ્રવાહને મહારાજા ચંડપ્રદ્યોતની તરફ વાળ! જો તું મારા કહેવા પ્રમાણે ચાલીશ તો સુખી થઇશ."

"ઓ દુષ્ટ ડોસી! મને તારા ઉપદેશની બિલકુલ જરૂર નથી. તું આટલી બધી ડંફાશ મારે છે કે–હું પ્રેમાળ છું–આવી છું–તેવી છું–તેની શું મારે પરીક્ષા કરવી છે?" મધુરીએ ખીજવાઇ જઇ કહ્યું.

"શાની પરીક્ષા? કઈ પરીક્ષા? કેવી પરીક્ષા? મને સારૂં લાગે કે સુખ થાય એવાંજ જો તારી ઇચ્છા હોય તો મારા પૂજ્ય પિતાજીના શા સમાચાર છે, તે જણાવ. કાલે જે ભયંકર યુદ્ધ થયું તેમાં કોણ જીત્યું? તેનું પરિણામ કેવું અને શું આવ્યું?"

"તે સમાચાર સાંભળી તને ખરેખર આનંદ થશે એવો જો

મને વિશ્વાસ આવશે તો........"

"બાઈ, તને ખરેખરજ કહું છું કે મારા પિતાજી કુશળ છે, એમ જો મને સમજાશે તો હું આ કારાગૃહનાં કઠિન કષ્ટો સુખેથી સહન કરીશ." મધુરીએ વચમાંજ કહ્યું.

"કાંચનપુરાધિપતિ મહારાજા ચંદ્રસિંહ કુશળ છે. કારણ કે તને અહીં ઉપાડી લાવવાનું કાર્ય સફળ થતાંજ—પોતાનો હેતુ પૂર્ણ થતાંજ મહારાજા ચંડપ્રદ્યોતે પોતાનું સૈન્ય પાછું બોલાવી લીધું છે."

દુષ્ટા—કપટી કાત્યાયનીએ કાંચનપુરનો કિલ્લો લેવા જતાં ચંડ-પ્રદ્યોતના સૈન્યનો કેટલો અને કેવો ભયંકર નાશ થયો હતો, તે વાત મધુરીથી ખાસ છુપાવી રાખી.

"જો એમજ છે અને મારા પિતાજી સુરક્ષિત છે તો તેઓ હવે મને આ કેદખાનામાં ઘણા દિવસ રહેવા દેશે નહિ, એવી મને ખાત્રી છે." મધુરીએ આનંદિત થઈ કહ્યું.

"નાદાન છોકરી ! તું એમ ન સમજીશ કે તારો મહાન્ પરાક્રમી પિતા મહારાજા ચંડપ્રદ્યોત ઉપર સ્વારી કરી તને અહીંથી છોડાવી જશે. જો તને તેની આશા હોય તો તે સ્વપ્નમાં પણ સફળ થઇ શકે તેમ નથી તો પછી પ્રત્યક્ષ તો કયાંથીજ સફળ થશે? ગઈકાલના યુદ્ધમાં તેની બહુજ ફજેતી થઇ ચૂકી છે. તે ઉપરથી મને ખાત્રી તો શું પણ વિશ્વાસ છે કે—પોતાનો સમૂળ નાશ કરી લેવા કરતાં મહારાજા ચંદ્રસિંહ પોતાની પુત્રી પરાક્રમી ચંડપ્રદ્યોતને આપી તેની સાથે મિત્રતા કરી લેશે."

મધુરી એ વાત સાંભળી ચૂપજ રહી—કંઈપણ બોલી નહીં. આ બાબત તે કપટી સ્ત્રી સાથે વધારે વાતચિત કરવામાં ફાયદો નથી, એ તે પૂર્ણપણે સમજી ચૂકી હતી. તેની સાથે વાદ વિવાદ કરવા કરતાં પોતાના ઓરડામાં જઇ સ્વસ્થ ચિત્તે પ્રાપ્ત. થયેલી સ્થિતિનો

વિચાર કરવો, એ તેને બહુજ ઉત્તમ જણાયું. તે ત્યાંથી ઉઠીને ચાલી ગઈ. તે વૃદ્ધાએ પણ તેણીને રોકી નહીં. બહાર થતાં વાદળાંઓના તોફાનથી ક્ષણે ક્ષણે તેનું ચિત્ત વધારે ને વધારે ભયભીત થતું જતું હતું, તેથી તે પણ પોતાની ઓરડીમાં જઇ બેસવા કરતાં કયાંએ ચાર પાંચ માણસોમાં જઈ બેસવા અતિશય ઉત્સુક થઇ હતી.

પોતાના ઓરડામાં ગયા પછી મધુરી થોડીવાર હિંચકા ઉપર બેસી રહી. અનેક પ્રકારોના વિચારોથી તેનું ચિત્ત ચગડોળે ચઢયું. એટલામાં તેની નજર સામેની એક છબી ઉપર પડી અને તેના સંબંધમાં તે વિચાર કરવા લાગી. તેજ સમયે ગઇ કાલે તે છબી લુછતાં લુછતાં એકાએક દરવાજો ઉઘડયો હતો તેનું તેને સ્મરણ થઇ આવ્યું. તરતજ તે હિંચકા ઉપરથી ઉઠીને ઉભી થઇ અને પોતાના ઓરડાના દરવાજાને અંદરથી સાંકળ વાસી. કારણ કે તે વૃદ્ધા અંદર આવી પોતાના કાર્યમાં વિઘ્ન ન નાંખે, એવું તે ઇચ્છતી હતી. દરવાજા પાસેથી પાછી વળતાં તેણે ફરી તે છબી જોઈ અને તેણીને એવો ભાસ થયો કે–તે છબી પોતાની તરફ જોઈ જાણે સ્મિત–હાસ્ય કરે છે. તેથી તેના મનમાં કંઇ પણ ભયનો આવિર્ભાવ થયો. આ છબી જોતાં તેને પોતાની સખી રૂપલતાનું સ્મરણ થઇ આવ્યું. કારણ કે છબીમાંની સ્ત્રીનો ચહેરો ઘણા ભાગે પોતાની સખીના ચહેરાને મળતો હતો. જેમ જેમ તે તે છબી તરફ બહુજ બારીકીથી જોવા લાગી તેમ તેમ તે છબી રૂપલતાના જેવીજ છે, એવી તેને પાકી ખાત્રી થવા લાગી. આટલું બધું ગઇકાલેજ પોતાના ધ્યાનમાં કેમ ન આવ્યું, એ બાબતમાં તેને બહુજ નવાઈ લાગી, પણ ખરી રીતે જોતાં એમાં કંઈ પણ નવાઇ જેવું ન હતું. ગઈ કાલે તેનું ચિત્ત બહુજ આકુળ વ્યાકુળ થએલું હતું, તેના હાથમાંના દીપકનો પ્રકાશ મંદ હતો, છબી ઉપર પણ બહુજ ધૂળ બાઝેલી હતી એવાં અનેક કારણોથી તે છબીનું પૂર્ણ સ્વરૂપ પૂર્ણપણે તેના ધ્યાનમાં આવી શકે, એ શક્ય

ન હતું. આ સમયે સૂર્યનો પ્રકાશ પૃથ્વી ઉપર પૂર્ણપણે પ્રકાશિત થયેલો હોવાથી તે છબી સ્પષ્ટપણે જણાતી હતી.

મધુરી એકલી પોતાના મનની સાથેજ વિચાર કરવા લાગી:– "ખરેખર આ વાત બહુજ વિચિત્ર લાગે છે! અને આ છબી પણ જાણે તેની રૂપલતાનીજ પ્રતિમૂર્તિ છે. નાક, આંખ, મુખ, ચહેરો અને શરીરના બાંધામાં પણ બરોબર તેના જેવીજ જણાય છે! આ તે કેવો અજબ જેવો ચમત્કાર હશે? તે બિચારી ગરીબ ખેડૂતની છોકરી ક્યાં અને આ ભવ્ય અને વૈભવયુક્ત રાજ્યપ્રાસાદને શોભાવનારી અને અનેક મૂલ્યવાન્ વસ્ત્રાલંકારોથી મંડિત થયેલી રાજ્યશ્રી ક્યાં? બન્નેમાં અવની અને આકાશ જેટલું અંતર છે છતાં ખરેખર આ ઘટના બહુજ વિચિત્ર છે, એમાં જરાએ શંકા નથી."

- થોડીજ વારમાં તેની દૃષ્ટિ છબી ઉપરથી નીચેના ગુપ્ત દરવાજા તરફ વળી. અને તે દરવાજો ઉઘાડી જોવાની ઉત્સુકતા તેના ઉરમાં ઉત્પન્ન થઇ. બહારના ભાગમાં વિપત્તિમય વાદળાંઓ ત્રાસ ઉપજાવતાંજ હતાં. તેમનું તોફાન ચાલુજ હતું, તેથી તેની આંતરિક ઉદાસીનતામાં વધારો થયો. આ ઉદાસીનતા દૂર કરવા માટે તે દરવાજાનું સાધન સારૂં છે, એમ તેને લાગ્યું.

જે ઠેકાણે દરવાજાની કળ છે, એ તેને સમજાયું હતું, તે ઠેકાણે તેણીએ દબાવી જોયું પણ દરવાજો ન ઉઘડ્યો તે નજ ઉઘડ્યો. એટલામાં ગઈ કાલે પોતે દરવાજો બંધ કરવા માટે જે યુક્તિ કરી હતી તે તેના ધ્યાનમાં આવી એટલે તરતજ તેણે ઘણી સ્હેલાઇથી તે દરવાજો ઉઘાડ્યો. આ દરવાજામાંથી અંદર જવું કે નહિ, એ બાબતનો તેને જરા વિચાર થઇ પડ્યો અને ભય પણ લાગ્યો. રાજ્યપ્રાસાદોમાં આવા ગુપ્ત દરવાજાઓ હમેશાં કોઇ જરૂરી પ્રસંગો ઉપર ઉપયોગમાં આવે તેટલા માટેજ રાખવામાં આવે છે, એ વાત

તે જાણુતી હોવાથી તેના મનમાં ઉત્પન્ન થયેલા ભયને તેણે દૂર કરી નાંખ્યો અને તે દરવાજામાંથી અંદર ગઈ. અંદર જતાંજ પોતે એક અગમ્ય રસ્તામાં છે, એમ તેને જણાઈ આવ્યું. એ રસ્તામાં બહુ અંધકાર ન હોવાથી તે આગળ વધવા લાગી અને લગભગ પચીસ પગલાં આગળ વધતાંજ તેણીને એક બીજો દરવાજો જણાયો. એ દરવાજાની પાસે તે કાન માંડીને ઉભી રહી પણ પેલી તરફથી તે કંઇ પણ સાંભળી શકી નહિ. આ દરવાજો ઉઘાડવા માટે તેણે તેને ધક્કો માર્યો પણ દરવાજો ઉઘડયો નહિ. એટલે ફરી દરવાજાને પોતાની તરફ ખેંચી જોયો તોપણ તે ઉઘડયો નહિ. પછી બારીકીથી તપાસ કરી. તેને જણાયું કે—આ દરવાજાની અંદરજ કાગથી તાળું મારેલું છે. આ તાળુ ઉઘાડવા તેને બહુ પ્રયત્નો કરવા પડયા નહિ. તે આંતરિક તાળું ઘણાં વર્ષો થયાં ઉપયોગમાં આવતું ન હોવાથી તે કાટથી ખવાઇ ગયું હતું તેથી ચાર પાંચ વાર દરવાજાને ધક્કો મારવાથીજ તે તાળું તુટી ગયું અને દરવાજો ખુલી ગયો.

આ દરવાજામાં પેસતાંની સાથેજ પોતે જે ઓરડામાં આવી છે, તે ઓરડો શયનગૃહનો હોવો જોઇએ, એવો તેને ભાસ થયો. ત્યાં ઘણીજ ધૂળ હતી. તે ઓરડામાં એક જાતનો એવો ચમત્કારિક દર્પ છૂટયો હતો અને ત્યાં એટલી બધી ઉદાસીનતા જણાતી હતી કે—જેથી તે ઓરડો વર્ષોનાં વર્ષો વીતી ગયા છતાં ઉઘાડવામાં ન આવ્યો હોય, એવું તે ઓરડો જોતાંજ તેને જણાઈ આવ્યું. તે ઓરડામાં એક પલંગ હતો. તેની મચ્છરદાની ફાટી ગઈ હતી તેથી તેનાં ચીંથરાંઓ લટકતાં હતાં. પલંગ પરનાં ગાદલાંઓમાં હજારો કાંણાં પડી જઇ તેમાંથી રૂ બહાર નિકળી આવ્યું હતું. પલંગની પાસેનીજ ખીંટી ઉપર એક વસ્ત્ર મૂકેલું હતું. પણ તે શું હતું, એ સમજી શકવા મધુરી અસમર્થ હતી. પલંગને પગથીએ એક ચોરંગ ઉપર એક મોટો લોટો અને પ્યાલો મૂક્યાં હતાં. તે ઉપર એટલી બધી તો

ધૂળ ચોંટી ગઈ હતી કે–જેથી તે બન્ને વાસણો મૂળ કઇ ધાતુનાં હશે, તે પણ ઓળખી શકાતું ન હતું. બારીઓએ લગાડેલા મખ-મલના પડદાઓ ઉપર હજારો કાણાંઓ પડી ગયાં હતાં. ખૂણાઓમાં ઉંદર અને કોળોના દરની પાસે નાની નાની ધૂળની ઢગલીઓ પડી હતી. ઓરડાના મધ્ય ભાગમાં એક ચૌરંગ હતો અને તેની ઉપર એક થાળ અને ચાર પાંચ વાટકીઓ મૂકેલી હતી.

આ સર્વ પરિસ્થિતિ ઉપરથી તેણીએ અનુમાન કર્યું કે–આ ઓરડામાં જે માણસની વસ્તી હતી તે માણસ અહીંથી ચાલ્યો ગયો હશે અને તેના ચાલી ગયા પછી તે અથવા બીજો કોઇ પણ માણસ અહીં આવેલ નહિ હોય !

મધુરીએ એ ઓરડાનું પુનઃ બારીકીથી અવલોકન કર્યું તો તેણીને જણાયું કે–અહીં કોઇને પૂરી રાખેલ હોવું જોઇએ. કારણ કે–તે ઓરડાની ભીંતો ઘણીજ જાડી હતી. આખા ઓરડામાં એકજ બારી હતી; તે બારીએ લોઢાના મજબુત સળીયા જડી લીધેલા હતા. તે બારી એટલી તો ઉંચી હતી કે–તે દ્વારાએ અંદરથી બહાર અથવા બહારથી અંદર શું થાય છે, તે બિલકુલ જોઈ શકાય તેમ ન હતું. એકજ દરવાજા સિવાય ત્યાં જવા આવવા માટે બીજો રસ્તોજ ન હતો. ત્યાં થાળી–વાટકાઓ વિગેરે મૂકેલાં હતાં. જો એ ઓરડામાં રહેનારને ગમે ત્યાં જવાની છૂટ હોત તો આ ઓરડામાં થાળી વાટકાઓની શી જરૂર હતી? આથી તેણે એવો તર્ક–અનુ-માન કર્યું કે આ ઓરડામાં જે માણસ રહેતો હશે તે કેદમાં રહેલ કેદી જેવોજ હોવો જોઇએ. તે માણસ માંદું હશે, એમ તેના મનમાં પણ આવ્યું નહિ. કારણ કે–માંદા માણસને આવા એકાન્ત અને ભયંકર સ્થાન કે–જેમાં જવાનો માર્ગ એટલો મુશીબતોથી ભરેલો અને છુપો છે, ત્યાં કોઈ પણ તેવાને લાવીને રાખેજ નહિ.

આવા પ્રકારના ભયંકર અને એકાંત સ્થાનમાં રહેનારા દુઃખી પ્રાણીને કેટલી બધી વેદનાઓ થઇ હશે અને તેને કેટલી પીડાઓ સહન કરવી પડી હશે ? આ વિચાર તેના મનમાં આવતાંજ તે થથરી ગઇ.

એટલામાં પલંગના ઓશિકા તરફની ભીંત તરફ તેનું લક્ષ્ય ગયું તો તે ભીંતમાં એક નાનકડું કબાટ હોવાનું તેણીને જણાયું. તે તાકા જેવું કબાટ જોતાંજ તેનો સર્વ ભય દૂર થઇ ગયો અને પુનઃ તેની ઉત્કંઠા પ્રબલ થઇ. તે તાકા પાસે ગઇ. તાકું અર્ધું ઉઘડેલુંજ હોવાથી તે સારી રીતે ઉઘાડી નાંખવામાં તેને જરાએ વિલંબ લાગ્યો નહિ. એ તાકામાં એક નાનકડી પેટી હતી. તે પેટીમાં સ્ત્રીઓને પહેરવાનાં થોડાંક ઘરેણાં હતાં. તે અલંકારો જોઇ તે મનમાંને મનમાં વિચાર કરવા લાગી કે–" અહીં મારા સરખીજ કોઇ નિર્ભાગી નારી કેદમાં રહી હશે, એવો ભાસ થાય છે. અરેરે ! ગરીબ બિચારીને તો અત્રે અહીંની સર્વ પરિસ્થિતિ જોતાં કેદ કરેલીજ હોવી જોઇયે, એમાં જરાએ શંકા નહીં. કદાચિત્ તે બિચારીનું કરપીણ રીતે ખૂન પણ થયું હોય, એ પણ બનવા જોગ છે. આ પડેલા થાળમાંનું ભોજન તેના ઉદરમાં ગયું હશે કે નહિ ? તે શી રીતે કહી શકાય. "

એટલામાં બહાર થતા વાદળના તોફાનથી તે મકાનનો બુરજ એકદમ ધસી પડ્યો અને તેની ઉપર ફરકતી ધ્વજા વાયુથી આકાશ માર્ગે ઉડી ગઇ. તે બુરજ ધસી પડવાનો અવાજ મધુરીને કાને આવતાંજ તે ભયભીત થઈ ગઇ. પોતાની આંખે અંધારાં આવવાથી કદાચ મને મૂર્છા પણ આવશે, એમ તેણીને લાગ્યું. હવે તેણીને ત્યાં વધારે રોકાવાનું સલામતી ભરેલું લાગ્યું નહિ. તે ત્યાંથી નિકળી જવા માટે તૈયાર થઇ તો પણ તે ભેદનો અને તેટલો ખુલાસો મેળવ્યા વિના ત્યાંથી ચાલી જવા માટે તેનું મન તેને ના પાડતા

લાગ્યું. તેણીએ ખોલેલી પેટી બંધ કરી અને પાછી જ્યાં હતી ત્યાં મૂકી દીધી. તે તાકામાં બીજું કંઈ છે કે નહિ, તે જોવા માટે તે તાકામાં તે ફરી જોવા લાગી. તાકાના ઉપરના ભાગમાંના એક ખૂણામાં એક કાગળના બંડલ જેવું કંઇક જણાયું. તે બંડલની ઉપર ખૂબ ધૂળ તથા બાવાંઓ બાઝી ગયેલાં હતાં છતાં તે કાગળનુંજ બંડલ છે, એમ તેને જણાયું.

તે બંડલ તેણે લઈ લીધું. તેણીએ કરેલ તર્ક બરાબર અને ખરો હતો. તે બંડલ કાગળોનુંજ હતું અને તેના ઉપર એક લુગડાનો કટકો વિંટાળેલો હતો. તે બંડલની બહાર જે કાગળો જણાતા હતા તે કસારીઓએ ખાઇ નાંખ્યા હતા અને તેથી તે ખરાબ થઈ ગયા હતા. મધુરીએ તે બંડલના ઉપરની ધૂળ બહુજ સંભાળથી દૂર કરી અને કાગળોને જરાએ ફાટવા ન દેતાં તે બંડલ ખોલ્યું. તે બંડલમાંના કાગળોમાં કંઇક લખેલું હતું. તે લખેલાં કાગળો વાંચવાની મધુરીને સ્હેજ ઉત્કંઠા થઈ આવી. એટલામાંજ તેને એક બીજોજ વિચાર આવ્યો કે—પોતાને અહીં આવે ઘણોજ વખત થઇ ગયો છે તેથી ચોકસી કરવા તે દુષ્ટ વૃદ્ધા કદાચ આવી હશે તો ? એ વિચાર આવવાથી તે બંડલમાંના કાગળો વાંચી જોવાનો વિચાર તેણે બંધ રાખ્યો. આ ઓરડામાં પુનઃ આવવાની ઇચ્છા હોવાથી તેણે તે કાગળનું બંડલ પોતાના છેડાની નીચે ઢાંકી લીધું અને તે ઓરડાનો દરવાજો બંધ કરી પોતાના ઓરડામાં આવી. તે છુપો દરવાજો તેણે પહેલાંના જેવોજ બંધ કરી નાંખ્યો. સાથે લાવેલ બંડલ પણ પોતાના ઓરડામાં જે છબી હતી તે પાછળ છુપાવી દીધું અને પોતાના ઓરડાની સાંકળ કાઢી નાંખી. તે મકાનની બહાર વાદળાંનું તોફાન શરૂજ હતું. તોફાનનું જોર અતિશય અને અમર્યાદિત હતું. ત્યાંના પહેરેગીરો તો તે વિપત્તિમાંથી ક્યારનાએ ન્હાસી ગયા હતા. જે બુરજો ઉપર તોપો

મૂકવામાં આવી હતી તે બુરજો ધડાધડ ધસી પડવા લાગ્યા. મોટ મોટી ઇમારતોનાં છાપરાંઓ ઉડી જતાં હતાં. જ્યાં જોઇએ ત્યાં હાહાકાર થઇ રહ્યો હતો.

ભયંકર વાદળાંઓના તોફાનનું ઉગ્રસ્વરૂપ જોઇ મધુરીને મહાન્ ખેદ થયો. તે પોતાના મન સાથેજ વિચાર કરવા લાગીઃ—"ધનવાનોનું તો જાણે ઠીકજ છે. બિચારા ગરીબ મનુષ્યોનું શું થતું હશે? આજના આ ભયંકર તોફાનથી સર્વ દેશમાં મહાન્ અનર્થો ઉદ્ભવ્યા હશે. જે તોફાનથી ધનવાનોનાં દ્રઢ મકાનોના ભૂકેભૂકા થઇ ગયા હશે તે તોફાનમાં બિચારાં દીનજનોનાં ઝુંપડાઓ તો શા વિસાતમાં!" આવા પ્રકારના વિચારોમાં—એકાન્ત સ્થાનમાં—ભયાનક મકાનમાં—તે મુગ્ધ બાળા નિમગ્ન હતી. તેટલામાં તરતજ તે જે મકાનમાં હતી તેનો દરવાજો ઉઘડ્યો અને તેની સમક્ષ ચૈતન્ય એકદમ આવીને ઉભો રહ્યો.



## પ્રકરણ ૨૦ મું.



## મધુરીની મુક્તતા.

"પ્રિયતમ! આજે આપે આપનું વચન ખરૂં કર્યું છે!" ચૈતન્યને જોતાંજ મધુરી તેની પાસે જઇ બોલી. તરતજ ચૈતન્યે તેને આલિંગન આપ્યું.

"પ્રિયે! તારા કથન ઉપરથી લાગે છે કે—તું મને ભૂલી ગઇ નહોતી. અત્યારે શું તું મારી વાટ જોઇનેજ બેસી રહી હતી?"

"એકંદર રીતે જોતાં મારે માટે આપના મનમાં—હું આપની વાટ જોવાની નથી—એવી શંકા આવી હતી? આપની પ્રથમ મુલાકાત થઇ ત્યારથી તે અત્યાર સુધીમાં હું એક ક્ષણને માટે પણ આપને ભૂલી શકી છું કે?" મધુરી જરા મેણું મારવાના સ્વરમાં બોલી.

તેના મનમાં શું ચાલે છે, તે જોવા માટે તેના મુખ ઉપર તેવીજ નજર રાખી ચૈતન્ય કહેવા લાગ્યો:—

"મધુરી! જ્યારે હું ભયંકર કેદખાનામાં દુઃખો સહન કરતો હતો ત્યારે પણ શું તને મારૂં સ્મરણ થતું હતું?"

"પ્રિયતમ! તમને હું એક ક્ષણુને માટે પણ ભૂલી નહોતી. વધારે તો શું કહું પણ તમે એક હલકા કુળની છોકરી સાથે ન્હાસી ગયા, ઉડાઉપણાથી દેવાદાર થયા અને તે દેવામાંથી મુક્ત થવા માટે ખોટા દસ્તાવેજો બનાવ્યા, એવી અનેક જાતની કર્ણકટુ કથાઓ મારે કાને આવતી હતી છતાં પણ હું તમને જરાએ ભૂલી નહોતી. એટલુંજ નહીં પણ મારા ઉપર આપનો જે પ્રેમ છે તે આપના સદ્વર્તનનો મને વિશ્વાસ આપતો હોવા સબબ ઉપરની વાતો સાચી હશે—એવી શંકાએ પણ મારા મનને સ્પર્શ કર્યો નથી!" મધુરીએ જરા આવેશમાં આવી જઈ કહ્યું.

"મધુરી! તારૂં આ કથન જો સત્ય હોત તો......"

"ખરૂં! મને જાણવા દે એવી શંકા આપના મનમાં શામાટે આવી? આજસુધીમાં મેં આપને કોઇ પણ સમયે દગો દઈ ફસાવ્યા છે? અથવા આપના મનમાં મારે માટે શંકા આવે, એવું કૃત્ય—જાણતાં કે અજાણતાં—કોઈપણ સમયે મારા હાથે થયું છે એવું આપને સ્મરણ છે ખરૂં કે?" મધુરીએ બહુ આવેશમાં આવી જઈ કહ્યું.

"મધુરી, મધુરી! જે છબીનું તું રાતદિવસ ચિંતન કરતી બેસી રહે છે તે કોની છબી..........."

"શું? છબી? પણ મને સમજવા દ્યો. એ વાતની આપને શી રીતે ખબર પડી?"

"તે વાત મને ગમે તે રીતે સમજાઈ હોય! પણ તારી પાસે એક પુરૂષની છબી છે, તે છબી લઈ એકાંતમાં બેસી તારા મનને તું

આનંદ આપે છે; પ્રેમથી તે છબી તરફ જોતી જોતી તું કલાકોના કલાકો વીતાવી દે છે. તે છબીનું ચુંબન લે છે, તેની–છબીની–તરફ જોવાથી કોઇ કોઈ વખતે તારી આંખોમાં અશ્રુ પણ આવે છે; વધારે તો શું પણ તે છબી જે પુરૂષની છે તે પુરૂષની ઉપર તારા જન્મની ઇતિકર્તવ્યતા સમાયેલી છે–તારૂં જીવનજ તેની ઉપર અવલંબી રહેલું છે, એવું મને લાગે છે."

"આ વાતો તમે જે કહો છો તે બધીએ ખરી છે તેમાં તમને અજાયબી શાની લાગે છે? આપનો મને દીર્ઘવિયોગ થયો હતો અને તે રીતે હું મારૂં મન મનાવું એમાં મેં શો અન્યાય કર્યો? તે મને કહેશો?"

"બરાબર છે! તેમાં તેં કંઇજ અન્યાય કર્યો નથી?! તારી નજરે હું બેઇમાન, લુચ્ચો, દગાખોર અને ભિખારી ઠર્યો હોઉં તો તારૂં પહેલાંનું આચરણ તદ્દન યોગ્યજ છે, એમ મારે કહેવું જોઇએ. પણ મધુરી! હવે હું તને સાફ સાફ કહૂં છું કે જો તને સંપત્તિમાન્ પતિની ઇચ્છા હોય, જો તને રાજાઓને પણ દુર્લભ એવા વૈભવોની ઇચ્છા હોય તો મને કહે! એટલુંજ નહિ પણ મનુષ્યને જેજે સુખો પ્રાપ્ત થવાં જોઇએ, તે તમામ સુખો તને મેળવી આપવાનું મારામાં સામર્થ્ય છે!"

આ શબ્દો જેમ જેમ ચૈતન્ય બોલતો હતો તેમ તેમ તેનો સ્વર વધારેને વધારે તીક્ષ્ણ થવા લાગ્યો અને તેનાં નેત્રો એક જાતના વિલક્ષણ તેજથી ચમકવા લાગ્યાં. તે વખતે તે એવો જણાતો હતો કે–જાણે તે પોતે કોઇ મહારાજાધિરાજ હોઇ તેના હાથમાં સંસારના સર્વે ભંડારોની ચાવીઓ હોય અને મોટા મોટા સરદારો તેના મુખમાંથી નિકળતા શબ્દો ઝીલી લેવા તૈયાર હોય અને તેના એકજ શબ્દની સાથે આખા સંસારમાં ઉથલ પાથલ થઇ જવાની છે, એવી તેની મુખમુદ્રા જણાતી હતી.

ચૈતન્યની આવી સ્થિતિ થયેલી જોઇ મધુરી પોતે પણ ભયભીત થઈ ગઇ.

પહેલાં તો તેને એકવાર એમ લાગ્યું કે તેનું મગજ ફરી ગયું હશે પણ તેના ભાષણમાંનું જોર અને સુસંગત પણું જોઇ તે પૂરે-પૂરી રીતે શુદ્ધિમાં છે, એવી તેને ખાત્રી થઇ છતાં પણ તેના વિચિત્ર વર્તન સંબંધી તે કંઇ પણ નિશ્ચય કરી શકી નહીં. પછી તે બોલી—

"પ્રિયતમ ! હું અભિમાની છું, મહત્વાકાંક્ષી અને સ્વાર્થી છું, એવી કલ્પના કરી તમે આવું બોલો છો, પણ હું સ્પષ્ટ કહું છું કે એ તમારી કલ્પના તદ્દન ભૂલ ભરેલી છે. તમે ગમે તે હશો—તમારૂં સામર્થ્ય ગમે તેવું હશે—પણ તેનું મને કંઈ પણ લાગતું નથી. હું તો તમને તમે ગરીબ વિદ્યાર્થી હતા ત્યારે જેટલા પૂજ્ય માનતી હતી તેટલાજ પૂજ્ય અત્યારે માનું છું. અત્યારે જો તમારૂં વૈભવ વધી ગયું હોય તો મારે આપની પહેલાંની ગરીબાઇનું સ્મરણ કરાવવાની ઇચ્છા નથી. ઈશ્વરની કૃપાથી જો આપની સ્થિતિ સુધરી હોય તો તેથી મને આનંદજ થશે. પણ આપને અત્યારે વૈભવ પ્રાપ્ત થયેલ હોવાથી આપની ઉપર મારો જે પ્રેમ છે, તેમાં વધારો થશે નહિ ! કારણ કે, મારો પ્રેમ—સર્વસ્વ, સંપૂર્ણ પ્રેમ મેં આપના ચરણે પહેલાંજ સમર્પણ કરી દીધેલ છે."

"મધુરી ! મેં તારૂં ઉક્ત ભાષણ ઘણીજ શાન્તતાથી સાંભળી લીધું છે; પરંતુ જ્યારે મને ખોટા અપરાધો દેખાડી નિર્દોષ ને એક બદમાશની જેમ કેદખાનામાં પૂર્યો હતો, તે વખતે મારા ઉપર જે જે અપરાધો મૂકવામાં આવ્યા હતા તે સર્વે શું તને ખરા લાગતા હતા અને તું મારો તિરસ્કાર કરતી હતી ?"

"આ તે કેવું ભાષણ ? આવા કઠોર વિષમય શબ્દો તમારા મુખમાંથી શી રીતે નિકળી શકે છે, એનીજ મને તો નવાઈ લાગે

છે !" મધુરી વચમાંજ ગુસ્સે થઇને બોલી.

"રાજકુમારી શા માટે મારે આ શબ્દો ન બોલવા જોઇએ ? તે છબી ઉપર તું એટલી બધી તો લુબ્ધ–મુગ્ધ થઈ ગઈ હતી કે..."

"હા, હા ! તે ખરૂં છે અને હું કબુલ પણ કરૂં છું કે તે છબી મને ઘણીજ પ્રિય હતી અને અત્યારે પણ છે. છતાં પણ હું નથી સમજી શકતી કે રહી રહીને પણ તે છબીની બાબતમાં તમને શા માટે ખોટું લાગે છે."

"જો મને ખોટું ન લાગે તો કોને ખોટું લાગવું જોઇએ ? જો હું તને આવા જરા કડક શબ્દો ન કહું તો કોણ કહેશે. અત્યારે એટલું તો સારૂં છે કે મને અહીંથી હાંકી કાઢવા તે મારો હરીફ હાજર નથી ?"

"તે કયો અને ક્યાંનો હરીફ ? !"

"ઘણાજ પ્રેમથી તેં જેની છબી રાખી હતી તે હરીફ ?"

ચૈતન્યનું આ ભાષણ સાંભળી રાજકુમારી મધુરીની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં તે બહુજ આવેશમાં આવી જઈ બોલી:–"આવી વિચિત્ર રીતિ મેં ક્યાંએ સાંભળી નથી. પોતે પ્રેમ કરવો અને પોતાની છબીનેજ પોતાનો હરીફ માની લઇ–તે છબી જોવા માટે મને દોષ દેવા ! એ તે કેવી અજબ રીત છે, તે મને સમજાતું નથી. પ્રિય ચૈતન્ય ! હું તમારે પગે પડું છું—હાથ જોડું છું અને પ્રાર્થના કરૂં છું કે હવે તમે આવી રીતે કૃપા કરી મને ન છળશો !"

"મધુરી તું બ્હાનાં ન કર. મારી છબી ! હું નથી સમજી શકતો કે મારી છબી તારી પાસે આવી ક્યાંથી ?"

"ચૈતન્ય ! હું હવે જરા સ્પષ્ટ બોલું છું તેને માટે ગુસ્સે ન થશો. તમારી છબી મારી પાસે ક્યાંથી આવી એનીજ તમને

નવાઇ લાગે છેને ? ઠીક છે, તેનો પણ હું તમને ખુલાસો આપું છું. આપનો સત્યસિંહ નામનો કોઇ ચિત્રકાર મિત્ર છે ખરો ? ”

“ હા ! પણ તેનું નામ તને કેવી રીતે ઉપયોગી થઈ પડશે. તેને હું સારી રીતે ઓળખું છું એટલુંજ નહિ પણ તારી સખી જે શાન્તા તેનો તે ભાઈ હોવાથી તારી અને મારી પહેલાં મુલાકાત થઈ હતી, એ પણ મારા ધ્યાનમાં છે.

“ હું ધારૂંછું કે તે એક કુશળ ચિત્રકાર છે. એ તમારા સ્મરણમાંથી ભૂલાઈ ગયું લાગે છે. મારી સખી શાન્તાને વચમાં રાખી મેં તેની પાસે તમારી એક છબી તૈયાર કરાવી લીધી હતી. ”

“ રાજકુમારી મધુરી ! આ સમયે તું તદ્દન સત્ય બોલ—પરમાત્માનું સ્મરણ કરી સત્ય બોલ ! કારણ તારા સત્ય કથન ઉપર મારૂં જીવન અવલંબી રહ્યું છે. ”

“ હું ખરૂં કહું છું—વિશ્વેશ્વર વિશ્વપતિને સ્મરીને હું સત્યજ કહું છું કે તે છબી તમારી પોતાનીજ હતી !”

“ નહીં નહીં, રાજકુમારી મધુરી ! હજી પણ મારા મનનું યથાર્થ સમાધાન થતું નથી ! કલ્પના કર કે—તારા પિતા મારવા તૈયાર થયા છે અને તારા એકજ શબ્દ ઉપર તે દુર્ભાગી જીવનું જીવન અવલંબી રહ્યું છે—એવી કલ્પના કર.........”

“ ચૈતન્ય ! હવે બસ કરો—બહુ થયું ! આપની ઉપર મારો પરિપૂર્ણ—સંપૂર્ણ પ્રેમ છે એ ખરૂં છે, છતાં તમે જે કઠિન કર્કશ અને કર્ણકટુ શબ્દોનો ઉપયોગ કરો છો તે સાંભળવાનું મને ઠીક લાગતું નથી. ” મધુરીએ વચમાંજ કહ્યું.

“ ઠીક ! અત્યારે તે છબી ક્યાં છે ? ” ચૈતન્યે બહુજ ક્રોધમાં આવી જઇ કહ્યું.

“ તે આ રહી ! ” એમ કહી પોતાની કંચુકીમાંથી તે છબી

કાઢી રાજકુમારીએ ચૈતન્યને આપી. "હું આ છબીને એક ક્ષણને માટે પણ ભૂલી નથી અને ભૂલતી પણ નથી."

ચૈતન્યે ઘણીજ આતુરતાથી તે છબી ઉપર નજર નાંખી અને એકદમ ચાર ડગલાં પાછળ ખસી ગયો. તે ખોખરા અવાજે બોલ્યો:— "તેણે મને ખરેખર ફસાવ્યો—પૂરેપૂરો ફસાવ્યો! પણ અફસોસ કે તેનું કેવું ભયંકર પરિણામ આવ્યું!"

"ચૈતન્ય! પ્યારા ચૈતન્ય! ખરેખર તમને કોઈ લુચ્ચાએ ફસાવ્યા છે. એમાં જરાએ શંકા નથી. જે દુષ્ટે મારે માટે તમારા હૃદયમાં કપટ ભરાવ્યું—શંકાનું ભૂત ભરાવ્યું—તે મુઆ દુષ્ટનું નખ્ખોદ જજો!"

"પ્રિયે! હવે સર્વે વાત મારા ધ્યાનમાં આવી ગઇ. મારી પોતાનીજ છબી તારી પાસે છે, એ જો મને પ્રથમથીજ સમજાત તો વાત આટલે સુધી કદાપિ વધી જાત નહિ!" ચૈતન્યે મધુરીના મનનું સમાધાન કરતાં કહ્યું.

ચૈતન્ય તરફ પ્રેમદષ્ટિએ જોઈ રાજકુમારી મધુરી બોલી:— "ચૈતન્ય! તમારી મુખમુદ્રા મને ઘણીજ ચમત્કારિક દેખાય છે. આપની આ ભેદી હિલચાલનો ભેદ મારા ધ્યાનમાં આવી શકતો નથી. તમે પહેલાં જે મોટા વૈભવ અને સંપત્તિની વાતો કરતા હતા તેનો યથાર્થ અર્થ શું? તેમજ તમારો પ્રવેશ અહીં શી રીતે થયો છે, વિગેરે વાતોમાં મને કોઈ ગુપ્તભેદ હોય એમ જણાય છે. તો ખરૂં કહી મારા ઉદ્વિગ્ન થએલા ચિત્તનું સમાધાન શું તમે નહિ કરો?"

તે બધી વાતો શાન્તતાથી કહેવા—કરવા આ સ્થાન યોગ્ય નથી. તારો મારા ઉપર જે પ્રેમ છે, તે કોઇપણ દિવસે ખંડિત થયો ન હતો?

"ના! મારો પ્રેમ આપની ઉપર અખંડ અને નિશ્ચલ છે અને તેમાં કોઈ પણ કાળે અંતર પડયો નથી અને પડશે પણ નહિ।"

" પ્રિયે ! હવે તારા પ્રેમને માટે મને કોઇ પણ જાતની શંકા રહી નથી એટલે હું તારી પાસે કોઇપણ જાતની શરત કરાવવા માગતો નથી. આપણો પરમ પવિત્ર પ્રેમજ આપણો અખંડ સંયોગ કરાવશે. પ્રિયે ! હું આ કારાગૃહમાંથી તને અવશ્ય છોડાવીશ. બીજાઓની નજરે આ રાજમહેલ હશે પણ મારી નજરે તો આ કષ્ટમય કારાગૃહજ છે. આજનો આખો દિવસ તું અહીં સુખે દુઃખે વીતાવી દે ! રાત્રે બરાબર બાર વાગે હું પાછો આવીશ અને તને અહીંથી છોડાવીને તારા પૂજ્ય પિતાની પાસે પહોંચાડીશ એ તું નક્કી સમજી લેજે. "

આ શબ્દો સાંભળતાંજ મધુરીએ પોતાના પરમ હિતચિંતક પ્રેમી પતિને આનંદથી આલિંગન આપ્યું અને બોલી–" મારા મોહન ! હવે તો તમારા અંતઃકરણમાંથી સંશય પિશાચ નિકળી ગયોને ? "

" પ્રિયા ! હવે મારા મનમાં કોઈ પણ જાતની શંકા નથી. બરાબર મધ્યરાત્રે હું અહીં આવીશ અને તને અહીંથી લઈ જઇશ ! સમજીને ? "

એટલું કહી ચૈતન્ય કાત્યાયનીના ઓરડાના માર્ગે બહાર ચાલ્યો ગયો. કાત્યાયની જે બહાર ગઈ હતી તે હજુ સુધી પોતાના ઓરડામાં આવી નહોતી. તે ક્યાંએ ચાકર માણસોમાં ગપ્પાં મારતી બેઠી હતી.

આશા અને આનંદથી આ સમયે રાજકુમારી મધુરીનું અંતઃકરણ પૂર્ણપણે ઉલ્લાસમાં આવી ગયું હતું. તે પોતાના મનની સાથેજ વિચાર કરવા લાગી કે–" આપેલા વચન પ્રમાણે મારો પ્રિતમ રાત્રે બરાબર બાર વાગે અહીં આવશે અને હું આ કારાગૃહમાંથી મુક્ત થઇશ અને કાલે મારા પૂજ્ય પિતાશ્રીને મળીશ, એમાં જરાએ શંકા નથી; પણ મારો પ્રિય પતિ આટલી નિર્ભયતાથી કેવી રીતે પ્રવેશ કરે છે એમાં મને કંઇ પણ સમજણ પડતી નથી. "



# પ્રકરણ ૨૧ મું.



## છુપા પત્રોનું વાંચન !

વાદળાંઓનું તોફાન હજુ સુધી ઓછું થયું નહતું, જે લોકો સાથે ગપ્પાં મારતી કાત્યાયની બેઠી હતી તે નોકર–ચાકરો હવે પોત-પોતાનું કામ કરવા ચાલ્યા જવાથી તેણીને પોતાના ઓરડામાં પાછું આવવું પડયું. લગભગ બપોરે બાર વાગે જમવાનો સમય થયો તે વખતે રાજકુમારી મધુરીને ભોજનગૃહમાં લઇ જવા માટે કાત્યાયની તેના ઓરડામાં આવી. ભોજન કરી આવ્યા બાદ મધુરી પોતાના શયનભુવનમાં આવી અને દરવાજો અંદરથી બંધ કર્યો. તે સમયે તેના પ્રિય પતિએ મુક્ત કરવાનું વચન આપેલું હોવાથી તેનું અંતઃકરણ અતિશય આનંદ અનુભવતું હતું. રાત્રિના બાર વાગવાને માટે હજુ બાર કલાકની વાર હતી. આટલો લાંબો સમય કંટાળા વગર વીતાવવા તેને કંઇક પણ સાધનની જરૂર હતી અને દૈવયોગે તેમજ વિચિત્ર યોગાયોગે થોડું સાધન પણ તેને પ્રાપ્ત થયું હતું. આજે સહવાર તે પેલી તરફથી—છુપા અને ભેદભરેલા ઓરડામાંથી કાગળોનું જે બંડલ લઇ આવી હતી તેમાંના કાગળો હજીસુધી તેણે વાંચ્યા નહોતા. તસબીરની પાછળથી તેણે તે કાગળોનું બંડલ કાઢયું અને સારી જગ્યાએ બેસી તેમાંના કાગળો ઉકેલવાનો આરંભ કર્યો. તે બંડલમાંના કાગળો બહુજ જુના થયેલા હતા અને થોડા થોડા જીવડાંઓએ ખાધેલા હતા, એ અમે પ્રથમજ કહી ગયા છીએ તો પણ તે કાગળોમાં વાચવા સરખા ઘણો ભાગ હતો. કેટલાક કાગળો વાંચતાં વચમાંથી ફાટેલા હોવા સબબે નષ્ટ થએલા શબ્દો

તેમાં ઉમેરી તેનો સંબંધ બેસાડવો પડતો હતો. તેમાં આનંદની વાત એટલીજ હતી કે કાગળોમાંના અક્ષરો બહુ ખરાબ નહોતા તેમ બહુ સારાએ નહોતા—વાંચી શકાય તેવા હતા. લેખકની શૈલી ઉપરથી તે લેખો કોઇ પણ સ્ત્રીના હાથના હોવા જોઇએ. એવું અનુમાન તરતજ કરી શકાય તેમ હતું. તે લેખોમાંથી જેટલો ભાગ રાજકુમારીએ પોતાના બુદ્ધિ સામર્થ્યથી બેસાર્યો હતો તેટલોજ અમે નીચે આપ્યો છે. તેમાંનો જેટલો ભાગ સાવ ફાટી ગયો હતો ત્યાં અમે આવાં × ચિન્હો મૂકયાં છે. તે લેખોમાંની હકીકત નીચે પ્રમાણે હતીઃ—

* * * * * અમાનુષિક અને ભયંકર એવા અઘોર કૃત્યની કલ્પના કોઇ પણ માનવને થવાની નથી. આ ભયંકર બંદીખાનામાં મારે કેટલા દિવસો કાઢવાના છે, અને ભવિષ્યમાં મારા નશીબે શું લખાયું છે, તેનું અનુમાન કરી શકાતું નથી. અત્યાર સુધી મેં ખમેલા જુલ્મો માણસને ગાંડો બનાવવા માટે પૂરતા છે, * * * તેઓના મનમાં મારૂં શું કરવાનું છે ? મારૂં ખૂન કરવાનું તેમના મનમાં છે કે શું ? મને અહીં પૂરી રાખે લગભગ બે મહિના થવા આવ્યા. પેલી નરકના માર્ગમાં કોઇનાં પગલાંનો અવાજ થતાંજ મારૂં કાળજું કંપે છે. સર્વ પ્રકારના વૈભવોમાંથી દૂર કરી આ કષ્ટમય સ્થાનમાં અનેક આપત્તિઓનો અનુભવ કરવા છતાં અને દુઃખો ખમવા છતાં પણ મને હજુ ગાંડપણ ન લાગ્યું, એનુંજ મને આશ્ચર્ય થાય છે. તો પણ ઘણી વખત મારૂં મસ્તક ભમે છે, મારા કાનમાં ભયંકર અવાજો થાય છે અને મારી નજરે નાના પ્રકારના ભયંકર દેખાવો દેખાય છે. પરમાત્મા ! શું તને હજુ પણ મારી દયા નથી આવતી ! મેં એવું તે કયું પાપ કર્યું હશે ? મારી ખાત્રી છે કે આ ભવમાં તો મારા હાથે તેવું કોઇ પણ પાપ થયું નથી. * * * * તેમના શબની પાસે ખંજર અને દોરી મળ્યાં હતાં. આવો ભયંકર પ્રસંગ કોણે

ઉપસ્થિત કર્યો છે, તે બાબતમાં મને પૂરેપૂરી ખાત્રી છે. કદાચ તેણે પોતાને હાથે આ નીચ કૃત્ય નહીં કર્યું હોય, પણ તેમના હુકમથી કોઈ દુષ્ટ દ્વારાએ કરાયું હશે, એમાં મને રાઇરતી જેટલી પણ શંકા રહેતી નથી. મારી ન્હાની બાળાને—મારા તે મધુર બાળકને મારી પાસેથી લઈ જઇ તેઓ શું કરવા માગતા હશે ? કેવી આ નીચતા ! કૃપાળુ દેવ ! હું મહાન્ સંપત્તિનો ઉપભોગ કરતી હતી છતાં પણ મેં તેનો કોઈપણ દિવસે અભિમાન કર્યો છે ખરો ? હું મારા પતિની ઇચ્છા બહાર કોઇ પણ દિવસે ચાલી નથી. તે વાતનું સ્મરણ થવાથી મને આ દુઃખદ સ્થિતિમાં પણ સમાધાન થાય છે. મારી લાડકી પુત્રી જો મને પ્રાપ્ત થશે તો હું તેને લઇને, ભીખ માગીને પણ, આકાશને વસ્ત્ર અને પૃથ્વીને શૈય્યા માની અતિ આનંદ સાથે જીવન વ્યતીત કરીશ. હું આજ સુધી * * * * મારી પ્રિય પુત્રી કોઈ પણ કાળે મારી નજરે પડશે ખરી કે ? અરેરે ! હું કેવી ગાંડી ! ! આજે પ્રાતઃકાળે થએલી મુલાકાત સમયે બનેલી સર્વે વાતો મારા મનમાં જાગૃત હોવા છતાં પણ હજુ મારા અંતઃકરણમાં નિરાશ થવાને બદલે આશાઓ ઉત્પન્ન થાય છે ! એતે શું હશે ? કંઇએ સમજાતું નથી—કંઇ ગમ પણ પડતી નથી ! તેમનાં સર્વે નીચ કાવત્રાંઓ હું જાણી ચૂકી છું. તેમણે મને શા માટે જીવતી રાખી છે, તે પણ હું જાણી ચુકી છું. સર્વે સંસાર સમજે છે કે હું મરી ગઇ છું, એ હું તેમના મુખેથી જાણી ચૂકી છું. લગ્ન થયા પછી જે પતિની સાથે હું આનંદનો અનન્ય અનુભવ કરતી હતી, જેમનો પ્રેમ મારા ઉપર પ્રાણ કરતાં પણ વધારે હતો, જેમના પ્રભાવે મને માતૃપદની પ્રાપ્તિ થઈ, તેજ મારા પરમાત્મ સ્વરૂપ પતિથી નિમકહરામ થઇને શું મારે ભ્રષ્ટ થઇ જવું ? અને મને ભ્રષ્ટ થઈ જવાનો ઉપદેશ આપનાર તે દુષ્ટ કોણ ? કે જેના નીચ હાથ મારા પતિના પવિત્ર રક્તથી કલંકિત થઇ કાળા થયા છે, તે !

જે સમયે તે આવું બોલતો હતો તે સમયે તેની જીભ કેમ તુટી પડી નહીં? અથવા મારા કાન બહેરા કેમ ન થઇ ગયા! તે દુષ્ટની ઇચ્છા પ્રમાણે વર્તી હું મારા જીવનને કલંકિત કરૂં—નીતિભ્રષ્ટ થાઉં, મારા પતિને નરકમાં ગબડાવું? (આ શબ્દો લખુ છું તે માટે પ્રભુ મને ક્ષમા કરશો!) અને મારાં બન્ને કુલીન કુળોની કીર્તિને કલંકિત કરૂં તો તેથી મને લાભ શો? તો કે—મારી પ્રિય પુત્રી મને પાછી મળશે અને ફક્ત એક કારાગૃહ સિવાય સંસારનાં સર્વે સુખો મને પ્રાપ્ત થશે! આગ લાગો તે સંસારનાં ક્ષણિક સુખોને! મરણ—અત્યંત ક્રુરતાથી મરણ—પ્રાપ્ત થશે તો તે પણ હું સુખેથી સહન કરીશ; પણ તે નીચ સુખ મારે કદાપિ ન જોઇએ તે નજ જોઇએ!

આ તેની નીચ કૃતિ માટે જ્યારે મેં તેને ખખડાવ્યો અને તેના અપરાધો તેનાજ મસ્તકે નાંખ્યા ત્યારે તે એક વિષમય સર્પની જેમ ફુત્કાર કરવા લાગ્યો—ફુંફાડા મારવા લાગ્યો; તે સમયે તેની આંખો લાલચોળ થઈ ગયેલી દેખાવા લાગી હતી. એવો બનાવ બની ગયા પછી તે મારા પર દયા કરશે એવી આશા મારા સ્વપ્નમાં પણ મારે ન રાખવી જોઇએ; મરવા માટે તૈયાર થઇ રહેવુંજ જોઇએ! અને હું તૈયાર પણ છુંજ! પેલી તરફની ગલીમાં કોઇનાં પણ પગલાંનો અવાજ સંભળાતાંજ મારૂં આયુષ્ય પૂર્ણ થઇ ચૂક્યું, એમ સમજી પરમેશ્વર પાસે દયા ભિક્ષાની યાચના કરૂંછું. તે યાચના જીવવા માટે નહિ પણ પરલોક પ્રયાણ કરી ગયા પછી મારા પરમાત્મ પતિ પ્રભુનો મેળાપ મને સત્વર પ્રાપ્ત થાય તે માટેજ! હું પ્રભુની પ્રાર્થના કરૂં છું—દયા માગુ છું! પ્રિય પુત્રી! તારૂં સ્મરણ થતાં હજુ પણ મારો આત્મા શરીરમાંથી દૂર થવા પાછો હઠે છે; નહીં તો મેં સુખદ એવા પરલોકનો પવિત્ર માર્ગ ક્યારનોએ પકડી લીધો હોત!

પણ કહે છે ને કે આશાં એ અમર છે, તેથીજ ફક્ત તારી આશાએ હજુ હું જીવતી રહી છું. પ્રભુ કૃપા કરશે તો હજુ પણ પુત્રી—પ્રિય પુત્રી ! આપણો મેળાપ થશે, એમાં જરાએ શંકા નથી. ફક્ત આજ બાબતમાં હજુ પણ હું નિરાશ થઇ નથી. હજુ તારી આશાનોજ ફક્ત એ આશાતન્તુ બાકી રહેલ છે ! મારી પાસે ભોજનનો થાળ લઇ આવનાર તે પહેરેગીર કંઇક દયાળુ દેખાય છે, તેને તેના માલેકની રજા ન છતાં પણ તેણે મને લખવાનાં સરવે સાધનો લાવી આપ્યાં છે. મારાં ઉનાં આંસુઓથી તેને શું દયા નહિ આવે ? અને જો હું તેને મોટા ઇનામની લાલચ આપું તો તે મારી મુક્તતા માટે શું કોશિશો કરશે નહિ ? એ શા ઉપરથી નક્કી કહી કે ધારી શકાય ? તો પણ મારી આ સર્વે કલ્પનાઓજ છે—સત્ય તો નથીજ ! મારી આ આશાઓ નિરર્થક છે—વ્યર્થ છે ! આ દુઃખનો દરિયો હું સહેલાઇથી તરી જઇશ, એમ પણ મને મારો મનોદેવતા કહે છે.

* * * *

**હું આજે પુનઃ તે પહેરેગીરને દયાળુ જાણી તેને પગે પડી. તેની બહુ પ્રાર્થનાઓ કરી જોઇ પરંતુ તેના હૃદયમાંથી લગીરે દયાનો પ્રવાહ પ્રવાહિત ન થયો. તો પણ જ્યારે હું તેને પગે પડી અને મારી પુત્રી માટે જ્યારે અમર્યાદિત વિલાપ કર્યો ત્યારે તેની આંખો-માંથી આંસુ આવ્યા વિના રહ્યાં નહીં. મને લાગે છે કે તેને પણ બાળબચ્ચાંઓ હશે, તેથીજ મારો વિલાપ સાંભળી તેને કંઇક થયું. પણ તેની મુગ્ધતાથી મને ભય લાગે છે. તે વિચિત્ર મુખમુદ્રા કરી પોતાની ગરદન ઉલાળે છે, તે જોઇને હું થરથર ધ્રુજું છું. હું તેની સાથે કંઇક બોલવા માંડું છું, અથવા તેણે લાવી આપેલા લખવાના સાહિત્ય માટે તેનો આભાર માનું છું ત્યારે તે પેલી ગલી તરફ જુએ

છે અને ભયભીત થઈ જાય છે, તેથી મને એમ લાગે છે કે તેના માલેકનો તેની ઉપર પૂરેપૂરો વિશ્વાસ નહીં હોય. તેના દરેક કામ ઉપર બીજો કોઇ પણ નજર રાખતો હોવો જોઇએ અને તે શું શું કરે છે, તે જાણવા માટે પેલી ગલીમાં કોઇ પણ બીજો માણસ આવીને ઉભો રહેતો હશે; તેની મુગ્ધતા અને વિલક્ષણ થતી મુખ-મુદ્રાનું એજ કારણ હોવું જોઇએ. જો કદાચિત્ તેને સમય મળશે તો તે મારી પાસે આવી સમાધાનની બે વાતો કહી મારા મનનું સાંત્વન કરશે. કદાચિત્ મારી મુક્તતાનો માર્ગ પણ બતાવશે.

આ નવીન વિચારો મારાં અનેક ઉપાધિઓથી ભરેલા ઉર ઉદધિમાં ઉત્પન્ન થતાંજ મને જરા શાંતિ થાય છે. ઠીક છે પણ હું આ બધું અહીં શા માટે લખી રાખું છું? દરરોજ બનતા બનાવો લખી રાખવામાં મારો થોડો વખત વીતી જાય છે અને મારી વિપત્તિના વખતમાં હું મારા દુઃખને કંઈક ભૂલી જાઉંછું. એ શિવાય એક બીજો પણ હેતુ છે અને તે એ કે મારે આ ઠેકાણે કેટલાં દુઃખો ભોગવવાં પડયાં, કેટલી આપત્તિઓ અનુભવવી પડી, કેટલાં સંકટો સહન કરવાં પડયાં, તે આ પત્ર વાંચનારને જણાઇ આવે. હું આ પત્રો જ્યાં લખીને રાખું છું ત્યાંથી કયારેને કયારે પણ કોઇને જડી આવશેજ! જો તે મનુષ્ય ન્યાયી હશે તો મારા અકાળ અને ભયાનક મરણ માટે મારા દુસ્મનને શિક્ષા કર્યા વિના રહેશે નહિ. મારા મરી જવા પછી મારો શત્રુ આ કારાગૃહની જાતેજ તપાસ કરે એ બનવું તદ્દન અસંભવિત છે અને મને ખાત્રી પણ છે કે તે નહિજ કરે.

જો તે પોતાનાં તમામ દુષ્ટ કૃત્યોમાં વધારે વધારો કરવા માટે આ સ્થળે બીજા કોઇ દુર્ભાગી પ્રાણીને લાવી રાખશે તો તે પ્રાણીને પોતાની ઉપર આવનારી મહાન્ મુશીબતોનું ભવિષ્ય ભાખવા આ પત્ર ભવિષ્યવાદીનું કામ બજાવશે.

* * * * * ઉપર વળી એક બીજો દિવસ થયો. આજે પુનઃ મારો દુશ્મન અહીં આવ્યો હતો. પહેલાંના જેવાં કટુ અને વિષમય વચનો વદ્યો. તેના તે શબ્દો સાંભળી મારૂં સર્વાંગ બળવા લાગ્યું. મેં ઉત્તર આપ્યો કે—

"ઓ બેવકુફ! મારા પવિત્ર પતિના રક્તથી ખરડાઇ કલંકિત થયેલા તારા હાથનો હું મારા શરીરને સ્પર્શ થવા દઇશ એ તને શું સત્ય લાગે છે અને લાગે છે તો શા ઉપરથી?" મારૂં આ ભાષણ સાંભળી તે ફરી બોલ્યો—

"નાદાન—નીચ નારી! તું જે શબ્દો ઉચ્ચારે છે તે બરાબર વિચાર કરીને ઉચ્ચાર! નહિ તો મારો ક્રોધ યમરાજ કરતાં પણ કરોડોગણો વધારે ભયંકર છે, તે તું સત્ય માનજે। તારા પતિના મૃત્યુનો દોષ તું મારા ઉપર શા માટે મૂકે છે? તારા પતિની ચોકસી તે પરમ પવિત્ર સ્વયંસિદ્ધ ન્યાયમંડળના ન્યાયાધીશે કરી અને તારો પતિ અન્યાયી ઠરવાથી તેને દેહાંતદંડની શિક્ષા કરી! એમાં મારો ક્યાં અને કયો, તેમજ કેવી રીતે અપરાધ કે દોષ છે તે તુંજ બતાવી શકીશ ખરી કે?" આ પ્રશ્નનો મેં જવાબ આપ્યો કે—"અરે દુષ્ટ, નરાધમ! આથી તું પોતે નિરપરાધી છે તેવી મને શી રીતે ખાત્રી થશે? તું કહે છે કે ન્યાયમંડળે ન્યાય કર્યો તે મારે પણ કબૂલ છે. પણ તેમને ન્યાયમંડળનું તેડું ક્યારે આવ્યું હતું? તેમનો ન્યાય કરનાર ન્યાયાધીશ કોણ હતો? ન્યાયસભા ભરવાનાં જે બે સ્થાનો છે, તે બેમાંથી તેમને દેહાંતદંડ દેવાની વખતે કયે સ્થાને ન્યાયસભા ભરાઈ હતી?" મારૂં આ ભાષણ સાંભળી તે જરા અચકયો અને બોલ્યો—"જો, હું તારી સાથે નકામો વાદવિવાદ કરવા માટે અહીં આવ્યો નથી. કેટલીક શરતો કબૂલ કરવાથી તારી પ્રિય પુત્રી તને પુનઃ પ્રાપ્ત થશે અને તારા પ્રાણ પણ બચશે, તે કહેવા માટે હું

અહીં આવ્યો છું." મેં કહ્યું–" મારા પ્રાણપતિની ગેરહાજરીમાં મારે આ જંજાળી પ્રપંચમય જગતમાં જીવીને શું કરવું છે? આખી જિંદગી આ કારાગૃહમાં અને તારા સરખા નરપિશાચની સંગતિમાં વ્યતીત કરવા કરતાં મને મૃત્યુ અધિક પ્રિય છે!" ફરી તે બોલ્યો– "હઠ કરનારી વિષય–વિષારી વનિતા! પરિપૂર્ણપણે વિચાર કરવાને માટે હું તને ત્રણ દિવસની મુદત આપું છું. ત્રણ દિવસ પછી હું અહીં પાછો આવીશ. તે વખતે જો તું મારી મરજી મુજબ ચાલવા–વર્તવા કબૂલ થઇશ તોજ તારા પ્રાણ બચશે નહીં તો તારૂં આયુષ્ય પૂર્ણ થઈ ગયું છે, તે નક્કી માનજે." એમ કહી તે દુષ્ટ બળતો જળતો, હાથ પગ પછાડતો ચાલી ગયો. * * * * પહેલાં કહેલ પહેરેગીર આવ્યો. આજનાં જેટલો માયાળુ તે કયારે પણ જણાયો કે દેખાયો ન હતો. આ ભયંકર સ્થાનમાંથી મુક્ત કરવા હું તેને પગે પડી. તેણે મને ધીમેથી કહ્યું–" મહારાણી સાહેબ! તમારે માટે મારા ચિત્તમાં કેટલી બધી ચળવળ થાય છે તે હું તમને કેવી રીતે કહી બતાવું? મારો માલેક જો કે મારા વિશ્વાસુપણા માટે જરાએ શંકા જણાવતો નથી તોપણ તેનો મારા ઉપર વિશ્વાસ નથી, એ હું ઘણી સારી રીતે જાણું છું. મારી ઉપર પણ કોઇને કોઈ માણસ નજર રાખતો હોય છેજ. આજે હું સમય સાધી આપની પાસે હાજર થયો છું." મેં તેને પૂછ્યું–" ભાઇ! મારી પ્રિય પુત્રી કયાં છે?" તેણે જવાબ આપ્યો કે "સરકાર તે આપની પુત્રી સુખરૂપ છે અને અત્યારે * * * * * * *" હવે મારા મનમાં ફક્ત એકજ ચિંતા બાકી રહેલી છે અને તે એકે આજે નહીં તો કાલે અથવા ગમે ત્યારે મારી લખેલી આ કઠિન કર્મની કષ્ટદાયક કર્મકથાનો લેખ કોઈના પણ હાથમાં જશે ખરો! તેને મારા પાતિવ્રત્ય માટે અભિમાન–ગૌરવ ઉત્પન્ન થશે, અને તે દુષ્ટના અન્યાયનો તેને તિરસ્કાર આવશે. તે લેખ વાંચનાર અમારા પતિપત્નીના આકસ્મિક અકાળ મૃત્યુનો

બદલો અવશ્ય લેશે. પહેરેગીરે જે કંઇ કહ્યું તે ઉપરથી લાગે છે કે "મારી વ્હાલી બાળા સુરક્ષિત છે. તેને તે દુષ્ટો તરફથી હવે દુઃખ પહોંચી શકે, એવો સંભવ પણ નથી. હે દયાઘન દયાળુ દેવાધિદેવ! મારી પુત્રીનું કલ્યાણ કરજે! તે કયાં માતાપિતાની પુત્રી છે તે પણ સમજાય તેમ કરજે!"

મારા પતિનું ખૂન કરનાર તે દુષ્ટ નરપશુએ મને મૃત્યુનો ભય દેખાડયો છે, છતાં પણ મારૂં ચિત્ત અનીતિ કે ભ્રષ્ટતા તરફ નહી વળે તે નહીંજ વળે! આખરે મેં શો નિશ્ચય કર્યો તે પૂછવાને તે નીચ નર અહીં આવશે. હવે હું મરવા માટે તૈયાર થઇ ગઈ છું! આજે મારી દ્રષ્ટિ સામેના સર્વ પદાર્થો મને અશુભ સૂચક જણાય છે. પહેલાંનો પહેરેગીર પણ બદલાઇ તેને ઠેકાણે બીજો પહેરેગીર આવ્યો હોય એમ લાગે છે. આ નવીન પહેરેગીરની મુખમુદ્રા મને બહુજ અમંગલ, ભયસૂચક–અશુભ દર્શક, ભયંકર અને કરાળ કાળ જેવી વિક્રાળ લાગે છે. મેં તેને બહુ બહુ–હદ ઉપરાંત પ્રાર્થના કરી–કાલાવાલા કર્યા, ખોળો પાથર્યો છતાં તે એક શબ્દ પણ ઉચ્ચારતો નથી. કેવો નિષ્ઠુર દયાહીન પાષાણહૃદયી પુરૂષ! હે કૃપાળુ કિરતાર! આજે આ બારીમાં ઘુવડ બેઠેલો છે અને તે ધોળે દિવસે–ખરે બપોરે ઘુત્કાર શબ્દ–કર્ણ કઠોર શબ્દો બોલે છે! હે પ્રાણી જો કે તું બીજા મનુષ્યોની દ્રષ્ટિએ અશુભ પ્રાણી છે છતાં મારી નજરે તો તું આજે શુભ જણાય છે. તારો શબ્દ મને પ્રત્યક્ષ મૃત્યુના દૂત જેવો લાગે છે! અને લોકો પણ કહે છે કે, ઘુવડનો શબ્દ એ મૃત્યુનો દૂત છે. જો એ લોકોક્તિ ખરી હોય તો તે (મૃત્યુ)માં મને ઘણો આનંદ છે. આપત્તિનાં અશ્રુઓ વડે આર્દ્ર થયેલા આ પત્રની ઉપર મેં જે શબ્દો લખ્યા છે, તે મારૂં લખાણ છેવટનુંજ છે. હવે પછી મારી એવી સ્થિતિ થશે કે જેથી હું લખવાની સ્થિતિમાં પણ રહીશ નહીં. આજે

બે મહિના થયા મેં જે દુઃખો ભોગવ્યાં છે—સંકટો સહન કર્યાં છે, તે મારી સર્વે વિપત્તિઓનો આજે અન્ત થશે. આ હકીકત લખતાં પ્રારંભમાંજ મેં જે વાતનો ઉલ્લેખ કર્યો છે. તે તદ્દન × × × ×”

એ પછી પણ બીજી હકીકત લખેલી હતી. તે ઉકલે તેવી ન હોવાથી રાજકુમારી મધુરી આગળ વાંચી શકી નહીં. આ લેખ વાંચીને પૂર્ણ થતાંજ મધુરી પોતાના મન સાથેજ બોલવા લાગીઃ— “હાય, હાય! બિચારી દીન અબળા! બિચારી દુઃખથી કેવી હેરાન હેરાન થઇ ગઇ હતી! જે ભયંકર સંકટની તુટક હકીકત આ પત્રોમાં લખી છે, તે સંકટો કેટલાં સખ્ત હોવાં જોઇએ! લોકોમાં કોઈ કોઈ વખતે જે વાતો સાંભળવામાં આવે છે, તેના સંબંધનીજ આ હકીકત હોવી જોઇએ. જો આ હકીકતની આરંભનો ભાગ ખરાબ થયો ન હોત તો, તમામ હકીકત સ્પષ્ટ સમજી શકાત. અરેરે! આ તેની દયાજનક હકીકત ઉપરથી તો જણાય છે કે તેની ઉપર અમાનુષિક વિપત્તિઓના વરસાદ વરસાવવામાં આવ્યા હશે. તે બિચારી દીન અબળાને છળનારો નરાધમ મનુષ્ય નહીં પણ કોઈ નરરાક્ષસ હોવો જોઈએ.

ઉક્ત લેખ સંબંધી અનેક પ્રકારના વિચાર તેના મનમાં ઘોળાતા હતા. તે સમયે ભદ્રદુર્ગના અધિપતિ મહારાજા અજીતસિંહના સંબંધમાં તેણે બાલ્યાવસ્થામાં જે જે વાતો સાંભળી હતી તે સર્વનું તેને સ્મરણ થઇ આવ્યું. તે જેમ જેમ વિચાર કરવા લાગી તેમ તેમ રાજા અજીતસિંહનો વાંચેલા પત્રની સાથે સંબંધ બેસવા લાગ્યો. પ્રસ્તુત લેખ લખી મૂકનારી સ્ત્રી તે બીજી કોઈ નહીં પણ મહારાજા અજીતસિંહની મહારાણી કાંચનમાલાજ હોવી જોઇએ. એમ તેને નક્કી સમજાયું. જેનું ન્યાય મહામંડળના હુકમથી ખૂન થયું તે તે લેખિકાના પતિ મહારાજા અજીતસિંહજ હોવા જોઇએ એવું તેણે અનુમાન કર્યું. રાજા

અજીતસિંહ બહુજ સદ્ગુણી અને પ્રજાપાલનના કાર્યમાં બહુજ તત્પર રહેતો. એ બાબતમાં હજુ પણ હયાત રહેલા વૃદ્ધ પુરૂષો તેની કીર્તિનું ગુણગાન કરતા હતા. તે બીને છળનાર અને પોતાને આ ભયંકર સ્થિતિમાં લાવી રાખનાર ચંડપ્રદ્યોતજ હોવો જોઇએ, એમ તેના મનમાં ખાત્રી થઈ. આવી રીતે તે હસ્તલેખના સંબંધમાં ઘણો ખરો મેળ રાજકુમારીએ પોતાના મન સાથેજ નક્કી બેસાડી લીધો.

પોતાની સાથે તેણે કરેલા જુલ્મી વર્તન માટે તેની ઉપર તેને તિરસ્કાર આગ્ગોજ હતો પણ ઉપરની હકીકત વાંચ્યા પછી ચંડપ્રદ્યોત એ મનુષ્ય નથી પણ કોઇ દુષ્ટ નરરાક્ષસ છે—દૈત્ય છે, એ તેણે પોતાના મન સાથે નક્કી કરી લીધું. તે ભ્રાતૃઘાતક—ભ્રાતૃ વધ કરનાર નીચ નરનો પોતાને થોડોજ સંગ—સંસર્ગ થયો તે માટે તેના કોમળ અંતઃકરણને અતિશય ખેદ થયો—અતરમાં આપત્તિનો આકસ્મિક આઘાત થયો. આથી પોતે તે દુષ્ટ પાસેથી દૂર ક્યારે થશે, એ બાબતમાં તે બહુજ ઉતાવળી થઈ ગઇ. ત્યાંથી નીકળી જવા માટે તેનું ચિત્ત બહુજ ઉત્સુક થઇ ગયું. તે બહુજ ઉત્કંઠાથી મધ્યરાત્રી થવાની અને ચૈતન્યના આવવાની માર્ગ પ્રતીક્ષા કરવા લાગી.



## પ્રકરણ ૨૨ મું.



### બરાબર બાર વાગે.

દુર્ગની દેવડી ઉપરના પહેરેગીરે અગિઆરના ટકોરા કર્યા તેના અવાજથી—તે નિઃસ્તબ્ધ રાત્રિ હોવાથી—આખો કિલ્લો ગાજી ઉઠયો. આ સમયે સશંક ચિત્તે રાજકુમારી મધુરી પલંગ ઉપર બેસી ચૈતન્યની રાહ જોવા લાગી. કલાક પછી પહેરેગીરે બારના ટકોરા વગાડતાંજ મધુરીના ઓરડાનો દરવાજો ઉઘડયો અને પોતે આપેલા વચન પ્રમાણે

ચૈતન્ય બરાબર બારવાગે મધુરીની સમક્ષ આવી ઉભો રહ્યો. તે બોલ્યો– "મારા હૃદયની દેવી મધુરી ! હું મારા વચન પ્રમાણે બરાબર બાર વાગે આવી તારી સમક્ષ હાજર થયો છું."

"મને તમારો પાકો વિશ્વાસ હતો કે તમો તમારા વચન પ્રમાણે સમય પર આવીને હાજર થવા ચૂકશોજ નહિ. પણ પ્રિયતમ ! તમે કયે માર્ગે અહીંથી મારો છુટકારો કરશો ? તમો પોતે પણ આટલા બધા પહેરેગીરોની આંખોમાં ધૂળ નાંખી અહીં શી રીતે આવી શકો છો ? આ મારા પ્રશ્નો આપને ગાંડાઈભરેલા લાગશે પણ તે બાબતમાં મને કંઇ પણ સમજણ ન પડવાથી મારૂં ચંચળ ચિત્ત ચગડોળે ચઢે છે."

"મધુરી ! મેં અહીંના પહેરેગીરોને ભરપૂર લાંચ આપી મૂકી છે. તેમજ તે ડોસી કાત્યાયની સૂતી એટલે તો મડદા જેવીજ થઇ જાય છે." ચૈતન્યે ઉતાવળથી ઉત્તર આપતાં ખુલાસો કર્યો.

ચૈતન્યના ઉત્તરથી તેના મનનું સારી રીતે સમાધાન થઈ ગયું. ચૈતન્યનું કથન સયુક્તિક અને સંભવનીય હતું તેથી તેની સાથે ત્યાંથી નિકળી જવા તેણીએ જરાએ આનાકાની કરી નહીં. ચૈતન્યે પોતાના શરીર ઉપરનો કાળો ઝબ્બો તેના શરીર ઉપર નાંખ્યો અને તે વડે સર્વાંગ ઢાંકી લેવાનું તેને કહ્યું. રાજબાળા મધુરીએ પણ તે ઝબ્બાથી પોતાનું શરીર વિંટાળી લીધું અને તે છૂપા પત્રો પણ પોતાની સાથે લઇ લીધા. પછી તે બોલી "પ્રિયતમ ! હું સર્વ રીતે તૈયાર છું."

"હું આગળ થાઉં છું. તું મારી પાછળ પાછળ ચુપચાપ ચાલી આવ. તને કોઈ પણ અટકાવી શકશે નહીં અને કોઇ કાંઈ પણ પૂછી શકશે નહીં !"

આ શબ્દો ચૈતન્યે એવી રીતે ઉચ્ચાર્યા હતા કે તે સાંભળતાંજ તેના કથન ઉપર રાજબાળાને વિશ્વાસ બેસી ગયો. તે બન્ને કાત્યાયનીના ઓરડામાંથી બહાર નિકળી પડયાં. આ સમયે કાત્યાયની

ગાઢ નિદ્રામાં શાંત ચિત્તે સૂતી હતી. તે બન્ને દેવડી ઉપર આવ્યાં. આ સ્થળે નાગી સમશેર ખાંધે રાખી પહેરેગીરો આમથી તેમ અને તેમથી આમ ફરતા હતા. પહેરેગીરને જોઇ રાજકુમારી જરા અચકાઇ; પણ ચૈતન્યે તેનો હાથ પોતાના હાથમાં લઇ દબાવી પોતાના હોઠ ઉપર આંગળી રાખી આજ્ઞાદર્શક મુદ્રાએ તેને ચૂપ રહેવાની ઈશારત કરી. તેનો હાથ પકડી તે બહારના આંગણામાં આવ્યો. બન્ને પહેરેગીરના પાસેથી ચાલી ગયાં એ વાત પહેરેગીરના ધ્યાનમાંજ નથી, એમ દેખાયું. આ વખતે એક બાબતમાં રાજકુમારીને બહુજ ચમત્કાર લાગ્યો. પોતે અને પોતાનો પ્રિયતમ એટલાં બધાં જલદીથી ચાલ્યાં જાય છે છતાં પગનો અવાજ થતો નથી એ શું હશે? સમય મધ્યરાત્રિનો હોવાથી ચારે તરફ શૂન્યતા, શાંતતા અને નિઃસ્તબ્ધતાની છાયા છવાઇ ગઇ હતી. તેણે ચૈતન્યની સાથે ભાષણ કરતાં જે ભલતીજ શંકાઓનો ઉલ્લેખ કર્યો હતો, તેજ શંકાઓ ફરી તેના મનમાં આવવા લાગી. તેના હૃદયમાં ભય ઉત્પન્ન થયો અને પોતાને મૂર્છા આવતી હોય, તેમ તેને લાગ્યું; પણ એટલામાંજ ચૈતન્યે તેની તરફ અભય દ્રષ્ટિથી જોઈ તેને ધીરજ આપી તેથી તેનું ચિત્ત ફરી સ્થિર થયું. તે બન્ને કિલ્લામાંથી બહાર નિકળ્યાં. ત્યાંથી ઉતરવાના માર્ગનો પ્રારંભ થયો. તે માર્ગે બહુજ આગળ ગયા પછી દૂર્ગનો પ્રચંડ દરવાજો દ્રષ્ટિગોચર થયો ચૈતન્ય ત્યાં આમ તેમ ન જોતાં દરવાજાનું તાળું ઉઘાડી મધુરી સાથે બહાર નિકળી આવ્યો. તે વખતે તાળું ઉઘડવાનો બિલકુલ અવાજ પણ થયો ન હતો. આ વાત પણ રાજકુમારીના ધ્યાનમાં આવ્યા વિના રહી નહીં.

દૂર્ગના મુખ્ય દ્વારમાંથી બહાર નિકળ્યાં ત્યારે ત્યાં બે સશસ્ત્ર પહેરેગીરો આપસમાં વાતચિત કરતા બેઠા હતા. બન્ને જણાંઓ—ચૈતન્ય અને મધુરી—ત્યાંથી બેધડક આગળ ચાલ્યાં ગયાં તો પણ તે પહેરેગીરોની દ્રષ્ટિ સરખી તેમના તરફ ન ગઈ! તેમજ ઉભવના ચાલી

જવાથી તેઓની વાતચિતમાં પણ જરાએ વાંધો ન આવ્યો. એ વાત મધુરીના ધ્યાનમાં આવ્યા વિના ન રહી. કિલ્લામાંથી બહાર નિકળ્યા પછી વાંકો—ચુકો રસ્તો આવ્યો. આ રસ્તો પગલે પગલે નીચાણ તરફ જતો હતો. આ રસ્તાની બન્ને બાજુએ મોટી મોટી દિવાલ હતી અને તે ઉપર વચમાં વચમાં બુરજો બાંધેલા હતા. કેટલાક ઠેકાણે બુરજો તરીકે મોટી ઇમારતો હતી. તે ઇમારતો પ્રાતઃકાળમાં થયેલાં વાદળાંઓથી જમીન દોસ્ત જેવી થઇ ગઈ હતી અને તેનો કાટ—અમારાં બન્ને મુસાફરો જે વાંકા—ચુકા રસ્તે થઇ જતાં હતાં તેજ રસ્તામાં આવી પડ્યો હતો. દુર્ગનું આ દારૂણ દ્રશ્ય જોઈ મધુરીના અંતઃકરણમાં ભયનો સંચાર થયો. તેણે પાછળ વળી તે પહેરેગીરો તરફ જોયું. એટલામાં ધીમેથી ચૈતન્યે તેનો હાથ દબાવ્યો. તેથી તેનો ભય જરા ઓછો થયો. તે વાંકો—ચુકો માર્ગ પૂરો થતાંજ બીજો એક દરવાજો આવ્યો. ચૈતન્યે પહેલા દરવાજાની માફક બીજો દરવાજો પણ ઉઘાડ્યો. તેમાંથી બહાર આવતાંજ ફરી તે દરવાજો જેમ હતો તેમ બંધ કરી દીધો. બન્ને આગળ ચાલ્યાં. તેઓ બન્ને આ સમયે દુર્ગદ્વાર અને ખાઇની વચમાંની ખુલી જગ્યામાં ઉભાં હતાં. સામેની ખાઈ પરિપૂર્ણપણે પાણીથી ભરેલી જોઈ, તેમાંથી આગળ શી રીતે જવાશે, એ ચિંતા મધુરીને થઈ. ચૈતન્યની મુખમુદ્રા ઉપર ચિંતાનું જરાએ ચિહ્ન જણાતું ન હતુ. આગળ શું કરવું, એ તે ઘણી સારી રીતે જાણે છે એમ મધુરીને જણાઇ આવવાથી તેને બહુજ આશ્ચર્ય લાગ્યું. ચૈતન્યે તેને દિગ્મૂઢ થએલી જોઈ કહ્યું—"પ્રિયે ! આપણે હવે નૌકામાં બેસી ખાઈ ઓળંગી પેલી તરફ જવાનું છે. પેલી નૌકા જોઇ? તેમાં બેઠેલો ખારવો આપણી રાહ જોઇ ત્યાં રોકાયો છે." બન્નેમાં ઉક્ત ભાષણ થાય છે ત્યાં તો તે નૌકામાંના ખારવાએ તે બન્ને જ્યાં ઉભાં હતાં ત્યાં પાસેજ સગવડ વાળી જગ્યાએ નૌકા લાવી ઉભી કરી. ચૈતન્યે પોતાના હાથનો ટેકો આપી પ્રથમ મધુરીને નૌકામાં

બેસાડી અને પોતે પણ બેઠો. તે નૌકામાં બેસતાંજ મધુરી બેશુદ્ધ થઇ ગઈ. શુદ્ધિમાં આવતાં તેને પોતાનો કષ્ટમય કારાગૃહમાંથી છૂટકારો થયો તેથી અતિશય આનંદ થયો. તેમજ તે ભયંકર ભદ્ર દુર્ગમાંથી–પોતે જે ઓરડામાં હતી તેમાંથી બહાર નિકળી ત્યારથી નૌકામાં બેસતાં સુધી બનેલા અનેક ભયાનક બનાવોથી તેનું ચિત્ત એક સરખી રીતે ભ્રમણ કરતું હતું. નૌકામાં બેસતાંની સાથેજ પોતાની મુક્તતાના વિષયમાં તરતમાંજ બનેલા ચમત્કારિક બનાવો અત્યંત ત્વરાથી તેના મનમાં આવવા લાગ્યા. અને તેથીજ તે પોતાના દેહભાનને ભૂલી ગઈ! તો પણ ચૈતન્યે તેના કાનમાં એક બે પ્રેમની વાતો કહી, તેના મસ્તક ઉપર થોડુંક શીતળ જળ છાંટયું એટલે તે ફરી શુદ્ધિમાં આવી. ધનુષ્યમાંથી છૂટેલા બાણુની જેમ તે નૌકા એકદમ નિશ્ચિત સ્થાને જઈ પહોંચી. જ્યાં નૌકા જઈ ઉભી રહી તે જગ્યા પણ સગવડ વાળી હતી. પ્રથમ ચૈતન્ય નૌકામાંથી ઉતર્યો. પછી હોંશિયારીથી મધુરીને પણ કિનારે ઉતારી. તેઓ બન્ને ખાઇની પેલી તરફ સુખરૂપ આવી પહોંચ્યાં. ત્યાર બાદ ચૈતન્યે મધુરી પ્રત્યે કહ્યું:–

"પ્રિય મધુરી! હવે તું સર્વે સંકટોમાંથી મુક્ત થઇ ચૂકી છે. હવે તને પેલા ચંડપ્રદ્યોત તરફથી જરાએ ભય નથી."

તેના આ પ્રોત્સાહજનક શબ્દો સાંભળી મધુરીને અત્યંત આનંદ થયો. તેના મનમાં જે જે સંશયો ઉત્પન્ન થયા હતા તે સર્વે દૂર થઈ ગયા અને જે જે ભીતિઓ લાગતી હતી તે પણ અદ્રશ્ય થઈ ગઇ. તેની આનંદિત મુખમુદ્રા જોઈ ચૈતન્યે પણ એક મધુરૂં સ્મિત કર્યું અને બોલ્યો–"હવે આપણુને ફક્ત સામેની ઝાડી સુધીજ ચાલતાં જવું પડશે. અત્યારે અંધકાર બહુ છે તેથી તને બરાબર માર્ગ દેખાશે નહિ, માટે તું મારો હાથ પકડ એટલે હું તને સાચવીને ત્યાં સુધી લઇ જાઉં!" ચૈતન્યનું આ કથન સત્ય હતું. તેઓ બન્ને

જે રસ્તે જતાં હતાં તે રસ્તો બહુજ ખડબચડો હતો, છતાં પણ તેઓ પોતાના ધારેલા સ્થાને સત્વર આવી પહોંચ્યાં. ત્યાં એક ઝાડની સાથે બે ઉત્તમ ઘોડાઓ બાંધેલા હતા. તે ઘોડાઓ પાસે તેમને સાચવનાર કોઈ પણ માણસ નહોતો. ચૈતન્યે હાથનો ટેકો આપી એક ઘોડા ઉપર મધુરીને બેસારી અને બીજા ઉપર પોતે બેઠો. તેણે મધુરીના ઘોડાની લગામ પોતાના હાથમાં લીધી અને ઘોડાઓ ચલાવ્યા. તે ઘોડાઓ મધ્યમ વેગથી રસ્તો કાપતા કાપતા આગળ ચાલ્યા જતા હતા. કષ્ટમય કેદખાનામાંથી છુટકારો થવાથી થયેલો આનંદ, મન્દ મન્દ આવતા પવનની લહેરીઓ, પ્રિયજનનો સુખદ સહવાસ અને પરમપૂજ્ય પિતાનાં દર્શન કરવાની ઉત્કટ ઉત્કંઠા આદિથી તેના—મધુરીના મનમાં—શરીરમાં—એક જાતના ઉમંગનો ઉદ્‌ભવ થયો. ઘોડાના ડાબલાઓનો અવાજ તથા પવનના જોરથી એક બીજાને અથડાતી વૃક્ષોની ડાળીઓના થતા ખખડાટ તરફ તેનું ચિત્ત ખેંચાવાથી એટલો વખત તેના મનમાં જરા તરા જે ભય બાકી રહી ગયો હતો તે નિર્મૂળ થઇ ગયો. તે સ્મિત વદને પોતાના પ્રિયતમ તરફ જોવા લાગી. પ્રવાસ કરવાથી લાગેલો થાક ઉતારવા ચૈતન્યે થોડો વખત ઘોડા ઉભા કર્યા. ત્યારે મધુરી બોલી—" મારી થયેલી સ્થિતિ ઉપરથી આપને લાગતું હશે કે હું બીકણ છું, પણ પ્રિયતમ હું ખરૂંજ કહું છું કે કિલ્લામાંથી બહાર નિકળી ખાઇની આ તરફ આવી પહોંચવા સુધીમાં મારી સ્થિતિ બહુજ વિચિત્ર થઇ ગઇ હતી. મારા મનમાં ભલતી અવનવી કલ્પનાઓ ઉદ્‌ભવતી હતી અને મારા અંતઃકરણમાં અનેક જાતની વેદનાઓ થતી હતી. તેના જેવી સ્થિતિ મેં મારા જન્મારામાં કોઈ પણ કાળે, અરે ! સ્વપ્નમાં પણ—અનુભવી ન હતી."

આ સમયે ચંદ્રનો ઉદય થયો હતો. આસપાસના પદાર્થો સ્પષ્ટ દેખાતા હતા. મધુરીની મનમોહક મુખમુદ્રા પણ ઉલ્લાસિત દેખાતી

હતી. તેના તે મનોહર મુખ તરફ દ્રષ્ટિ કરી ચૈતન્ય બોલ્યો—" એવી કઈ અવનવી કલ્પનાઓ તારા અંતઃકરણમાં ઉદ્‌ભવતી હતી ? "

" જાઓ, જાઓ ! તે હું તમને કહેવાની નથી તો ! તે કલ્પનાઓ એટલી બધી તો મૂર્ખતાથી ભરેલી હતી કે જો હું તે તમને કહીશ તો તમે મારી મસ્કરી કરી મને મૂર્ખમાં ગણી કાઢશો ! "

" હું તારી કલ્પનાઓ ઉપર જરાએ ટીકા કરીશ નહિ પછી કાંઇ ? મનુષ્ય મુશીબતમાં પડયો એટલે તેને સારી કે નઠારી કલ્પનાઓ તો થવાનીજ ! તે માટે શું હું તને દોષ દઈશ ? નહીંજ ! "

" જ્યારે આપણે કિલ્લામાંથી બહાર નિકળ્યાં ત્યારે આપણાં પગલાંઓનો કે વસ્ત્રોનો કે શ્વાસોશ્વાસનો કશાનો પણ જરાએ અવાજ સંભળાયો નહિ. તેનું શું કારણ હશે એમ હું વિચારતી હતી."

" તેનું કારણ એટલુંજ કે આપણાં અંતઃકરણો ભયથી વ્યાપ્ત થએલાં હતાં અને આપણે બહુજ સાવચેતીથી ચાલ્યાં આવતાં હતાં. આપણે દરેક ડગલું બહુજ સંભાળથી ભરતાં હતાં તેથી આપણાં પગલાંનો અવાજ થતો નથી એમ આપણા મનને લાગતું હતું. હવે આપણે વાતોમાંને વાતોમાં વખત ન વીતાવતાં આગળ ચાલવા માંડવું જોઇએ. આપણને જેટલી વિશ્રાંતિ મળી છે તેટલી બસ છે. હવે બીજા કલાક બે કલાકમાં તો આપણે કાંચનપુરની ભાગોળે જઇ પહોંચીશું." એ શબ્દો જ્યારે ચૈતન્ય બોલતો હતો ત્યારે તેની તરફ જો મધુરીનું લક્ષ્ય હોત તો તે ચૈતન્યની મુખમુદ્રા તે સમયે કેટલી વિલક્ષણ થઇ હતી તે જોઈ શકત. "

પુનઃ તેઓ ઘોડાઓને સપાટાબંધ ચલાવવા લાગ્યાં. ચૈતન્યે પ્રથમ કરેલા અનુમાન પ્રમાણે દોઢ કલાકમાં તેઓ કાંચનપુરની ભાગોળે આવી ઉભાં રહ્યાં. ત્યાર પછી મધુરી બોલી—" ભગવાન્ શ્રી કાળકાલેશ્વરની કૃપાથી આપણે અહીં સુધી તો સુખેથી આવી પહોંચ્યાં. તે શ્રી

કુળદેવીનો આ મહાન્ અનુગ્રહજ સમજવો જોઇએ." તે આ શબ્દો ઉચ્ચારતી હતી ત્યારે તેની નજર ચૈતન્યની મુખમુદ્રા તરફ હતી. તેના શબ્દો સાંભળતી વખતે ચૈતન્યની મુખમુદ્રા એવી વિચીત્ર દેખાતી હતી, કે તે જોઇ મધુરીને પણ ભય લાગ્યો. તે બોલી–" નાથ ! તમે આમ કેમ કરો છો ? તમને શું થાય છે ?"

તેટલામાંજ ચૈતન્યે પોતાની વિચીત્ર થએલી મુખમુદ્રાને શાંત કરી લીધી અને તે બોલ્યો–" કાંઇ નહીં. પેલી તરફ કોઇનો સંચાર થયા જેવું લાગવાથી હું એકાએક ચમકી ગયો, પણ તે તરફ તો કોઈ નથી. તે કેવળ ભ્રાસજ હતો તેથી હવે ડરવાનું કાંઇ પણ કારણ નથી. પ્રિયે, મધુરી ! હવે હું થોડા વખત માટે તારી રજા લઇશ. પહેલાં જે એક ગરીબ દરિદ્રી વિદ્યાર્થી હતો તેણેજ મહારાજા ચંદ્રસેનની પ્રિય પુત્રીને કારાગૃહમાંથી છોડાવી છે, તે વાત તારા પોતાના મુખથી જ્યારે તારા પિતા સાંભળશે ત્યારે તેઓ કેટલો આશ્ચર્ય પામશે ? કાંચનપુરના રિવાજ મુજબ હવે તરતમાંજ મહાન્ મહોત્સવ થશે, તે સમયે હું ત્યાં આવીશ અને આપણ બન્નેનો ફરીથી ત્યાં મધુર મેળાપ થશે." એટલું કહી ચૈતન્યે પોતાના ઘોડાના બોગીરે બાંધેલો શંખ છોડી તેનો પ્રચંડધ્વનિ કર્યો. ત્યાર પછી થોડાજ વખતમાં પેલી તરફના કિનારે એક પહેરેગીર આવીને ઉભો રહ્યો. તેણે "કોણ છે ?" એવો પ્રશ્ન કર્યો. તેનો ઉત્તર મધુરીએ પોતેજ આપ્યો. મધુરીનો સ્વર પહેરેગીર ઓળખતો હતો તેથી તેનો ( મધુરીનો ) સ્વર સાંભળતાંજ તેણે તરત ખાઈ ઉપર પુલ નાંખ્યો અને દરવાજો પણ ઉઘાડયો. પછી ચૈતન્યે મધુરી પ્રત્યે કહ્યું–" મધુરી ! હવે હું રજા લઉં છું. હું મારા વચન પ્રમાણે થનાર મહાન્ મહોત્સવને સમયે આવી તને મળીશ."

મધુરીએ ઘણાજ પ્રેમથી તેને રજા આપી અને પોતે પુલ ઉપર

થઇને કિલ્લામાં ગઇ. કિલ્લામાં દાખલ થતાંની સાથેજ ખાઇ ઉપરનો પુલ ઉપાડી લેવાનો અને દુર્ગનો દરવાજો બંધ કરી લેવાનો અવાજ ચૈતન્યને સંભળાયો. પોતાની પ્રિય પત્નીને સુખરૂપ કિલ્લામાં પહોંચી ગએલી જોઈ ચૈતન્યે પણ ત્યાંથી પોતાનો ઘોડો મારી મૂક્યો અને પોતાની રાજધાની તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૩ મું.

### ભગવાન્ શ્રીકાલકાલેશ્વરનો મહોત્સવ.

પાછલા પ્રકરણમાં કહેલ બનાવને બે દિવસ થઇ ગયા. બીજા બે દિવસ પછી ભગવાન્ શ્રીકાલકાલેશ્વરના-દર વરસના રિવાજ પ્રમાણે-મહાન્ મહોત્સવનો પ્રારંભ થયો. આ મહોત્સવમાં કાંચનપુર રાજ્યમાંના મોટા મોટા સરદારો, જાગીરદારો, વેપારીઓ, શેઠ-શાહુકારો અને અનેક સુખી ગૃહસ્થો આવતા. આ મહોત્સવને લીધે કાંચનપુર નગરમાં પહેલેથીજ બહુ ગડબડ રહેતી. આ મહોત્સવના નિમિત્તે આસપાસના રાજ્યોમાંના પ્રતિષ્ઠિત મનુષ્યો કાંચનપુરના રાજ્યમાં આવતા અને ત્યાંના લોકોની સાથે સ્નેહ સંપાદન કરતા.

પોતાની પ્રિય પુત્રી દુશ્મનના હાથમાં સપડાઇ હતી છતાં પણ તે આ મહાન્ મહોત્સવની પહેલાંજ આકસ્મિક રીતે મુક્ત થઇ પાછી આવી તેથી આ વરસે ભગવાન્ શ્રીકાલકાલેશ્વરનો મહાન્ મહોત્સવ અત્યંત દબદબા અને ઠાઠમાઠથી ઉજવવાની કાંચનપુરપતિ મહારાજા ચંદ્રસેને ગોઠવણ કરી હતી. તે મહોત્સવમાં કોઇ પણ જાતની ખામી ન આવે તેટલા માટે છુટે હાથે પૈસો વાપરવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

ચંડપ્રદ્યોત રાજા ઉપર સ્વારી કરવાનો વિચાર હોવાથી આ પ્રસંગે પુષ્કળ સૈન્ય પણ એકઠું કર્યું હતું. પરંતુ વાદળાંઓનું તોફાન

થવાથી તે વિચાર બંધ કરવો પડયો હતો; છતાં પણ લાગ આવતાંજ તેની ઉપર ચઢાઈ કરી પોતાની પુત્રીની મુક્તતા કરવી, એવો મહારાજા ચંદ્રસેનનો વિચાર હજુ પણ કાયમજ હતો. પણ બીજે દિવસે પોતાની પુત્રી સુરક્ષિતપણે પાછી આવી મળવાથી તે વિચાર તેને માંડી વાળવો પડ્યો. જે કાર્યની સિદ્ધિ માટે ચંડપ્રદ્યોતની ઉપર ચઢાઈ કરવાનો વિચાર હતો તે કાર્ય સિદ્ધ થઇ જવાથી તેની ઉપર ચઢાઈ કરવાનું કાંઈ કારણ રહ્યું નહિ, તો પછી હવે નિરર્થક ચઢાઈ કરી વગર કારણે પ્રાણહાનિ શા માટે કરવી ? કદાચિત્ તે ઉદ્ધત રાજા પોતાની પુત્રીનું હરણ કરવા ફરી કાંચનપુર ઉપર ચઢાઇ કરે તો તેને પૂરેપૂરી શિક્ષા કરવા માટે પહેલાં જે સૈન્ય એકઠું કરવામાં આવ્યું હતું, તે તેણે હજુ પણ પોતાના કિલ્લામાંજ રાખી મૂક્યું હતું.

ભગવાન્ શ્રીકાલકાલેશ્વરનું ભવ્ય દેવાલય રાજમહેલની પાસેજ હતું. વાદળાંઓના તોફાનથી રાજમહેલ અને દેવાલયને જે કંઇ નુકશાન થયું હતું તે ફરીને નવેસરથી સમરાવી લેવામાં આવ્યું હતું. આ મહાન્ મહોત્સવને પ્રસંગે બન્ને ઇમારતોને બહુજ દબદબાથી શણગારવામાં આવી હતી. આ પ્રસંગે આવેલા મોટા મોટા માણસોને રાજમહેલમાંજ ઉતારો આપવામાં આવ્યો હતો. તેઓ મેમાન હોવાથી રાજ્ય તરફની મેમાનગિરીનો બહુ અચ્છી રીતે આનંદ લેતા હતા. તેઓને નવીન નવીન મિજબાનીઓનો આસ્વાદ ચખાડવા માટે રાજમહેલમાંના નોકરો ખંતિલા બની જઇ કામે લાગી ગયા હતા.

તે દિવસે રાત્રિને સમયે ભગવાન્ શ્રીકાલકાલેશ્વરના દેવાલયમાં બહુજ ઉત્તમ પ્રકારની રોશની કરવામાં આવી હતી. આ મહોત્સવને માટે બહુ દૂર દેશાવરથી ગવૈયાઓ, નાના પ્રકારનાં વાદ્યો વગાડનારાઓ, હરિદાસો, પુનશિકો, બાજીગરો, મદારીઓ, બહુરૂપીઓ, નટો અને

કલાવતીઓ આદિક ગુણીજનો પુષ્કળ આવ્યાં હતાં. તે તમામની બરદાશી કરવાનું કામ સેનાપતિ ખડ્ગસિંહને સોંપવામાં આવ્યું હતું. તમામને યોગ્યતા પ્રમાણે આશ્રય આપવામાં આવ્યો હતો. આ લોકો હમેશાં રાત્રે પોતાનાં સાજ સાથે દેવાલયમાં હાજર થતા તેથી દેવાલયમાં લોકોની બહુજ ભીડ થતી. ગુણીજનોનું કૌશલ્ય લોકો સારી રીતે જાણી કે જોઈ શકતા નહિ, તેમજ તેઓને પણ પોતાનું કૌશલ્ય લોકોને દર્શાવવા માટે ફુરસદ મળતી નહોતી. તેમાંના નામાંકિત ગુણીજનોનું કૌશલ્ય જોવા માટે તેમની સ્વતંત્ર બેઠકો પણ થતી. રાજમહેલમાંના મોટા લોકોનું મેમાનમંડળ ઉત્સવની ગર્દીમાં સામેલ થતું નહિ. તેમને મોજ મળે તે માટે તેમનાં મન રંજન કરવામાં સાધનો રાજમહેલમાંજ હાજર કરવામાં આવતાં. જે મનુષ્યો મહોત્સવમાં આવ્યા હતા તેઓમાંથી કેટલાકો તો પોતાની સ્ત્રીઓને પણ સાથે લાવ્યા હતા. તે સ્ત્રીમંડળની મેમાનગિરી કરવામાં પોતાની વિલાસવતી અને અશોકમાલા નામક સખીઓ સાથે રાજકુમારી મધુરી પણ સર્વ રીતે તત્પર રહેતી.

સરદાર ભદ્રસેન પણ હજુ કાંચનપુરમાંજ હતો અને તે મહારાજા ચંદ્રસેનની મેમાનગિરીનો ઉપભોગ લેતો હતો. આ સમયે તેનો પોશાક પહેલા કરતાં જરા વિશેષ કિંમતી હતો. પણ તેમાં બિલકુલ ડોળદમામ નહોતો. તેના સંબંધમાં વિશેષ વાર્તા કહેવામાં આવે તો તે એ હતી કે ગયા ત્રણ ચાર દિવસોથી અશોકમાલા સાથે તેની બે ત્રણ વાર મુલાકાત થઈ હતી. તે ઉભયને પરસ્પરના સહવાસમાં સુખ લાગવા માંડયું હતું. એ વાત મધુરીની જાણ બહાર નહોતી. મહોત્સવના પહેલા દિવસની રાત્રે ચંદ્રસેન મધુરીને મળ્યો અને તે પિતા પુત્રીમાં નીચે પ્રમાણેની વાતચિત થઇ.

" પ્રિય પુત્રી ! તારા મુખ ઉપર મને પહેલાંના જેવો આનંદ

જણાતો નથી. તું જ્યારથી પાછી આવી છે ત્યારથી ઉદાસ જણાય છે. આપણે ત્યાં મેમાનો આવ્યા છે, અને તું ઉદાસ રહે, એ મને ઠીક લાગતું નથી."

"પિતાજી ! મારી મુખમુદ્રા પ્રસન્ન નથી, એમ આપ કહો છો, પણ તે માટે હું નિરૂપાય છું—લાચાર છું. આપણે ત્યાં આવેલ મેમાનોને ખોટું લાગે તેવું વર્તન હું કંઇજ કરતી નથી, એમ મારી ખાત્રી છે. છતાં પણ કંઇ મારી ભૂલ થતી હોય તો તે આપ કહો એટલે હું સુધારી લઇશ."

"મેં તારા પેલા વિદ્યાર્થીને આ મહોત્સવમાં બોલાવ્યો નથી તેથી તને ખોટું લાગ્યું હોય, એમ દેખાય છે."

"હા ! પિતાજી, આપનું કથન સત્ય છે. જેણે દુષ્ટ ચંડપ્રદ્યોત રાજાના કારાગૃહમાંથી મને છોડાવી તેને તમારે ત્યાં આવા મહોત્સવ પ્રસંગે બોલાવવો જોઇતો હતો."

"તે મેં ન બોલાવ્યો તેથી તું એમ ન સમજીશ કે તેણે મારૂં જે મહાન્ જોખમ ભરેલું કાર્ય કર્યું છે, તેનું મહત્વ હું જાણુતો નથી. તું જે દિવસે અહીં આવી તેજ દિવસે સેનાપતિને મેં તેની પાસે મોકલ્યા હતા. તારી મુક્તતા કરવા માટે તેને બહુજ દ્રવ્ય ખર્ચવું પડયું હશે. તે ખર્ચેલા દ્રવ્ય ઉપરાંત તે માગે તેટલું દ્રવ્ય તેને વગર તકરારે આપવા મેં સેનાપતિને હુકમ કર્યો હતો. મને રહી રહીને હજુ પણ નવાઈ લાગે છે કે તને મુક્ત કરવા જેટલું દ્રવ્ય તે લાવ્યો ક્યાંથી ?"

"પિતાજી ! આપ સમજો છો તેટલા તેઓ કંઇ ગરીબ નથી. શા ઉપરથી હું એમ કહું છું, એ જો તમે પૂછશો તો તે હું કંઈ પણ કહી શકીશ નહિ; પણ મને ખાત્રી છે કે તેઓની સંપતિ, પદ્ધિ અને કુળ આદિક સર્વે ઉત્તમ છે, એમાં જરાએ શંકા નથી."

"પુત્રી ! એ બાબતમાં હું તારી સાથે વાદવિવાદ કરવા ઇચ્છતો નથી. કારણ કે પહેલાં કોઇ કારણ પ્રસંગે મેં તેના સંબંધમાં તપાસ કરી હતી. તે વખતે તેની બાબતમાં મને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી છે. તદુપરાંત તેનામાં અને મારામાં જે અંતર છે, તે ધ્યાનમાં લઇ મારા જેવા રાજાએ કૃતજ્ઞપણાથી જે કંઇ કરવું જોઇએ તે તમામ મેં કર્યું છે. સેનાપતિએ તેને ઘેર જઈ તેની મુલાકાત લીધી છે. મેં કહેલ હકીકત પણ તેને બહુ માનપૂર્વક જણાવી છે. તે સમયે તે યુવકે મગરૂરીથી તેને વિદાય કર્યો છે તો પણ હું તેને ભૂલીશ નહિ. કરેલા અપરાધ માટે ક્ષમા કરવી, કરેલા કામ માટે ઈનામ આપવું અને ભવિષ્યમાં તેનું રક્ષણ કરવું, એ મારૂં કર્તવ્ય છે અને તે હું કરીશ. પરમ દિવસે સેનાપતિની સાથે વાતચિત થઈ તે સમયે સેનાપતિએ તેનો થાગ લીધો તો જણાયું કે 'છીછરા પાણીમાં ખળભળાટ બહુ !' એવોજ પ્રકાર જણાયો છે."

તે પિતાપુત્રી જે દિવાનખાનામાં અત્યારે બોલતાં બેઠાં હતાં તેનો દરવાજો ઉઘડયો અને એક વૃદ્ધ ગૃહસ્થ ત્યાં આવ્યો. તેની ઉમર સાઠ વર્ષ કરતાં અધિક હતી. તેનું શરીર બહુજ કૃશ—દુર્બળ થઇ ગએલું હતું. તેના દાઢી—મુંછ અને મસ્તકના તમામ વાળોએ રૂપેરી વર્ણ ધારણ કર્યો હતો. તેની મુખમુદ્રા ક્રૂર અને વિકાળ દેખાતી હતી. આ વૃદ્ધ ગૃહસ્થને રાજમહેલમાં ગમે ત્યાં જવા આવવાની છૂટ હતી, તેથી તે રાજાની ચોકસી કરતો કરતો બેધડકપણે અંદર આવ્યો. તેણે અંદર આવતાંજ નમ્રતાથી રાજાને નમસ્કાર કર્યો. રાજાએ પણ માનપૂર્વક તેના નમસ્કારનો સ્વીકાર કર્યો. તેને ઉત્થાપન આપ્યું અને એક સુશોભિત આસન ઉપર બેસવા કહ્યું. આ વૃદ્ધ ગૃહસ્થ બીજો કોઈ નહીં પણ પ્રસ્તુત રાજાના રાજ્યનો મુખ્ય ન્યાયાધીશ હતો. સર્વથી મોટી ફરિયાદોનો ન્યાય કરવાનું કામ તેની પાસે આવતું.

ન્યાયાધીશ નિર્દેશ કરેલા સ્થાન ઉપર બેસી ગયા પછી રાજાએ તેને કહ્યું–" ન્યાયમંત્રી ! અમારી આ છોકરીના મનમાંથી તે ભીખારી વિદ્યાર્થીના સંબંધમાં ભરાઇ બેઠેલી ગાંડાઈ હજુ પણ જતી નથી. હું કયા વિદ્યાર્થીની બાબતમાં બોલું છું, તે તમારા ધ્યાનમાં આવ્યુંજ હશે; જે વિદ્યાર્થીને આપના હુકમથી કારાગૃહમાં રાખવામાં આવ્યો હતો ને જે ત્યાંથી એક બહુજ વિચિત્ર રીતે ન્હાસી ગયો હતો તેજ વિદ્યાર્થી !"

રાજાના આ શબ્દોનું પરિણામ ન્યાયાધીશના મન ઉપર બહુજ વિલક્ષણ થયું. તેના મુખ ઉપર જણાતી ક્રૂરતા એક ક્ષણમાં ઉડી ગઇ અને તે ભયભીત થયા જેવો દેખાયો. એવીજ સ્થિતિમાં થોડો વખત ગયા પછી તે બોલ્યો–" સરકાર ! હવે તેની બાબતમાં આપણે કંઈજ કરવા જેવું નથી. "

" હું પણ તે વિદ્યાર્થીના સંબંધમાં હવે તમને કંઈ કહેતો નથી. તે યુવકે દુષ્ટ રાજા ચંડપ્રદ્યોતના હાથમાંથી મારી પુત્રીનો છુટકારો કરી મારી બહુ મોટી કામગિરી બજાવી છે તેથી તેના સંબંધની વાતો હું ભૂલી ગયો છું. તો પણ હજુ તે થોડા દિવસ સુધી આપણા રાજ્યથી બહાર રહે, એવી મારી ઇચ્છા છે. હું આ સંબંધમાં તમને જે ગમે તે કરવા અધિકાર આપું છું. "

" સરકાર ! તે વિદ્યાર્થીના સંબંધમાં હવે ગડભાંગ કરવી નહિ, એવો મેં નિશ્ચય કર્યો છે. કારણ કે તેના સંબંધમાં મને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી છે. કેદખાનામાંથી ન્હાસી ગયા પછી પંદર દિવસ બાદ તે આપણી રાજધાનીમાં બેધડકપણે ખુશીથી ફરવા લાગ્યો. તે સમયે હું બિલકુલ શાન્ત થઇ બેઠો હઇશ, એમ આપને લાગે છે ખરું ? તે વખતે તેને ફરીથી પકડીને મારી સમક્ષ લાવવામાં આવ્યો હતો. ત્યારે તેની બાબતમાં મને પૂરેપૂરી ખાત્રી થયેલી હોવાથી હું તેને ભવિષ્યમાં જરાએ છંછેડવો નહીં, એવો મેં નિશ્ચય કર્યો છે."

" તેણે તમારી શી ખાત્રી કરી આપી અને તે કેવી રીતે ? "

રાજાએ પૂછેલા આ પ્રશ્નનો ન્યાયાધીશે સત્વર ઉત્તર આપ્યો નહિ. તે ઉદાસીન મુખમુદ્રા કરી, નીચું માથું કરી બેઠો. થોડી વાર પછી રાજાએ ફરી તેનો તેજ પ્રશ્ન પૂછવાથી તે બોલ્યોઃ—

"સરકાર! તે વાત કહેવા જેવી નથી!"

તે વાત કહેવા માટે રાજા તેને વધારે આગ્રહ કરત પણ તેજ સમયે ભોજનગૃહમાં ભોજનની સર્વ તૈયારી હોવાની એક સેવકે સૂચના આપી અને કહ્યું કે—"સર્વ મેમાનો આપની રાહ જુએ છે."

તરતજ બન્ને જણા ત્યાંથી ભોજનગૃહ તરફ ચાલ્યા ગયા. ભોજનગૃહમાં કોણ કોણ હતું, તથા કઇ કઇ જાતનાં પકવાનો હતાં ઇત્યાદિક બાબતોનું વર્ણન કરવાની કંઈ પણ જરૂર નથી. ભોજન કર્યા પછી સર્વ મંડળ એક મોટા દિવાનખાનામાં એકત્ર થયું. તે જગ્યાએ જુદાં જુદાં દરેકના દરજ્જા પ્રમાણે આસનો ગોઠવેલાં હતાં. તે પર મેમાનો પોતપોતાના દરજ્જા પ્રમાણે બેસી ગયા. સર્વે મેમાનો રાજાને દેખાય અને રાજાને સર્વ મેમાનો જોઇ શકે, એવી ગોઠવણ ત્યાં કરેલી હતી. એક ભવ્ય આસન ઉપર રાજા ચંદ્રસેન પોતે વિરાજમાન થયો હતો. તેની જમણી બાજુએ રાજકુમારી મધુરીને માટે આસન મૂકવામાં આવ્યું હતું. તેની પાછળના ભાગમાં તેની સખીઓ માટે આસનો મૂકવામાં આવ્યાં હતાં. આ ઠેકાણે સર્વ મંડળ બેસી ગયા પછી ગાયનની શરૂઆત થઇ. તમામ મંડળ ગાયનમાં મુગ્ધ થયું એટલે થોડી વાર પછી ભદ્રસેન પોતાના આસન ઉપરથી ઉઠી દિવાનખાનામાંથી બહાર આવ્યો. તેના ત્યાંથી ચાલી જવા પછી થોડી વારે મધુરીના કાનમાં કંઇક વાત કહી રૂપલતાએ ત્યાંથી બહાર આવી. તે રાજમહેલની પાસેનાજ ઉદ્યાનમાં ગઇ. ઉદ્યાનમાં જે ઠેકાણે તે જઇ ઉભી રહી ત્યાં પહેલેથીજ એક પુરૂષ આવી ઉભો હતો. તે તેની વાટ જોતો હતો. તે ભદ્રસેનજ હતો એ વાંચકો જાણી ચૂક્યા હશે.



# પ્રકરણ ૨૪ મું.

## પ્રેમ યાચના.

રૂપલતાને ત્યાં આવેલી જોતાંજ ભદ્રસેન બોલ્યો–" સુંદરી ! આપણો સહવાસ જો કે થોડાજ દિવસનો છે છતાં તેટલા સહવાસમાંજ તારામાં રહેલા અનેક સદ્‌ગુણોએ મારૂં મન આકર્ષિત કરી લીધું છે. તારો પ્રેમ પણ મારા ઉપર દિન પર દિન બેસતો જાય છે. મારી બાબતમાં તને બહુ માહિતી નહીં હોય તેથીજ હું તને કહું છું કે–" જો કે હું મોટો ધનવાન નથી છતાં પણ સુખથી સંસાર શકટ સરળપણે હાંકવાનું મારામાં સામર્થ્ય છે. જેના વડે મારા નામને કલંક લાગે, એવું કોઈ પણ કૃત્ય મારા હાથે થયેલ નથી. "

માનવંતા સરદાર સાહેબ, તમે મારી સાથે પ્રેમની વાતો કરો છો તેથી હું પણ તમને સ્પષ્ટજ કહું છું કે–" હું એક ગરીબ ખેડૂતની છોકરી છું. આ સાહેબનાં માતુશ્રીને મારી દયા આવવાથી તેમણે મને મહુરીબાની તહેનાતમાં રાખી મારૂં સંગોપન કર્યું છે. મારે ઘર નથી, બાર નથી, સગું નથી, સંબંધી નથી, કોઇ પણ નથી. "

રૂપલતા હવે બસ કર ! તને હું એકજ વાત કહું છું. તે એ છે કે–' અત્યારે તું તેજ ઝુંપડીમાં રહેતી હોત અને હું એક સાર્વભૌમ રાજા હોત તો પણ તારી ઉપર મારો જે પ્રેમ છે તેમાં જરાએ અંતર ન પડત. તને જ્યારે રાજમહેલમાં લાવવામાં આવી ત્યારે તારી બાબતમાં જેટલી ખાત્રી કરવી જોઇએ તેટલી ખાત્રી મહારાજાએ કરી લીધી હતી, એ વાત હું સારી રીતે જાણું છું. ' હવે હું તને પૂછું છું અને તું સ્પષ્ટ કહે કે–" મારી ઇચ્છા તને મારી

ધર્મપત્ની બનાવવાની છે તો તું તેમ વર્તવા કબૂલ છે ખરી ?"

રૂપલતાએ કંઇ પણ ઉત્તર આપ્યો નહીં પણ લજ્જાથી તેની તરફ દ્રષ્ટિ કરી નીચું જોયું. તે ઉપરથીજ સત્યસેનને પોતે કહેલા પ્રશ્નનો જવાબ મળી ગયો. હજારો શબ્દથી જે ભાવ વ્યક્ત કરી બતાવવામાં ન આવત તેટલો બલ્કે તેથી પણ વધારે ભાવ તેણીએ પોતાની એક નજરથીજ વ્યક્ત કરી બતાવ્યો. ત્યાર પછી તે ત્યાં બહુ વાર રોકાઈ નહીં. તેનું અંતઃકરણ આનંદ, પ્રેમ અને આશાથી ભરાઈ ગયું. ઘણી વખત એવું બને છે કે એકાદ ન ધારેલો બનાવ અકસ્માત્ બની જતાં આનંદ ઉત્પન્ન થાય છે અને તે આકસ્મિક આનંદના આવેગથી અંતઃકરણ એવું તો ભરાઇ આવે છે કે તે આનંદ અંતઃકરણમાં સમાતો નથી અને તેનો આવેગ આંખમાંથી અશ્રુદ્વારા બહાર આવી જાય છે. એવીજ સ્થિતિ રૂપલતાની અત્યારે થઈ હતી. પોતાની આંખમાંની અશ્રુધારા હવે અટકશે નહિ, એવી તેને ખાત્રી થતાંજ તે ત્યાંથી ચાલી ગઇ અને પોતાની ઓરડીમાં જઇ પોતાના ચિત્તને શાન્ત કરી લીધું.

રૂપલતા તેની પાસેથી નિકળી ગઈ, એટલામાં બીજુંજ કોઇ પોતાની પાસે આવીને ઉભું રહ્યું છે, એમ સરદાર ભદ્રસેનને જણાઈ આવ્યું. આગંતુક વ્યક્તિનો તે સમયનો પોશાક બહુજ ઉત્તમ અને સુંદર હતો. તેની મુખમુદ્રા તેમજ શરીરે ધારણ કરેલાં શસ્ત્રાસ્ત્રો અને પોશાક તે શુરવીર હોવાની સાક્ષી પૂરતાં હતાં. તે તરૂણ હસતો હસતો ભદ્રસેનની પાસે આવી ઉભો હતો. તેને ભદ્રસેન બિલકુલ ઓળખતો ન હતો. તે નૂતન આગંતુક પુરૂષે ભદ્રસેનને કહ્યું—"સરદાર સાહેબ, મને એમ લાગે છે કે તે તરૂણી તમારૂં ચિત્ત ચોરી ગઇ છે."

"ભલા ગૃહસ્થ ! તારે તેની શું પંચાત છે ?" ભદ્રસેને તેને જરા તિરસ્કારથી કહ્યું.

"મારે શું કર્તવ્ય છે, તે હવે હું તમને તરતમાંજ કહીશ. પણ સરદાર સાહેબ! પહેલાં હું તમને એમ પૂછું છું કે ગયા આઠ દશ દિવસમાં એક અજાણ્યા ગૃહસ્થે બહુજ ધૈર્યથી તમારો જીવ બચાવ્યો છે કે?"

એ શબ્દ સાંભળતાંજ ભદ્રસેનના મુખ ઉપર છવાયેલી તિરસ્કારની છાયા ઉડી ગઇ અને ત્યાં કૃતજ્ઞતાએ આવી વાસ કર્યો. તે જરા નમ્રતાથી બોલ્યો—"હા હા! તે વાત તદ્દન સાચી છે અને હું તે ભૂલી ગયો નથી. તેણે એક વખતજ નહીં પણ બે વખત મારો પ્રાણ બચાવ્યો છે. શું અત્યારે પણ મારૂં જીવન જોખમમાં છે?"

"ના ના! તેવું કંઇ નથી. પ્રથમ જ્યારે તમને તે રક્તપિપાસુ મંડળના દૂત તમને જંગલમાં લઇ ગયા હતા ત્યારે પણ એક ગૃહસ્થે તમારા જીવનની રક્ષા કરી હતી કે નહિ?"

'. હા. તે પણ ખરૂં છે. તે ગૃહસ્થને જો આપ ઓળખતા હો તો..........."

"સરદાર થોભો! એક ક્ષણને માટે થોભી જાઓ! તેજ પ્રમાણે કિલ્લાના તટ ઉપર યુદ્ધને સમયે પણ તે ગૃહસ્થે તમારા પ્રાણ" — હતા કે નહિ!"

."હા!"

'શું તે ગૃહસ્થ ઉંચો હતો અને તેનું આખું શરીર બખ્તરના ઢાંકેલું હતું?"

"હા. જેણે મને તે રક્તપાતી મંડળના જુલમમાંથી બચાવ્યો હતો તેજ તે હતો."

"તે બન્ને ગૃહસ્થો જુદા જુદા નહિ પણ એકજ હતો."

"જો એમજ હોય તો હું તેનો સદા સર્વદાને માટે ઋણી છું. તે શૂરવીર નર પ્રત્યક્ષ શૂરવીરતાની પ્રતિમા જેવો......"

"અત્યારે વધારે વાતચિત કરવા મને વખત નથી. આપના મનમાં જો તે ગૃહસ્થને માટે ખરેખર લાગણી કે પૂજ્યબુદ્ધિ હોય તો તે પ્રકટ કરી દેખાડવાનો સમય તદ્દન પાસેજ આવેલો છે."

"પણ મને બચાવનાર–મારો સંરક્ષક–તે વીરશ્રેષ્ઠ છે કયાં? તેને શું જોઇએ છે અને તેનું હું શું પ્રિય કરૂં?"

"સરદાર સાહેબ, તે આપનો પ્રાણરક્ષક પરાક્રમી પુરૂષ આપની સમક્ષ ઉભો છે–તે હું પોતેજ છું!"

"કોણ, કોણ આપ પોતેજ!" સરદાર ભદ્રસેને અતિશય આશ્ચર્યચકિત થઈ કહ્યું.

"હા. તે હુંજ!" તે નૂતન આગંતુકે શાંતિથી કહ્યું.

"જો એમજ હોય તો હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે જે આપ માગશો તે હું આપીશ. માટે માગી..."

"પ્રતિજ્ઞા કરવાનું કંઈ પણ કારણ નથી. આપ રાજકુમારી મધુરીની સખી ઉપર પ્રેમ કરો છો તેથી મારી માગણી આપ સહેજે અને સરળતાથી પૂર્ણ કરી શકો તેમ છે." એમ કહી તે નૂતન આગંતુક પુરૂષે પોતાના અંગરખામાંથી લખેલો એક પત્ર બહાર ખેંચી કાઢયો. તે કાગળ તેણે સરદાર ભદ્રસેનના હાથમાં આપ્યો. તે પત્ર હાથમાં લઇ તે ઉદ્યાનમાંના એક દીપક પાસે ગયો. ત્યાં તેણે તે કાગળ શાંતિથી વાંચ્યો અને પુનઃ તેની ઘડી વાળી. તે કાગળ પાછો તે નૂતન આગંતુકના હાથમાં આપતાં તેના મુખ તરફ ભદ્રસેન આશ્ચર્ય અને સાશંક મુદ્રાએ જોવા લાગ્યો. તે જોઈ નવાગંતુક પુરૂષે કહ્યું "સરદાર! તમે કોણ છો? તે હું જાણું છુ. તે મેં શી રીતે જાણ્યું તે હું કહી બતાવતો નથી. તેમજ તમારૂં જીવન બે વખત બચાવ્યું તેનું પણ સ્પષ્ટીકરણ કરતો નથી." તમો પોતેજ મને કહો કે–" મેં બે વખત તમારી જે સેવા કરી છે તે તરફ જોતાં હું તમારી આ

કાગળ ઉપર સહી માગું છું તે કોઇ હિસાબમાં છે? તેમ કરી હું તમને કોઇપણ જાતની આફતમાં નાંખવા માગું છું તેવું કંઇજ નથી. એવી આપને ખાત્રી હશેજ!"

"પરોપકારી પુરૂષ! આપની માગણી યોગ્ય છે. આપે એ વખત મારા જીવનની રક્ષા કરી છે અને તેના બદલામાં આપ જે માગણી કરો છો તે પણ અયોગ્ય ન હોવાથી તે પૂરી કરવામાં હું જરાયે સંકોચાતો કે દુભાતો નથી. પણ તમે બતાવેલા કાગળ ઉપર સહી આપવાનાં સાધન લઇ આવવા માટે મારે એકવાર દિવાનખાનામાં જવું જોઇએ."

"એટલી તસ્દી લેવાની આપને કંઇ પણ જરૂર નથી. મારી પાસે બધુંએ છે." એમ કહી તેણે પોતાના ખીસામાંથી એક નાનો ખડીયો અને લેખિની સરદાર ભદ્રસેનના હાથમાં આપ્યાં. સરદારે પણ જરાએ આનાકાની ન કરતાં તે કાગળ તેની પાસેથી લઇ પોતાની સહી કરી આપી અને પાછો તે કાગળ તે નૂતન આગંતુક ગૃહસ્થના હાથમાં પાછો આપ્યો.

તે કાગળ હાથમાં લઇ તે ગૃહસ્થે પોતાના નોકરને હાંક મારી ને કાગળ તેને સાચવવા આપ્યો. એટલો વખત એકાદ નોકર તેની સાથે હશે એવી સરદાર ભદ્રસેનને કલ્પના પણ નહોતી. સરદારે તે નોકર તરફ જોયું. ત્યારે તે નૂતન આગંતુક ગૃહસ્થ બોલ્યો—"આ મારો નોકર બહુજ વિશ્વાસુ અને ઇમાનદાર છે. જરૂરનો વખત ન આવે ત્યાં સુધી આ કાગળને તે બહુજ સારી રીતે સાચવી રાખશે, એવો એનો મને પરિપૂર્ણ વિશ્વાસ છે." તે આવનાર ગૃહસ્થનું કાર્ય પુરૂં થતાંજ તે બન્ને રાજમહેલમાં ગયા. તે સમયે ત્યાં થતી મિજલસ પૂર બહારમાં ચાલતી હતી.

# પ્રકરણ ૨૫ મું.



## આનંદમાં વિષાદ.

વ્હાલા વાંચકો ! હવે આપણે પણ તે મિજલસવાળા દિવાનખાનામાં શું શું થાય છે તે જોઇએ. ગાયનો પૂર બહારમાં ગવાતાં હતાં તે આપણે ઉપર કહી તથા જોઇ આવ્યા છીએ. તમામ મેમાન મંડળ તે ગાયનના તાનમાં ગુલતાન થયું નહોતું. તેમાં જેટલા મનુષ્યો ગાયનના શોખીનો હતા તેટલાજ ત્યાં બેસી રહ્યા હતા. જેઓને ગાયન કરતાં ટાઢા પહોરનાં ગપ્પાં વધારે પ્રિય હતાં. તે સર્વે દિવાનખાનાની બહારના ચોગાનમાં બેસી તેમાંજ મસ્ત થઈ ગયા હતા. ભદ્રસેન અને તે નવીન ગૃહસ્થ ત્યાં આવ્યા. તેઓ ગાયનની મિજલસમાં બેઠા નહિ. તેઓ ગપ્પાં હાંકનારાઓની ટોળીમાં જઇ બેઠા. આ ટોળીમાં ન્યાયાધીશ મુખ્ય હતો. તેની આસપાસ પ્રસ્તુત રાજ્યના સરદારો, સામંતો અને જાગીરદારો બેઠા હતા. આ વખતે ન્યાયાધીશ વાતોના ગપાટા હાંકવામાં મશગુલ થઇ ગયો હતો. તે બોલ્યો " અત્યારે મેં જે વાત સાંભળી છે તેના કરતાં પણ ચમત્કારિક બીજી એક વાત હું જાણું છું. તે વાર્તામાં હાસ્યરસ અને કરૂણારસ છે, એમ નથી પણ હું જે વાર્તા કહેવાનો છું તે બનાવટી નહીં પણ સર્વથા સત્ય અને બનેલો ખરો બનાવ છે."

તે સાંભળી એક સામંત બોલ્યો—" એવી તે કેવી ચમત્કારિક વાર્તા છે ? તે અમને સંભળાવો જોઇએ." હવે ન્યાયાધીશે નીચે પ્રમાણે વાર્તા કહેવાની શરૂઆત કરીઃ—

" લગભગ વીસ બાવીશ વર્ષ પહેલાં જ્યારે હું નાનો હતો ત્યારે

હું અવંતિપતિ મહારાજાનો ખાનગી નોકર હતો. એક વખત રાજમહેલમાં બહુજ ગડબડ થઇ. તેનું કારણ એ હતું કે " મહારાણીને પ્રસવવેદના થતી હતી. એકને બોલાવ, બીજાની પાસે જા, અમુક લાવો, ફલાણું લાવો, ઢીંકણું લાવો, ઇત્યાદિક ગડબડ થતી હતી. અવંતિપતિ મહારાજાધિરાજને ત્યાં નવીન સંતાન અવતર્યું એટલે એક કુલપરંપરાની રીતિ પ્રમાણે વર્તવુંજ જોઇએ. તે રીત તમે નહીં જાણતા હો; માટે તે વાત જરા વિસ્તારથી કહેવાની જરૂર છે. તે રાજ્ય કુળમાં એકાદ સંતાન ઉત્પન્ન થયું એટલે રાણીની સેવામાં જે દાસીઓ હોય તેમાંની મોટી દાસી તે બાળકને લઇ રાજમહેલના એક મોટા દિવાનખાનામાં આવે છે. ત્યાં તે બાળકનાં તમામ સગાં સંબંધીઓ અને રાજ્યના મોટા મોટા સામંતો, સરદારો એકઠા થયેલા હોય છે. તે સર્વેની સમક્ષ તે બાળકનો જાતકર્મ સંસ્કાર થાય છે. જોશીરાજ તે બાળકની બાબતમાં એક નાનકડું ટાંચણ કરી લે છે. તે ઉપરથી પછી શાંતિપૂર્વક એક લાંબી જન્મોતરી બનાવે છે. જોશીરાજનું એ કાર્ય પૂર્ણ થતાંજ એક ખાનગી કારભારી લેખન સાહિત્ય લઇ આગળ આવે છે. તે તે બાળકના શરીરની કુદરતી બાબતો લખી લેછે અને તેનામાં કોઈ વિશેષ લક્ષણ કે નિશાની હોય તે પણ લખી લે છે. ત્યાર પછી ત્યાં એકત્ર થયેલા લોકો તે કાગળની ઉપર પોતાની સહીઓ કરે છે. કારણ કે, આગળ પાછળ જો જરૂર પડે તો તેને ઓળખવામાં કોઈ પ્રકારની હરકત ન રહે. પછી તે દાઇ બાળકની સાથે દેવગૃહમાં રહે છે. તે બાળક એક રાત દેવગૃહમાં રહે એટલે તેને ભૂત કે પિશાચાદિકની કોઈ પણ જાતની હરકત કે બાધા થતી નથી એમ ત્યાંના લોકો કહે છે. જ્યાં સુધી તે જાતકર્મની ક્રિયા ચાલે છે, ત્યાં સુધી કિલ્લાની બહાર તોપોની ગર્જના ચાલુ હોય છે. તોપોની ગર્જના શુરૂ થતાંજ સર્વ સૈન્ય કિલ્લાના મેદાનમાં એકઠું થાય છે અને આવેલા સિપાઇઓને લાઈનબંધ ઉભા રાખી એકેકો લાડુ આપવામાં આવે

છે. સર્વેને લાડવા મળતાંજ તેઓ તે લાડવાને ભાંગે છે, અને જે સિપાઈના લાડવામાં રાજમુદ્રિકા હોય છે તેના ભાગ્યનો ઉદય થાય છે. તે સિપાઇને તે મુદ્રિકા મળવા ઉપરાંત જો પુત્ર જન્મનો મહોત્સવ હોય તો પાંચ હજાર અને પુત્રીના જન્મનો મહોત્સવ હોય તો ચાર હજાર સુવર્ણમુદ્રાઓ મળે છે. એવી રીતે જે સિપાઇનું નશીબ ઉદય પામ્યું તેની તે દેવગૃહ ઉપર ચોકી કરવા માટે નિમણૂંક થાય છે. સરદાર અને સામંતો તે બાળકની સાથે દેહગૃહમાં જાય ત્યાં સુધીમાં તે સિપાઇ પોતાનાં શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જીત થઈ ત્યાં હાજર થઈ જાય છે. પછી સર્વે લોકો પોતપોતાને મકાને ચાલ્યા જાય છે. તે સિપાઇ જ્યારે પહેરા ઉપર હોય ત્યારે ઉંઘે અથવા કોઇને તે દેવગૃહમાં જવા દે તો તે સિપાઇને દેહાન્તદંડની શિક્ષા કરવામાં આવે છે." ન્યાયાધિશની આ વાત તરફ સર્વેનું ચિત્ત સારી રીતે ચોંટી ગયું હતું. ન્યાયાધીશ વાત કહેતાં કહેતાં જરા થોભ્યો એટલે એક સરદારે કહ્યું કે—"આ રીત બહુજ ચમત્કારિક છે ખરી!" તે સાંભળી ફરી ન્યાયાધીશ બોલવા લાગ્યોઃ—

"એ રીતે વંશપરંપરાથી ચાલતો આવતો આ કુલાચાર પેઢીઓની પેઢીઓ થયાં એક સરખી રીતે ચાલ્યો આવે છે. આ રીત સારી રીતે તમારા ધ્યાનમાં આવી એટલે હું જે વાત કહેવાનો છું તે તમારા ધ્યાનમાં સારી રીતે આવી શકશે. હું જે દિવસની વાત કહું છું તે દિવસે થોડાજ સમયમાં તે રાજ્યના સરદારો અને સામંતો તેમજ અનેક રાજ્યના અનેક અમલદારો ત્યાં એકઠા થઈ ગયા. જોશીરાજ, કુળગુરૂ, રાજગોર આદિક સર્વે પોતપોતાનાં આસનો ઉપર આવી વીરાજમાન થયા. મહારાજાધિરાજને શું સંતાન થયું, પુત્ર કે પુત્રી તે સાંભળવા ત્યાં એકત્ર થયેલા લોકો ઉત્સુક થઈ ગયા. લગભગ એક કલાક તે મંડળ ઉત્સુક થઇ બેઠું હશે. આખરે મહા-

રાજાધિરાજનો કંચુકી ત્યાં આવ્યો. તેણે પુત્રરત્ન જન્મ્યાની વધામણી મહારાજાધિરાજને આપી. મહારાજાધિરાજ અવંતિપતિને જે પુત્ર થયો હતો તેનું નામ સિંહદત્ત રાખવામાં આવ્યું હતું એ વાત તમારા ધ્યાન બહાર તો નહિજ હોય !"

"એટલે આપણા મહારાજાના થનારા ભાવિ જામાતજ ને ?" એક સામંતે વચમાંજ પૂછ્યું.

"હા. તેમના જન્મના સમયનીજ વાર્તા હું તમને કહી સંભળાવું છું. પુત્ર જન્મના સુખદ સમાચાર સાંભળતાંજ ત્યાં એકત્ર થએલા મંડળે મહારાજાધિરાજના નામનો જયજયકાર કર્યો. મહારાજાધિરાજને થએલ એ પુત્ર—પ્હેલુંજ સંતાન હોવાથીજ તેમને બહુ આનંદ થયો અને તે આનંદના આવેશમાં તેમણે પોતાના ગળામાંનો બહુ મૂલ્ય રત્નહાર કાઢી કંચુકીને વધામણી તરીકે તેના ગળામાં પહેરાવ્યો. પુત્ર જન્મનો આનંદ પ્રદર્શિત કરવા માટે તોપોની મહાન્ ગર્જના શુરૂ થઇ. આખા શહેરમાં સાકર વહેંચવાને માટે રાજ તરફથી હુકમ કરવામાં આવ્યો.

થોડાજ સમયમાં અમૂલ્ય વસ્ત્રોમાં લપેટેલા રાજકુમારને લઈ એક દાસી દિવાનખાનામાં આવી. વિધિપૂર્વક જાતકર્મ સંસ્કાર કરવાની ક્રિયા પૂરી થઈ. જોશીરાજે પોતાને જોઈતું ટાંચણ કરી લીધું. હું ખાનગી નોકર તરીકે લેખન સાહિત્ય લઈ આગળ ગયો અને મુખ્ય પ્રધાનની આજ્ઞા મુજબ લખવાનો આરંભ કર્યો. રાજપુત્રના વર્ણનનો કાગળ લખાઈ રહ્યા પછી તે સામંત—સરદારાદિકને આપવામાં આવ્યો. તે ઉપર સર્વે લોકોએ પોતાની સહીઓ કરી આપી. ત્યાર પછી રાજકુમારને હાથમાં લઇ દાસી દેવગૃહ તરફ જવા નિકળી. તેની પાછળ પાછળ અમે સર્વે તે તરફ ગયા.

આ વખતે નશીબ યોગે દેવગૃહ ઉપર પહેરો ભરવા માટે

ચુંટાએલો સિપાઈ ત્યાં આવી હાજર થઇ ગયો હતો. આ પહેરેગીરનો ચહેરો સુંદર હતો. તેનું શરીર મજબૂત અને પ્રચંડ હોવા સાથેજ દેખાવડું હતું. આ સિપાઈ કોઈ બીજાજ દેશનો હતો. તેનું નામ પુંડરિક હતું.

મેં જ્યારે તે સિપાઇને જોયો ત્યારે તેને માટે મારૂં ચિત્ત બહુજ કલુષિત થયું. હું નથી કહી શકતો કે તે સમયે તે સિપાઇની બાબતમાં મારા મનમાં કેવી ભાવનાઓ થઈ હશે. તો પણ તે સિપાઇ બદમાશોનો શિરોમણિ હોવો જોઇએ, એમ મારા મનને લાગ્યું. તે વાત મેં કોઇને પણ તે સમયે કહી નહીં. કદાચ મેં તે વાત કોઇને કહી હોત તો પણ મારી ગણતરી મૂર્ખમાં કરવામાં આવત. તે સિપાઇ માટે તેમ કહેવામાં કારણભૂત ફક્ત એક તેની ભયંકર મુખમુદ્રાજ હતી. બીજું કારણ હું જણાવી શકતો નથી.

એવી રીતે તે મહાન્ મહોત્સવનું કાર્ય પુરૂં થઇ ગયું. દેવગૃહનો દરવાજો દાસીએ અંદરથી બંધ કરી લીધો અને ત્યાં પડેલા એક પલંગ ઉપર તે રાજકુમાર સહ જઈ બેઠી. શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થયેલો પેલો પુંડરિક નામનો સિપાઇ પહેરો ભરવા લાગ્યો. મહારાજાધિરાજ, સરદારો, સામન્તો વિગેરે પોતપોતાને સ્થાને ચાલી ગયા. હું પણ બધાઓની સાથે ત્યાંથી ચાલી ગયો.

રાત્રે રાજમહેલમાં એક મોટી મિજબાની થઇ. તે મિજબાનીમાં હું પણ સામેલ હતો. પણ મને કોણ જાણે શાએ કારણથી વારંવાર અને રહી રહીને તે પહેરેગીરનું સ્મરણ થઈ આવતું હતું. મારો અંતરાત્મા મને કહેતો હતો કે તે માણસ બદમાશજ છે.

ન્યાયાધીશની એ વાત સાંભળી વચમાંજ એક સરદારે કહ્યું કે—"કોઇ કોઈ વખત મનની એવી સ્થિતિ થાય છે ખરી. જે મનુષ્યને આપણે આખા જન્મારામાં જોયો ન હોય, તે મનુષ્યને જોતાંજ

આપણા ચિત્તને પોતાની મેળે તરતજ જણાઇ આવે છે કે તે મનુષ્ય સારો છે કે ખોટો? અને ઘણા ભાગે આપણી કલ્પના ખોટી ઠરતી નથી."

"તમારૂં કહેવું ખરૂં છે. હવે હું જે વાત કહેવાનો છું તે ઉપરથી મારા મનમાં તે માણુસ માટે થયેલી કલ્પના ખરી હતી કે ખોટી હતી, તે તમને જણાઇ આવશે."

ભોજન થઇ ગયું એટલે કોણ જાણે શાએ કારણથી મારા મનમાં આવ્યું કે 'મારે એક વખત દેવગૃહ સુધી જઇ આવવું.' એમ મારા મનમાં આવવાથી હું દેવગૃહ તરફ ગયો. હું મહારાજાધિરાજનો ખાનગી નોકર હોવાથી રાજમહેલમાં કે ગમે ત્યાં જવાની મને સદર પરવાનગી હતી. એ સિવાય તે પહેરેગીર પોતાને સોંપાયેલું કાર્ય બરાબર બજાવે છે કે નહિ, એ જોવાનું પણ કેટલેક અંશે મારૂં કામ હતું. તેથી હું દેવગૃહ તરફ ગમે ત્યારે ગયો હોત તો પણ તે બાબતમાં મને કોઇ પૂછનાર કે ટોકનાર નહોતું.

જે વખતે હું દેવગૃહ પાસે ગયો તે વખતે ત્યાં પુષ્કળ દીવાઓ બળતા હતા અને તેઓનો સ્વચ્છ પ્રકાશ ત્યાં જણાતો હતો. હું જ્યારે દેવગૃહના દરવાજા ઉપર જઈ પહોંચ્યો ત્યારે ત્યાં તે પહેરેગીર હાજર નહોતો. મેં આજુબાજુ વળીને જોયું તો પણ તે ક્યાંએ જણાયો નહિ. એમ હોવાથી દેવગૃહમાં જઈ તપાસ કરવાનું મેં નક્કી કર્યું. હું દરવાજા ઉપર જઇ પહોંચ્યો અને દરવાજે કાન માંડી સાંભળવા માંડયું ત્યારે અંદર કોઇના બોલવાનો અવાજ મેં અસ્પષ્ટપણે સાંભળ્યો. 'બરાબર મધ્ય રાત્રે!' એટલાજ શબ્દ મેં સ્પષ્ટપણે સાંભળ્યા. તે ઉપરથી તે શબ્દ બોલનારનો અવાજ પણ મેં ઓળખી કાઢ્યો.

ગમે ત્યારે તે દેવગૃહમાં જવા માટે રાજવૈદ્યને પરવાનગી હતી;

કારણ કે કદાચ રાજકુમારની તબિયત એકાએક બગડી જાય તો તેને તરતજ દવા આપવાની સુગમતા રહે એટલા માટેજ ! રાજવૈદ્ય તે દેવગૃહમાં મરજી આવે ત્યારે અને ગમે તે વખતે જઇ શકે તેમ હતું. બરાબર મધ્ય રાત્રે એ શબ્દ બોલનાર રાજવૈદ્ય પોતેજ હતો. તેના તે શબ્દ સાંભળી રાજકુમારની દાસી બોલીઃ—" તે વખત સર્વત્ર શૂન્યતા છવાઇ ગઇ હશે અને આપણા કામમાં કોઇ પણ જાતની અડચણ આવશે નહિ." એટલામાં તે પહેરેગીર પુંડરિક બોલ્યો—" એ બધીએ વાતો ખરી પણ તેનાથી મને શો ફાયદો ?" વૈદ્યે ઉત્તર આપ્યો કે—" હું તને પાંચ હજાર સોનામહોરો બક્ષીસ દાખલ આપીશ. અમે છોકરાની અદલ—બદલ કરી રહ્યા અને પછી મારી બહેન પોતાનું કાર્ય સાધી લેશે એટલે તે રકમ તને મળી જશે." " જો તમે તેટલી રકમ આપવાનું કબૂલ—મંજુર કરતા હો તો તમારા કહેવા મુજબ કરવા હું કબૂલ થાઉં છું." પહેરેગીરે કહ્યું. ત્યાર પછી દાસી બોલી—" આ કામમાં તારી મદદ માટે તને નક્કી થએલી રકમ તો મળશેજ; પરંતુ તે સિવાય અમારી સાથે તારો સંબંધ થવાથી પણ તને બહુજ લાભ થશે." તે સાંભળી વૈદ્ય બોલ્યો—" આ કાર્ય પૂર્ણ કરવા માટે મેં દ્રવ્ય તરફ જોયું નથી, આબરૂની દરકાર કરી નથી અને વધુ તો શું કહું પણ મારા અમૂલ્ય પ્રાણની પણ મેં પરવાહ કરી નથી. એ ઉપરથી તને જણાશે કે મેં આ કાર્ય કરવામાં કેટલું બધું સાહસ ખેડયું છે, તેનો તું વિચાર કર ! કોઈ પણ પ્રકારના મહાન્ લાભ વિના મેં આવું શિરસટ્ટાનું કાર્ય કરવાનું માથે લીધું હશે, એમ તને લાગે છે ? આ દાસી નહિ પણ મારી પોતાની સ્ત્રી છે. તેને અહીં રાખી મેં આ તમામ ઘાટ ઘડયો એમાં મારૂં ધોરણ કોઈ જુદાજ પ્રકારનું છે." તે ઉપર પહેરેગીર પુંડરિકે કહ્યું કે " આજે સાંજે આપે મને શ્રીમંત થવાની ઇચ્છા બાબતમાં પૂછતાં મેં હા પાડી. હવે તમે મને જેટલી રકમ આપવાનું વચન આપ્યું

છે તેટલી રકમ મારા હાથમાં આવતી હોય તો હું તમારા કાર્યમાં હરકત કરીશ નહિ." પછી વૈદ્યે કહ્યું કે—મારા તરફથી પાંચ હજાર અને રાજ્ય તરફથી પાંચ હજાર એમ કુલ દશ હજાર સોનામહોરો જેટલી રકમ તારા હાથમાં આવી એટલે તારી સાત પેઢીઓનું દારિદ્રપણું દૂર થશે."

એટલુંજ તેમનું ભાષણ સાંભળી તેઓ વિશ્વાસઘાત કરવાનો વિચાર કરે છે, એ તરતજ મારા ધ્યાનમાં આવી ગયું. હું બીજો પણ થોડો વખત ત્યાં થોભત પણ તરતજ મારા ધ્યાનમાં આવ્યું કે અંદરથી કોઇ બહાર આવવા માગે છે. એ મારો તર્ક હતો પણ ખરો. દેવગૃહમાંથી કોઇ દરવાજે આવવા લાગ્યું. હું દરવાજાની પાસેથી આઘો ખસી ગયો. છતાં મારી નજર તો દરવાજા ઉપરજ હતી. હું દરવાજા પાસેથી દૂર ગયો એટલે તરતજ પહેરેગીર પુંડરિક બહાર આવ્યો અને પોતાની જગ્યાએ જઈ ઉભો રહ્યો.

ન્યાયાધીશ અહીં જરા વિસામો લેવા થોભ્યો એટલે એક સરદારે કહ્યું—"હવે તમારી વાતને ખરેખરો રંગ ચઢતો જાય છે. વારૂ, પછી શું થયું ?"

એટલું તેમનું ભાષણ થાય છે ત્યાં તો દિવાનખાનામાંનું ગાયન એકદમ બંધ થયું. ત્યાં બહુજ ગડગડ થઇ. એ કારણથી વાત વાતને ઠેકાણે રહી અને ન્યાયાધીશ વિગેરે એકદમ ઉભા થઈ ગયા. તે સર્વે દિવાનખાનામાં આવ્યા. તેમની ભેગા સરદાર ભદ્રસેન અને નવીન આગંતુક પુરૂષ પણ હતા.

આ ઉત્સવના રંગમાં ભંગ કરનારો એક ભયંકર બનાવ તે વખતે તે દિવાનખાનામાં બની ગયો. તે દિવાનખાના વચ્ચે એકદમ એક ખંજર આવી પડયું. તેની મૂઠ ઉપર એક લાલ રંગની દોરી વિંટાળેલી હતી. તે પ્રેક્ષકોની નજરે પડતાંજ ત્યાં એકઠા થયેલા સર્વે

મનુષ્યો બહુજ ભયભીત થઇ ગયા. તે એટલે સુધી કે તે ખંજર ત્યાં કોણે લાવી નાંખ્યું તે જોવા કે જાણવાનું પણ કોઇને સુઝયું નહિ. મહારાજા ચંદ્રસેન બહુજ ગુસ્સે થઇ ગર્જના કરવા લાગ્યા અને બીજા મનુષ્યો ગભરાઇને બૂમાબૂમ કરવા લાગ્યા.

મહામંડળના આ સાંકેતિક ચિહ્નને એક ચિઠ્ઠી બાંધેલી હતી અને તેની ઉપર તે છૂપા મંડળની નિશાની–ત્રણ ખંજરો હતી. તે નિશાનીઓ આવેથી સ્પષ્ટપણે જણાતી હતી. એકાએક આ ભયંકર સંકટ ઉપસ્થિત થવાથી રાજકુમારી મધુરી બહુજ ગભરાઇ ગઇ. તેણીએ એક ચીસ પણ પાડી! અને પછી બાવરી મુદ્રાએ પોતાના પિતાની તરફ જોવા લાગી. મહારાજા ચંદ્રસેને ગર્જના કરી ક્રોધથી હુકમ કર્યો કે–" સરદારો! આ નીચ કૃત્ય કરનાર માણસ મગજનો ફરી ગયેલો હોવો જોઇએ. તેને તેના આ કૃત્યને માટે ભયંકર શિક્ષા થવીજ જોઇએ. સેનાપતિ! ખાઇ ઉપરનો પૂલ ઉપાડી લેવાનો બંદોબસ્ત કરો! તટ ઉપર જે પહેરેગીરો છે તે બમણા કરી દો. જે મનુષ્યો કિલ્લામાંથી બહાર જવા માગે તેની ઉપર સખ્ત નજર રાખો. આવું ભયાનક અને નીચ કામ કરનાર તે મંડળના ઉદ્ધત તેમજ સાહસિક નોકરને પણ સખ્ત સજા થવીજ જોઇએ. મારી આ આજ્ઞા પાલન કરવામાં જો ગફલત થશે તો તે ગફલત કરનારને બહુજ ભારે પડશે અને સખ્તમાં સખ્ત શિક્ષા થશે."

સેનાપતિ પોતાના આસન ઉપરથી ઉભો થયો. અને રાજાએ આપેલા હુકમો બજાવવા તેણે કિલ્લાના તટ તરફનો માર્ગ પકડ્યો.

થોડી વાર પછી મહારાજાએ ન્યાયાધિશને ઉદ્દેશીને કહ્યું– "ન્યાયમંત્રી! આ ચિઠ્ઠીમાં શી હકીકત છે જરા જુઓ તો ખરા!"

રાજાના હુકમ પ્રમાણે ન્યાયધીશે તે છુપા મંડળની ચિઠ્ઠી હાથમાં લીધી તો ખરી પણ તેના હાથ થરથર ધ્રુજવા લાગ્યા.

જ્યારે તેણે તે ચિઠ્ઠી વાંચવાનું શરૂ કર્યું ત્યારે પૂરેપૂરા શબ્દો પણ સ્પષ્ટપણે તે બોલી શકતો ન હતો. એવી તેની સ્થિતિ થઈ હતી. આખરે ગમે તેમ કરી તેણે તે ચિઠ્ઠી વાંચી તેમાં નીચે પ્રમાણેની હકીકત હતી:—

"સર્વ શક્તિમાન્ અને પરમ પવિત્ર એવા સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળ તરફથી મહારાજા ચંદ્રસેનને એવો હુકમ ફરમાવવામાં આવે છે કે તેના પોતાના ઉપર મૂકાયેલો અપરાધ દૂર કરી પોતે બિન અપરાધી છે એવું સાબિત કરવા આવતી કાલે બપોરના બરાબર બાર વાગે ભદ્રદુર્ગની પાસેના જંગલમાં જે મોટું વડવૃક્ષ છે ત્યાં જાતે હાજર થવું. તે વખતે પોતાની પાસે કંઇ પણ શસ્ત્ર રાખવું નહિ તેમજ પોતાના કોઈ પણ નોકરને સાથે રાખવો નહિ. જો આ આજ્ઞા અમાન્ય કરવામાં આવશે તો દેહાન્તદંડની શિક્ષા થશે."

ત્રણ ખંજરવાળો મહામંડળનો શિક્કો.

તે પત્ર સાંભળી જાણે રાજાની આંખમાંથી અગ્નિ ઝરતો હોયની! તેવો ભાસ થવા લાગ્યો. તે અત્યંત ક્રોધે ભરાયો. પહેલા કરતાં પણ વધારે ગર્જના કરી તે બોલ્યો—"આવાં સેંકડો મહામંડળો હોય તો પણ તે સર્વેને હું તુચ્છ સમજું છું. ભગવાન્ શ્રીકાલકાલેશ્વરનું સ્મરણ કરી હું એવી પ્રતિજ્ઞા કરું છું કે આવો ધમકી ભરેલો પત્ર જેણે અહીં નાંખ્યો છે તે હરામખોરને કોઈ પકડી લાવશે તો તેને હું તે જે માગશે તે બક્ષીસ આપીશ. વળી તે ઇનામ એવું હોવું જોઇએ કે તે હું આપી શકું. સર્વે સભાજનો! કહો તમારામાંથી કોઇ પણ આ કાર્ય માથે લેવા તૈયાર છે?"

"હા! હું સર્વથા તૈયાર છું મહારાજા!" એમ કહી સરદાર ભદ્રસેનની પાસે બેઠેલો નવીન મનુષ્ય ઉભો થયો. તે વખતની તેની નિશ્ચયી મુખમુદ્રા અને તેના મુખ ઉપરનું તેજસ્વીપણું જોઇ સર્વ

સભા આશ્ચર્યચકિત થઇ ગઈ!

મહારાજાએ તે નવીન ગૃહસ્થને ઓળખી કહ્યું—"કોણ ચૈતન્ય! તું અહીં ક્યારે આવ્યો? હવે હું બીજી કોઇ પણ ચોકસી કરવા માગતો નથી. તું બહુજ ઉત્સાહ અને ઉમેદથી એ કાર્ય કરવાનું માથે લે છે, તે જોઇ મને બહુજ આનંદ થાય છે. ઇશ્વર તને વિજય અપાવો."

તે સમયે અને તેવી સ્થિતિમાં ચૈતન્યને જોઈ મધુરીને પણ અત્યંત હર્ષ થયો, એ જુદું કહેવાની કાંઈ જરૂરજ નથી.



## પ્રકરણ ૨૬ મું.



### ખુલાસાઓ.

ચાલતા ઉત્સવના આનંદમાં ઉપર કહ્યું તે પ્રમાણે વિઘ્ન ઉપસ્થિત થવાથી ત્યાં એકત્ર થએલા મનુષ્યોને શું થયું હશે, તેઓ કેટલા ગભરાયા હશે અને તેઓ કેટલા બધા ધ્રુજ્યા હશે? વિગેરેની કલ્પના કરી લેવાનું અમે અમારા વાંચકોનેજ સોંપીએ છીએ.

પોતાના જેણે બે વાર પ્રાણ બચાવ્યા, તે સદ્‌ગૃહસ્થનું નામ ચૈતન્ય છે તે હવેજ સરદાર ભદ્રસેનને સમજાયું. પહેલાં ચૈતન્યે પોતાની પાસેથી કાગળ ઉપર સહી કરાવી લેવાનો તેનો ઉદ્દેશ હવેજ તેના ધ્યાનમાં આવ્યો. સભામાં બેઠેલા તમામ મનુષ્યોનું લક્ષ્ય ચૈતન્યની તરફજ ચોંટી ગયું. ચૈતન્યે ત્યાં એકત્ર થએલા સર્વ સભાસદોને ઉદ્દેશીને કહ્યું—"માન્યવર મહારાજા અને એકત્ર થએલા સર્વે સજ્જન સભાસદો! મેં આ જોખમનું કામ માથે લીધું છે અને તે થોડાજ સમયમાં પૂર્ણ કરીશ, એવી મને ખાત્રી છે. હું પાછો આવું ત્યાં

સુધી કૃપા કરી આ દિવાનખાનામાંથી કોઇ પણ બહાર જશો નહિ, એવી આપ સર્વેને મારી નમ્ર પ્રાર્થના છે." એમ કહી તરતજ તે મહારાજાને પ્રણામ કરી એકદમ બહાર ચાલ્યો ગયો. જતી વખતે તેણે દિવાનખાનાનો દરવાજો બંધ કરી લીધો.

ચૈતન્યનું આ વિચિત્ર વર્તન જોઇ ત્યાં એકત્ર થએલા સર્વે સભાસદો અતિશય આશ્ચર્યચકિત થઈ ગયા. પ્રથમ તો થોડી વાર સુધી કોઇના પણ મુખમાંથી એકે શબ્દ બહાર પડયો નહિ. પછી તેઓ આપસ આપસમાં ગુસપુસ કરવા લાગ્યા. જો થોડો વધારે વખત જાત તો ત્યાં બહુજ શોરબકોર થઇ જાત; પણ તેટલામાંજ ચૈતન્યે આવી દરવાજો ઉઘાડયો અને સ્મિત વદને દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તે ઠેઠ મહારાજાની પાસે ગયો અને પ્રણામ કરી બોલ્યો—"સરકાર! ગુનેહગાર મળ્યો છે અને તે સેનાપતિના કબજામાં છે."

"શાબાસ! ચૈતન્ય શાબાસ! આ તેં બહુજ જોખમ ભરેલું કામ પાર ઉતાર્યું છે. હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ—સત્ય—કરીશ. હવે એના બદલામાં તારે જે માગવાનું હોય તે માગી લે! પણ પહેલાં તે સાહસ કર્મ કરવા પ્રવૃત્ત થયેલા નીચ નર—નાદાનને સખ્ત શિક્ષા કરવી જોઇએ. સદ્ભાગ્યે ન્યાયાધીશ પણ આજે અહીં હાજર છે. એ એક આનંદની વાત છે. હું ન્યાય કરવાનું કામ તેમનેજ સોંપું છું. ન્યાયમંત્રી! મહારાજાધિરાજ કાંચનપુરાધિપતિના સામ્રાજ્યમાં આપણી પ્રજા ઉપર આવી રીતે જુલમ ગુજારવાનો આ સ્વયંસિદ્ધ રક્તપાતી મંડળનો શો અધિકાર પહોંચે છે, તેનો સારી રીતે વિચાર કરી ફેંસલો કરો!"

ન્યાયાધીશે ગંભીર મુખમુદ્રા ધારણ કરી કહ્યું—"સરકારે મને આ કામમાં ન્યાયાધીશ નીમ્યો છે તે માટે મારા મનને યોગ્ય લાગે અને સ્મૃતિસિદ્ધ પ્રમાણોની કસોટી સામે ટકી રહે તેવો ન્યાય મારે

કરવો જોઇએ. આ સ્વયંસિદ્ધ મહામંડળને સમ્રાટ્ કાંચનપુરાધિપતિ તરફથી કોઇ પણ જાતનો ન્યાય કરવાના વિષયમાં અધિકાર આપવામાં આવ્યો નથી. તેમજ તેમના પૂર્વજોએ પણ તેવો અધિકાર કોઇને આપેલ નથી, માટે આ મહામંડળ તદ્દન બે કાયદેસર છે તેથી સર્વે ન્યાય પ્રિય સજ્જનોએ તેનો ધિક્કાર કરવો જોઇએ."

જો કે ન્યાયાધીશે પોતાના ઉક્ત વિચાર બહુજ ધીટપણે વ્યક્ત કર્યા હતા તો પણ બલવાન્ અને દુષ્ટ લોકો સાથે પોતે વેર બાંધે છે એમ તેના મનમાં આવ્યું તેથી તેને અંતઃકરણમાં ભય પણ લાગ્યો. ન્યાયાધીશનું ઉક્ત ભાષણ ત્યાં એકત્ર થએલા સર્વે સભાસદોને રૂચ્યું હતું છતાં પણ તે રક્તપાતી મંડળનું સામર્થ્ય બહુજ ભયંકર હોવા ઉપરાંત આવી રીતે તે મંડળની સાથે દુશ્મનાઇ કરવાથી ભવિષ્યમાં મહાન્ અનર્થ થશે, એવો વિચાર મનમાં આવવાથી ઘણાખરા સભાસદોની મુખમુદ્રા ઉપર શ્યામતાની છાયા છવાઈ હતી. મહારાજા ચંદ્રસેને કહ્યું-"હમણાં હમણાં તો એ રક્તપાતી મંડળે જુલમ ગુજારવામાં હદ વાળી છે. આજે આવેલી ચિઠ્ઠી તે નીચ ચંડપ્રદ્યોત રાજા તરફથી આવી છે એમાં શંકા નથી. તે એ મંડળનો એક અધ્યક્ષ છે એ વાત ઘણાખરા જાણે છે. તે ઉદ્ધત રાજામાં સમરાંગણમાં સામે છાતી કાઢી પોતાનું પરાક્રમ ગજાવવાનું સામર્થ્ય નથી, એમ તેને ખાત્રી થવાથી હવે આ પ્રમાણે નીચતાથી ભરેલો છૂપો માર્ગ સ્વીકાર્યો છે. જેણે આજે ઘોર અપરાધ કરી આપણ સર્વેને પીડા પહોંચાડી છે, તે ગુપ્ત દૂતને કયા પ્રકારની શિક્ષા કરવી યોગ્ય છે?"

"ચૈતન્યે જે મનુષ્યને પકડયો છે તેજ ખરો અપરાધી છે કે નહિ, એ વાત પહેલાં સિદ્ધ થવી જોઈએ." ન્યાયાધીશે કહ્યું. તે સાંભળી ચૈતન્યે કહ્યું-"સરકાર! જેણે એ કૃત્ય કર્યું છે, તે પોતેજ

એ વાત કબૂલ કરે છે એટલુંજ નહીં પણ એ કૃત્ય કરી તેણે મહાન્ પરાક્રમ કર્યું છે, એમ તે બેપરવાહીથી કહે છે. વિશેષમાં એ કૃત્ય કરવા માટે મળેલ પરવાનો—લેખી હુકમ—પણ તેની પાસેથી મળી આવ્યો છે. આ સંબંધમાં સેનાપતી આપને ખાત્રી આપશે."

"જો એમજ છે તો તે દુષ્ટને અહીં લાવવાની જરૂર નથી. તે પાપીનાં આ સભાસદોને દર્શન પણ થવાં ન જોઈએ. સરકાર ! એવા પ્રકારના અપરાધીને દેહાન્તદંડની શિક્ષા કરવી એ યોગ્ય છે. કારણ કે પ્રત્યક્ષ વધ કરનાર, તેને અનુમોદન આપનાર અને તેને તે કાર્યમાં સહાય કરનાર એ સર્વે સરખાજ ગુનેહગાર છે. આ રક્તપાતી મંડળે આજ સુધીમાં હજારો ખૂન કર્યાં છે માટે તે માણસને આવી સખત શિક્ષા કરવી એ ન્યાય છે." ન્યાયાધીશે કહ્યું.

"સભાજનો ! ન્યાયાધીશ એ પ્રત્યક્ષ ન્યાય દેવતાજ છે. તેની આજ્ઞા એજ શ્રુતિ–સ્મૃતિ છે; માટે હું એવો હુકમ ફરમાવું છું કે તે રક્તપાતી મંડળની સેવા કરવા ચાહનારાઓને દેહશત લાગે એટલા માટે પકડાયેલા ગુનેહગારને કિલ્લાના મોટા દરવાજા નજીકના તટ ઉપર એક વધસ્તંભ ઉભો કરી ત્યાં તેને ફાંસી દેવી. તેના પ્રેતને ત્રણ દિવસ સુધી ત્યાંજ લટકતું રહેવા દેવું. ત્યાર પછી કોઇ તે પ્રેતની માગણી કરવા આવે તો તેના અંતિમ સંસ્કાર માટે તે લાશ તેને આપવી પણ તે પહેલાં એ વાતની નક્કી ખાત્રી કરી લેવી કે તે શબ લેવા આવનાર રક્તપાતી મહામંડળનો કોઈ માણસ નથી. સેનાપતિ ! તે નીચને અત્યારે ને અત્યારે ફાંસીએ ચઢાવો. તેમજ આખા નગરમાં એવો ઢંઢેરો પીટાવો કે તે રક્તપાતી મહામંડળની સાથે સંબંધ રાખનારાઓને પણ આવીજ ભયંકર શિક્ષા કરવામાં આવશે."

"સરકારના આ ન્યાયી કૃત્યમાં મારી પૂર્ણ સમ્મતિ છે. તે નીચ મંડળનું સત્યાનાશ કરી નાંખવા દરેક માણસે પ્રયત્ન કરવો

જોઇએ." ન્યાયાધીશે કહ્યું.

સેનાપતી નમ્રપણે પ્રણામ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

ન્યાધીશ અને રાજાને જરાએ ન ડગમગતાં તે મહા બલવાન મંડળનો પ્રતિકાર કરવા આવી રીતે તૈયાર થએલા જોઈ ત્યાં એકત્ર થએલા સર્વે મનુષ્યોને ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. ગુનેહગાર ઉપર દયા કરવા માટે કોઇના પણ મુખમાંથી એકે શબ્દ નિકળ્યો નહીં. ફક્ત મધુરીએ દયામય દ્રષ્ટિથી પોતાના પિતાની સામે જોયું, પણ રાજાએ જાણી જોઇને તે તરફ ધ્યાન આપ્યું નહિ. થોડી વાર પછી મહારાજા ચંદ્રસેન ચૈતન્ય તરફ જોઈને બોલ્યા—"ચૈતન્ય! આજે તેં કરેલું સાહસિક કૃત્ય જોઈ હું તારી ઉપર બહુજ પ્રસન્ન થયો છું. તે રક્તપાતી મંડળને તારે લીધેજ હું મારા ક્રોધનું છમકલું દેખાડી શકયો છું. તેં કરેલા આ સત્કૃત્યના બદલામાં તારે જે કંઈ માગવાનું હોય તે માગી લે! તારી ઇચ્છા હું પૂર્ણ કરી શકું તેમ હશે તો જરાએ પાછી પાની કરીશ નહિ, એવું વચન મેં પહેલાંજ તને આપ્યું છે. તે વચનમાંથી મને મુક્ત કર. તેમજ આ એકત્ર થએલા સભાસદોને પણ જાણવા દે કે અપરાધીને સખ્ત શિક્ષા કરવાનું તથા બક્ષીસ આપવાનું સામર્થ્ય મારામાં છે!"

ચૈતન્ય નમ્ર થઈ આગળ આવી બોલ્યો—"ધમકી આપનારો પત્ર જે માણુસ અહીં લાવ્યો તે હરામખોરને જો કોઇ પકડી આપશે તેને તે જે માગશે તે ઈનામ હું આપીશ; પણ તે ઇનામ કે માગણી હું આપી શકું તેવી હોવી જોઇએ." આ પ્રમાણે આપે કરેલી પ્રતિજ્ઞા છે.

"શાબાસ ચૈતન્ય! તારી બુદ્ધિ ખરેખર બહુજ તીવ્ર છે. હમણાંના કાર્ય ઉપરાંત તેં બીજું પણ મારૂં કાર્ય કરેલું છે. તે નીચ ચંડપ્રદ્યોત રાજા મારી પુત્રીનું હરણ કરી ગયો હતો પણ તેની મુક્તતા

તેં બહુજ ચાલાકી, હિંમત અને હોંશિયારીથી કરી છે. તારા આ ઉપકારમાંથી મુક્ત થવા માટે પણ કંઈક બદલો મારે તને આપવોજ જોઈએ, માટે તારે જે માગવું હોય તે માગ, જરાએ સંકોચ રાખીશ નહિ!"

"સરકાર! તે શિવાય પણ આ સેવકે આપની એક સેવા બજાવી છે. પોતાના મુખે પોતે કરેલા કાર્યનો ઉચ્ચાર કરવો એ ઠીક નથી તો પણ આત્માશ્લાઘાનો દોષ અંગીકાર કરીને પણ મારે આ સમયે સ્પષ્ટ કહેવું જોઈએ કે મેં આપની જે બીજી સેવા કરી છે તે બહુજ તુચ્છ છે તો પણ તેના સ્મરણથી મારી માગણીને વધારે પુષ્ટિ મળશે. ચંડપ્રદ્યોત રાજાની સાથે તરતમાંજ થએલા યુદ્ધને સમયે આપનું લશ્કર પાછું ફર્યું તે સમયે આપના સૈન્યને ઉત્તેજન અને ઉત્સાહ આપી વીરતાથી લડવાને માટે મેં પ્રવૃત્ત કરેલ હતું. તે વખતે મારૂં સર્વ શરીર બખ્તરમાં છુપાએલું હતું."

"શું એ તું ખરૂં કહે છે ચૈતન્ય? કટોકટીને સમયે એક પરાક્રમી વીર પુરૂષે આવી શૌર્ય બતાવ્યું, એ વાત સર્વ લોકો જાણતા હોવાથી—તે સાંભળીને તે વીર હું પોતેજ છું એવી બડાઈ તો નથી હાંકતો ને?" રાજાએ આશ્ચર્યચકિત થઈ કહ્યું.

"સરકાર! શું મારા પરાક્રમને માટે આપને શંકા ઉપજે છે?" આ શબ્દ ઉચ્ચારતી વખતે તેની મુખમુદ્રા અસહ્ય અપમાનથી લાલચોળ થઈ ગયેલી દેખાતી હતી. તે આગળ બોલ્યો—"આ સંબંધમાં હું આપને થએલી શંકાનું સમાધાન કરી આપીશ. તે બાબત વધુ તો શું કહું પણ આ સરદાર ભદ્રસેન આપને તમામ હકીકત જણાવશે."

"એમના શૌર્યની મને પરિપૂર્ણપણે ખાત્રી છે. એ વખત આ સદ્‌ગૃહસ્થે ઘણીજ શૂરવીરતાથી મારા પ્રાણ બચાવ્યા છે!" સરદાર ભદ્રસેને નમ્રતાથી કહ્યું.

"ઠીક છે. ત્યારે આ વિષયમાં પણ તારો મારી ઉપર આભાર

થયો છે ખરો ! હું પણ તે ખુશીથી કબૂલ કરૂં છું. હવે વિલંબ ન કરતાં એ ત્રણે કાર્યોને માટે એકદમજ જે જોઈતું હોય તે માગી લે ! ” રાજાએ જરા સૌમ્યતાથી કહ્યું.

પછી તે બોલ્યોઃ–“ મહારાજા, તેમના સરદારો અને સામંતાદિક સર્વે સજ્જનો ! હું જે માગણી કરૂં છું તે તરફ સર્વે ધ્યાન આપો. જે ગૃહસ્થે કાંચનપુર ઉપર થએલા હુમલાની વખતે પ્રાણની પણ પરવાહ નહીં કરતાં જીવ ઉપર આવી જઇ રાજાની આબરૂનું, પ્રજાના ધનધાન્યાદિક અને જીવનનું સંરક્ષણ કરી ચંડપ્રદ્યોતને પાછો વાળ્યો; તેમજ જે સમયે રાજકુમારીને ચંડપ્રદ્યોત પકડી લઇ ગયો હતો અને મહારાજા તેની ઉપર ચડાઇ કરનાર હતા, તે ચડાઇના શુભાશુભ પરિણામ ઉપર જેનું જીવન ઝોલાં ખાતું હતું, તે ચડાઈમાં દુર્દૈવે જો મહારાજા પરાજિત થાત તો તેમનું તમામ જીવન ધૂળધાણી થઇ જાત, તે રાજકુમારીને જીવને જોખમે જે ગૃહસ્થ ત્યાંથી છોડાવી પાછો લાવ્યો; તેમજ અહીં એકત્ર થએલા સર્વ મેમાન--મંડળ સમક્ષ પ્રત્યક્ષ સરકારને પણ તે સ્વયંસિદ્ધ મંડળના માણસને તત્કાળ પકડી આપી જે ગૃહસ્થે ન્યાયના કામમાં સરલતા અને સગવડ તેમજ સહાયતા કરી ન્યાયનો માર્ગ સાફ કરી આપ્યો; તેજ ગૃહસ્થ મહારાજા ચંદ્રસેન ! જો આપની પાસે આપની કન્યાનો હાથ માગે તો શું તેની માગણી અયોગ્ય કે અનુચિત ગણાશે ? ”

ચૈતન્યનું આ ભાષણ સાંભળી ત્યાં એકત્ર થએલા સર્વ મનુષ્યો મહારાજા તરફ તેમજ રાજકુમારી મધુરી તરફ જોવા લાગ્યા.

ફક્ત એક ક્ષણભરજ રાજાની મુખમુદ્રા ક્રોધિત થએલી દેખાઇ, પણ બીજીજ ક્ષણે તેણે મનોનિગ્રહ કરી પોતાની મુખમુદ્રા શાંત અને ગંભીર કરી લીધી. મધુરી લજ્જીત થઇ નીચું મુખ કરી હવે પોતાનો પિતા શું ઉત્તર આપે છે, તે સાંભળવા ઉત્સુક થઈ બેઠી. થોડો

વખત વિચાર કરી મહારાજા ચંદ્રસેને કહ્યું:—

"ચૈતન્ય! તેં મારી અને મારા રાજ્યની જે કામગિરી બજાવી છે તેનું મહત્વ લક્ષ્યમાં લેતાં તેં કરેલી માગણી ગેરવ્યાજબી છે એવું કોઈનાથી પણ કહી શકાશે નહિ. તેમજ મેં કરેલી પ્રતિજ્ઞા પણ મારે પૂર્ણ કરવાની જરૂર છે, એ બધું ખરૂં છે પણ આ બાબતમાં હું નિરૂપાય છું. તારી માગણી પૂર્ણ કરવા હું તદ્દન અસમર્થ છું."

સર્વ લોકોનું ચિત્ત રાજાના ભાષણ તરફ પૂરેપૂરૂં આકર્ષાયું હતું એટલામાં ચૈતન્યે ફરી કહેવા માંડયું:—

"મારી માગણી પૂરી ન કરવાના કારણરૂપ ત્રણ આક્ષેપો આપના તરફથી ઉભા કરી શકાય તેમ છે. તેમાં પહેલો આક્ષેપ એ છે કે હું એક ગરીબ વિદ્યાર્થી છું અને તેથી રાજકન્યાની સાથે વિવાહ કરવા જેટલી મારી યોગ્યતા કે લાયકાત નથી. બીજો એ કે આ સંબંધ રાજકન્યાને અપ્રિય થશે કે કેમ? અને ત્રીજો આક્ષેપ એ કે આપ પોતે રાજકુમારીને અવન્તિ નગરાધિપતિના યુવરાજને આપવા માટે વચનબદ્ધ થઇ ચૂક્યા છો!"

"ચૈતન્ય! તારૂં આ કથન યથાર્થ છે. હું જે આક્ષેપ કે શંકા લેનાર હતો તે સર્વે તેં ત્હારા મુખેજ કહી બતાવેલ છે. હવે તેનું સમાધાન તું કેવી રીતે કરે છે, તે જોઇએ એટલે તારા પોતાના મુખેજ ન્યાય થઈ જશે."

"મહારાજા! એ ત્રણે આક્ષેપોનું સહેજે સમાધાન થવા જેવું હોવાથી મેં પૂર્ણ વિચાર કરીનેજ માગણી કરી છે. પહેલો આક્ષેપ મારી દરિદ્રતાના સંબંધમાં છે અને તેનું સમાધાન હું કરૂં છું તે સર્વે સભાજનો સાંભળો!"

અવંતિ નગરની પાસેજ મણિપુર નામનું એક મોટું રાજ્ય છે. તે રાજ્યના સ્વામી મહારાજા ચંપકદેવ લગભગ બે ત્રણ મહિના પહેલાં

દેવલોક પામ્યા છે, એ વાત આપ સર્વેએ સાંભળી હશે ?"

"હા. અમે તે વાત સાંભળી છે, પણ તેની સાથે પ્રસ્તુત વિષયનો સંબંધ શી રીતે પહોંચે છે ?" મહારાજાએ કહ્યું.

"હવે હું તેજ સ્પષ્ટ કરી દેખાડવાનો છું. આ સંબંધ સિદ્ધ કરી આપવા માટે મારે તે ગાદી ઉપર થએલા રાજાઓની ત્રણ પેઢીઓનો ઇતિહાસ ટુંકામાંજ કહેવો પડશે. કૃપા કરી આપ તે સર્વ સાંભળશો:—

લગભગ સાઠ વર્ષ પહેલાં પ્રસન્નદેવ નામક પરાક્રમી રાજા મણીપુરનું રાજ્ય કરતો હતો. તેને બે રાણીઓ હતી. એ બન્ને રાણીઓ એકજ સમયે પ્રસૂતા થઇ હતી અને બન્નેને પુત્ર થયા હતા. રાજાએ કુમારદેવ અને રત્નદેવ, એવાં નામ તે પુત્રોનાં પાડયાં હતાં. તેમાં કુમારદેવ એ પટ્ટરાણીનો પુત્ર હતો અને રત્નદેવ બીજી રાણીનો પુત્ર હતો. રાજાનો પ્રેમ બીજી રાણી ઉપર અને તેના પુત્ર રત્નદેવ ઉપર વિશેષ હતો. મહારાજાની એવી ઇચ્છા હતી કે પોતાની પાછળ પુત્ર કુમારદેવને નહિ પણ રત્નદેવને રાજ્યગાદી મળે અને તે રાજા થાય. બન્ને પુત્રો ઉમ્મરલાયક થયા પછી મહારાજાએ કુમારદેવને પાસે બોલાવી પોતાની જે ઇચ્છા હતી તે સ્પષ્ટપણે કહી દેખાડી. પૂજ્ય પિતાની ઇચ્છા પૂર્ણ કરવી, એ પુત્રનો ધર્મ છે, એમ સમજી કુમારદેવે રાજ્યગાદી ઉપરનો પોતાનો હક્ક છોડી દઈ તે દેશનો ત્યાગ કરવાનું ઘણાજ આનંદથી કબુલ કર્યું. તેણે થોડા દિવસમાંજ મણીપુરનો ત્યાગ કર્યો અને પોતે આપના કાંચનપુરના રાજ્યમાં આવી રહેવા લાગ્યો. હવે ભવિષ્યમાં પોતાને ગરીબાઈમાં જીંદગી વ્યતીત કરવાની હોવાથી પોતાની સાથે બહુ રસાલો પણ તેણે લીધો નહોતો. કાંચનપુરમાં આવ્યા પછી પોતે રાજ્ય તરફથી એક નાની સરખી નોકરી મેળવી અને પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. પોતાનો પુત્ર

કાંચનપુરના રાજ્યમાં નોકરી કરી ગુજરાન ચલાવે છે એ વાત કુમારદેવના પિતાના જાણવામાં આવી. પોતાની ઇચ્છા પૂર્ણ કરનાર પિતૃભક્ત અને આજ્ઞાધારક પુત્ર અજ્ઞાતવાસમાં પોતાના જીવનનો સમય વ્યતીત કરે છે, એ જોઇ તેને બહુજ ખોટું લાગ્યું. તેણે તેને પાછો બોલાવ્યો. પરંતુ હવે પોતે ( કુમારદેવ ) મણીપુરના રાજ્યમાં પગ પણ નહિ મૂકે, એવી કુમારદેવની પ્રતિજ્ઞા હોવાથી તે પિતાના રાજ્યમાં ન ગયો તે નજ ગયો. તેણે પોતાના પિતાને વિનયપૂર્વક પત્ર લખી પોતાને માટે જરાએ શોક કે ચિંતા ન કરવા જણાવ્યું—વિનંતિ કરી. થોડા દિવસ પછી કુમારદેવે એક કુલીન પણ ગરીબ ક્ષત્રિયની પુત્રી સાથે લગ્ન કર્યું અને તે હકીકત પોતાના પૂજ્ય પિતાને જણાવી. આ પિતા—પુત્ર જો કે એક ચમત્કારિક રીતે પરસ્પરથી દૂર થયા હતા તો પણ અવંતિના એક ઉદયદત્ત નામના શેઠની મારફત તેમનો પત્રવ્યવહાર ચાલતોજ હતો. ઉદયદત્ત આ સર્વ ઇતિહાસથી વાકેફ હતો. એટલુંજ નહિ પણ તેનો પુત્ર અશોકદત્ત પણ તે ઇતિહાસ જાણતો હતો. થોડા દિવસ પછી કૃપાળુ પરમાત્માની કૃપાથી તેને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. તેનું નામ સિંહદેવ રાખવામાં આવ્યું હતું. પોતાને પૌત્ર થયો છે, એ વાત સાંભળવાથી પ્રસન્નદેવને ઘણોજ આનંદ થયો. તે પ્રસંગે પણ તે પુત્રપ્રેમવત્સલ પિતાએ તેને પોતાના રાજ્યમાં પાછો બોલાવ્યો પણ તે એક ટેકી મનુષ્ય પોતાની પ્રતિજ્ઞાથી જરાએ ચળાયમાન ન થયો તે નજ થયો.

બીજી તરફ યુવરાજ રત્નદેવનું પણ લગ્ન થઇ ગયું હતું અને તેને પણ એક પુત્ર થયો હતો. આ બન્ને પૌત્રોની પ્રાપ્તિ થવા પછી થોડાજ સમયમાં મહારાજા પ્રસન્નદેવે પરલોક પ્રયાણ કર્યું. મરણ સમયે તેણે ધનવાન્ શેઠ ઉદયદત્તને પાસે બોલાવી પોતાના પુત્ર—પૌત્રની વારંવાર ખબર લેવા વિનંતિ કરી. પોતાના તે પુત્ર કુમારદેવ તરફથી

આવેલા તમામ પત્રોનું એક બંડલ બાંધી તેના ઉપર પોતાના રાજ્યની મ્હોર કરી તે બંડલ પણ ઉદયદત્તને આપ્યું. પ્રસન્નદેવની પછી તેમનો પુત્ર રત્નદેવ ગાદીએ બેઠો. તે પોતાના વડીલ બંધુના સંબંધમાં કાંઈ પણ જાણતો ન હતો. રત્નદેવે ઘણા વર્ષ સુધી સુખ-શાંતિમાં રાજ્ય કર્યું અને પરલોકવાસી થયો. ત્યાર પછી તેનો પુત્ર અભયદેવ રાજ્યગાદી ઉપર બેઠો. કુમારદેવે પોતે રાજપુત્ર છે, એ વાત પોતાના પુત્ર સિંહદેવથી છુપાવી રાખી હતી. મહારાજા પ્રસન્ન-દેવના મૃત્યુ પછી ઉદયદત્ત અને કુમારદેવમાં બહુજ પત્રવ્યવહાર થયો. એક બે વખત તેઓ મળ્યા પણ ખરા. તે મુલાકાતની વખતે પોતાના કુળની કથા ઉદયદત્તે પોતાના પુત્રને ન કહેવા વિનંતિ કરી. કારણ કે પોતે મોટા કુળમાંનો છે, એવું અભિમાન ઉત્પન્ન થઈ કદાચ તે પોતાના કાકાની પાસે જઇ દુસ્મનાઇ કરશે, એવો કુમારદેવને ભય લાગતો હતો. તે વખતે ઉદયદત્તનો પુત્ર ૨૦–૨૨ વર્ષનો હતો અને તે કુમારદેવને લગતી તમામ હકીકત જાણતો હતો. એ હું પહેલાં કહી આવ્યો છું. પછી જ્યારે ઉદયદત્ત ગુજરી ગયો ત્યારે તેણે મહા-રાજા પ્રસન્નદેવે આપેલ બંડલ પોતાના પુત્ર અશોકદત્તને આપ્યું. તેણે પણ સિંહદેવની બહુજ સારી રીતે સંભાળ રાખી અને વખતોવખત તેની ખબર–અંતર લેતો. જ્યારે કુમારદેવ ગુજરી ગયા ત્યારે સિંહ-દેવનું લગ્ન થઇ ગયું હતું. સિંહદેવ મલવિદ્યામાં અને ધનુર્વિદ્યામાં બહુજ પ્રવીણ હતા. તે વિદ્યાના પ્રતાપેજ તે પોતાનું ગુજરાન સુખેથી કરતા હતા. આ વાત કાંચનપુરના ઘણા ખરા લોકો જાણતાજ હશે. એ સિંહદેવને એક ચૈતન્યદેવ નામનો પુત્ર થયો. તેને તે એકજ પુત્ર હતો. આ વાતને આજ ૨૦–૨૨ વર્ષ થયાં છે.

જે સમયે મણીપુરના મહારાજા અભયદેવ સ્વર્ગસ્થ થયા ત્યારે તેમને કંઈ પણ સંતાન ન હોવાથી અવંતિપુરાધિપતિ મહા-

રાજાધિરાજે મણીપુરનો સર્વ રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો. પછી સદરહુ રાજ્યનો કોઈ વારસ હોય તો તેની તપાસ કરવાનું કામ તેમણે પોતાના પ્રધાનમંડળને સોંપ્યું. આ વાત અશોકદત્તના જાણવામાં આવતાંજ તેણે મહારાજાધિરાજની મુલાકાત લઇ મણીપુરને લગતો પોતે જે ઇતિહાસ જાણતો હતો તે સર્વ નિવેદન કર્યો. તે ઉપરથી ચૈતન્યદેવ એ તે રાજ્યનો ખરો અને સાચો વારસ તેમજ હક્કદાર છે, એમ તેમના ધ્યાનમાં આવ્યું. તરતજ તેમણે ચૈતન્યદેવને પોતાના મણીપુર રાજ્યનો તમામ કારભાર પોતાના હાથમાં લેવો એવી આજ્ઞા કરી અને તે માટેનું ફરમાન પણ ચૈતન્યદેવને મોકલી આપ્યું. આ રહ્યું તે ફરમાન અને તે ફરમાન જેને મળ્યું તે આ ચૈતન્યદેવ પોતેજ આપ નામદારની સમક્ષ ઉભો છે.”

એટલું કહી ચૈતન્યે પોતાની પાસેના કેટલાક પત્રોમાંથી થોડાક પત્રો મહારાજા ચંદ્રસેનના હાથમાં આપ્યા. ઉપર જણાવેલી હકીકતમાંના પુરૂષોનો સંબંધ સારી રીતે ધ્યાનમાં આવી જાય એટલા માટે તે ( ચૈતન્ય )ની વંશાવળી નીચે આપવામાં આવે છે.

પ્રસન્નદેવ
- કુમારદેવ
  - સિંહદેવ
    - ચૈતન્યદેવ
- રત્નદેવ
  - અભયદેવ

અવંતિનગરાધિપતિ મહારાજાધિરાજના સહી શિક્કાવાળો પત્ર મહારાજા ચંદ્રસેનના હાથમાં આપી, ચૈતન્યે ન્યાયાધીશને ઉદ્દેશીને કહ્યું—" ન્યાયમંત્રી ! પહેલાં આપ અવંતિપુર મહારાજાધિરાજના

ખાનગી ખાતામાં હતા તેથી તેમના સહી-શિક્કાવાળા અનેક પત્રો આપના હાથમાંથી પસાર થઇ ગયા હશે, માટે એકવાર આપ આ આજ્ઞાપત્ર ઉપર નજર નાંખી તપાસી જુઓ. આ આજ્ઞાપત્ર બનાવટી છે કે ખરો છે ? તેની મહારાજાને ખાત્રી કરી આપો !"

મહારાજા ચંદ્રસેને પણ સ્વયં પ્રેરણાથી તે આજ્ઞાપત્ર ન્યાયાધીશના હાથમાં આપ્યો. ન્યાયાધીશે તે આજ્ઞાપત્ર વાંચ્યો અને તેને ઉંધો-ચત્તો આડો-અવળો કરી ચોકસી કરીને તે આજ્ઞાપત્ર ખરો છે, એમ કહી તે પાછો ચૈતન્યને આપ્યો. પોતે પોતાના આસન ઉપરથી ઉભા થઇ કહ્યું-" મણીપુરના મહારાજા ચૈતન્યદેવ ઉભા છે તેવે વખતે અમારે અમારા આસન ઉપર બેસી રહેવું એ યોગ્ય નથી. માટે હું એક એવી સૂચના કરૂં છું કે મહારાજા ચૈતન્યદેવે એક આસન ઉપર વિરાજી તેને શોભાવવું."

" આદરાતિથ્યનો સ્વીકાર કરવાને હજુ જરા વાર છે. હું જો કે રાજા હોઉં તો પણ જ્યારે મણીપુર જઇશ ત્યારેજ ખરો રાજા થએલો ગણાઇશ. જ્યાં સુધી હું કાંચનપુરમાં છું ત્યાં સુધી મહારાજા ચંદ્રસેનનો એક પ્રજાજનજ છું. અસ્તુ. હવે મને લાગે છે કે મેં કહેલી હકીકત ઉપરથી મહારાજાના પહેલા આક્ષેપનું નિવારણ થઇજ ગયું હશે."

" હા ! હવે મારો પહેલો આક્ષેપ રહ્યોજ નથી. હવે બીજા આક્ષેપનું નિરાકરણ મારી પુત્રીના એક શબ્દથીજ થઈ જશે. હવે મુખ્ય ઉપાધિ ત્રીજા આક્ષેપનીજ રહી છે. હું અવંતિપુરાધિપતિની સાથે વચનબદ્ધ થઈ ગયો છું."

" તે સંબંધમાં પણ કંઈ હરકત નથી."

" એ તમે શા ઉપરથી કહો છો ?"

" મહારાજાધિરાજના યુવરાજ હમણાં ઉમ્મરલાયક થયા છે. તેઓ તેમની પોતાની મરજી પ્રમાણેની પત્ની પોતેજ પસંદ કરી લઇ

તેની સાથે લગ્ન કરવા માગે છે. એવો તેમનો વિચાર હોવાથી મહારાજાધિરાજે પણ તેમને તેવી સમ્મતિ આપી છે."

"એ વાત હું પણ જાણું છું એટલુંજ નહિ પણ યુવરાજ મારી પુત્રીને જોવા માટે મહિના બે મહિનામાં આવશે, એવી ખબર પણ તેમની તરફથી મળેલ છે."

"મહારાજા! કેદખાનામાંથી નાસી છુટયા પછી હું એકદમ અવંતી ગયો હતો. મારા કુળની કથા પણ ત્યાંજ મારા સાંભળવામાં આવી હતી. તે સમયે યુવરાજ અને મહારાજાધિરાજ સાથે મારે ઘણી વાતચિત થઇ હતી. શી શી વાતચિત થઇ, એ મુખે કહેવા કરતાં હું તમને તેમના લેખથીજ ખાત્રી કરી આપું છું!"

એમ કહી તેણે બીજો એક પત્ર મહારાજાને આપ્યો. રાજાએ તે પત્ર આદ્યંત વાંચી જોયો. તેઓ જ્યારે કાગળ વાંચતા હતા ત્યારે તેમના મુખ ઉપર ઉત્તરોત્તર નિરાશાની છાયા અધિકાઅધિક સ્પષ્ટ દેખાવા લાગી. આખરે રાજાએ કહ્યું—"ચૈતન્યદેવ! તમારૂં કથન સત્ય છે. આ પત્રમાં મારા ત્રીજા આક્ષેપનું પણ નિવારણ કરવામાં આવ્યું છે."

રાજાના એ શબ્દો સાંભળતાંજ મધુરી અને ચૈતન્યની નજર એક થઇ અને તેઓએ નેત્ર દ્વારા પોતપોતાનો આનંદ પ્રદર્શિત કર્યો.

ન્યાયાધીશે રાજાના હાથમાંથી તે કાગળ લઇ તેમાંની નીચે લખેલી હકીકત વાંચી સંભળાવીઃ—

"મહારાજા ચંદ્રસેનજી!

નમ્રતાપૂર્વક જણાવવાનું કે મધુરી કે જે આપની પુત્રી છે, તે બીજા એક ગૃહસ્થને ચાહે છે, એ વાત મેં જાણી છે. તે માટે મને જરાએ ખોટું લાગ્યું નથી, લાગતું નથી અને લાગશે પણ નહિ. કારણ કે મારૂં મન પણ બીજી એક સુંદર અને સદ્દગુણી કુમારિકાએ

આકર્ષી લીધું છે. તેથી આપે મહારાજાધિરાજને આપની કન્યાના સંબંધમાં જે વચન આપ્યું હતું તેમાંથી આપ મુક્ત થયા છો.

યુવરાજ સિંહદત્ત.

થોડી વાર સ્તબ્ધ બેઠા પછી ચૈતન્યે મહારાજાને પૂછ્યું કે—"મહારાજા! હવે મેં માગેલ ઇનામના સંબંધમાં આપ શું જવાબ આપો છો!"

"મણીપુરાધિપતિ મહારાજા ચૈતન્યદેવ! હવે મારા ત્રણે આક્ષેપોનું નિવારણ થઇ ગયેલું હોવાથી હું મારૂં વચન પાળવા—તમે માગેલ ઇનામ આપવા સર્વથા તૈયાર છું. આ સર્વે સભાસદો સમક્ષ હું મારી પુત્રી તમને અર્પણ કરૂં છું. પણ આજ સમયે હું મારી એક બીજી ઇચ્છા પ્રદર્શિત કરૂં છું. તે તરફ ધ્યાન આપો! આપ મારી પુત્રી સાથે લગ્ન કર્યા પછી બીજી સ્ત્રીના સાથે લગ્ન કરશો નહિ! એજ મારી ઇચ્છા છે. હું મધુરીનો પિતા હોવાથીજ તમને કહું છું. મારી પ્રતિજ્ઞા સાથે તેને કંઇ પણ લાગતું વળગતું નથી."

"મહારાજા! આપની ઇચ્છા યથાયોગ્ય હોવાથી હું તે અવશ્ય પાળીશ. અત્રે એકત્ર થએલા સર્વે સભાસદો સમક્ષ હું પ્રતિજ્ઞા લઉં છું કે—"હું મધુરીની સાથે લગ્ન કર્યા બાદ કોઇ પણ સ્ત્રીની સાથે લગ્ન કરીશ નહિ!"

આટલો બનાવ બનતાં રાત્રિ બહુ વીતી જવાથી તે મિજલસ સમાપ્ત કરવામાં આવી. સર્વે મનુષ્યો મહારાજા ચંદ્રસેન અને ચૈતન્યને પ્રણામ કરી ત્યાંથી પોતપોતાના ઘર તરફ જવા લાગ્યા. બીજાઓની જેમ સરદાર ભદ્રસેન પણ ચૈતન્યને પ્રણામ કરવા જતો હતો પણ ચતુર ચૈતન્ય ચેતી ગયો. ભદ્રસેન તેને પ્રણામ કરે તે પહેલાં તો તેણે તરતજ મિત્રતાથી તેનો હાથ પકડયો અને તે પણ તેની સાથે દિવાનખાનામાંથી બહાર નિકળી ગયો.



## પ્રકરણ ૨૭ મું.

## માયાવીનો બીજો કરાર.

પાછળના પ્રકરણમાં કહેલા બનાવો એક પછી એક એવા જલદીથી બની ગયા કે ત્યાં એકત્ર થયેલા લોકોને તે બાબતમાં કંઇ પણ વિચાર કરવાનો સમયજ મળ્યો નહિ. આ બનાવો પહેલાં બની ગયેલા બનાવો કરતાં વિચિત્ર હતા. તેથી પહેલાંની વાતના સંબંધમાં જે કેટલાક વિચારો ઉત્પન્ન થવા જોઇએ તે પાછા પડતા હતા અને નવીન વાતના સંબંધમાં વિચારો ઉત્પન્ન થતા હતા. એવો પ્રકાર ત્યાં ચાલતો હતો.

દિવાનખાનામાં ખંજર આવી પડતાંજ ચાલતું ગાયન અને ન્યાયાધીશે કહેવા માંડેલી વાત એ એકદમ બંધ થઇ ગયાં. પછી ગુનેહગારને પકડવા માટે જ્યારે ચૈતન્ય આગળ આવ્યો ત્યારે તેના સાહસ માટે સર્વેને નવાઇ લાગી. તે ગુનેહગારને પકડી લાવ્યા બાદ રાજા કે ન્યાયાધીશે વિશેષ ચોકસી ન કરતાં તેને વગર પૂછે અને વગર ન્યાય કર્યે એકદમ ફાંસીની શિક્ષા ફરમાવી તેથી લોકોના મનમાં ધાસ્તી ઉત્પન્ન થઈ. ત્યાર પછી ચૈતન્યે મધુરીની માગણી કરી ત્યારે લોકોને બહુજ આશ્ચર્ય લાગ્યું અને પછી જ્યારે તે એક પછી એક પ્રમાણો આપી પોતાનું મહત્વ સિદ્ધ કરવા લાગ્યો ત્યારે સર્વ લોકોને થએલા આશ્ચર્યની પરમાવધિ થઇ. સરદાર ભદ્રસેન સાથે જ્યારે ચૈતન્ય દિવાનખાનામાંથી બહાર પડ્યો ત્યારે તેઓને થોડી ઘણી વાતચિત પણ થઇ. પછી તરતજ ચૈતન્યે ભદ્રસેનની રજા લીધી અને ત્વરિત ગતિએ કિલ્લાના તટ તરફ ચાલ્યો ગયો. તે ઠેકાણે એક માણસ

તેની વાટ જોતા હતા તે માયાવીજ હતા. તેણે ચૈતન્યને કહ્યું–" કેમ ચૈતન્ય ! હવે તારી ઇચ્છા પૂર્ણ થઇ ! "

" હા. મારી ઇચ્છા પૂર્ણ થઇ. હવે તરતમાંજ–પહેલા મુહુર્તમાંજ અમારાં લગ્ન થશે, પણ તું મારા ઉપર દયા કરતા નથીને ? કૃપા કરી મારી પાસે તેટલી શરત કબુલ કરાવીશ નહિ. "

" કૃપા, દયા કે માયા એ શબ્દોને હું બિલકુલ ઓળખતોજ નથી. તેમજ મારા નિશ્ચયને બદલવાનું મને કોઈ પણ કારણ દેખાતું નથી. ભાઈ ! કૃતકર્મને માટે દુઃખ અને ભવિષ્યની આશાએ સુખ માનવું, એવો તમારો મનુષ્યોનો સ્વભાવજ છે. "

" તું એમ શું કરવા બોલે છે ? મારે માટે સુખની આશા આત્યંતિક સુખની આશા–કયાં બાકી રહેલ છે ? "

" તેથીજ કહું છું કે અત્યારે તને જે સુખો મળે છે તે તો ભોગવી લે ? અરે ! ભલા માણસ ! મૃત્યુ પછી શું થશે એનો વિચાર શા માટે કરવો જોઇએ ? ચાર્વાક લોકોના મતને તું શું નથી જાણતો ? તેમનાં શાસ્ત્રો મુજબ પરલોક છે કયાં ? અરે ! દેહ અને આત્મા એ શું જુદા જુદા પદાર્થો છે ? મનુષ્યદેહ એજ પરમાત્મા છે. તેનેજ તું સંતુષ્ટ કર એટલે થઇ ચુકયું. હવે તારે બીજું શું જોઇએ છે ? મધુરી તો હવે તારીજ છે. તેનો અભિમાની પિતા હવે માંખણ કરતાં પણ નરમ થઇ ગયો છે. તેમજ જેની પાસેથી તારે બદલો લેવાની ઇચ્છા હતી તે ઇચ્છા પણ પૂર્ણ થઇ ગઈ છે. તે ન્યાયાધીશે પૂર્વે કરેલ અન્યાયના બદલામાં તેની ઉપર આકાશી વજ્રપાત થઈજ ચુકયો છે ! "

માયાવીની છેવટની બન્ને વાતો સાંભળી ચૈતન્યના મનમાં જે પારમાર્થિક વિચારો ઉત્પન્ન થયા હતા તે સર્વે દૂર થઇ ગયા અને તે આનંદથી બોલ્યો–

"જો કે તે દુ:ખદાયક વાર્તા તે અન્યાયી ન્યાયાધીશના જાણવામાં આવી નથી તો પણ હવે તે તરતજ તેના જાણવામાં આવી જશે."

"ચૈતન્ય! તને હું વારંવાર જે સુચનાઓ કરતો ગયો તેનાથી તારૂં કામ સોળેસોળ આના પુરૂં થયું કે નહીં? જે સમયે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના સેવકો પેલા સરદાર ભદ્રસેનને ફાંસી દેવાના હતા તે વખતે ત્યાં જઈ તેને છોડવવાની સુચના મેંજ તને આપી હતી ને? તેજ પ્રમાણે તે ગૃહસ્થ કાંચનપુરના યુદ્ધને સમયે પોતાનું શૌર્ય દેખાડતો હતો ત્યારે તેની મદદે જઇ તેનું રક્ષણ કરવાનું મેંજ તને કહ્યું હતું કે નહિ? જે વખતે ચંડપ્રદ્યોત રાજાના લોકો મધુરીને નસાડીને લઈ જતા હતા, તે વખતે તેમને હરકત કરીશ નહીં, મધુરીને લઇ જવા દે તે વાત તારા લાભનીજ છે, એમ મેંજ તને કહ્યું હતું ને? જો તું મારા કથન પ્રમાણે અંત સુધી ચાલ્યો હોત તો તારે તે વિપત્તિમય વાદળાંઓનો આવિર્ભાવ કરવો ન પડત અને દેશમાં મહાન્ અનર્થ કરવાની—દેશનું સત્યાનાશ કરી નાંખવાની—પેણ જરૂર પડત નહીં. આખરે તેં જે માર્ગે મધુરીની મુકતતા કરી તેજ માર્ગે તું પહેલીજ મુલાકાત વખતે તેની મુક્તતા કરી શકત. પણ તને તારી અક્કલ ચલાવી જોવાની ઇચ્છા થઈ, તેથી તે નિર્મળ મનની કુમારિકાને આડે માર્ગે જવાનો તું ઉપદેશ કરતો હતો. આખરે જ્યારે તારા સર્વે પ્રયત્નો નિરર્થક ગયા ત્યારે મેં બતાવેલા માર્ગનુંજ તેં અવલંબન કર્યું—તે માર્ગ તારે લેવોજ પડયો."

"ઓ માયાવી રાક્ષસ! વાસ્તવિક રીતે જોતાં આ કામમાં તારોજ અન્યાય છે. તેં જો મને તે બાબતમાં ફસાવ્યો ન હોત તો મારે તે પ્રમાણે કરવાની જરૂર પડતજ નહીં. તે છબીની બાબતમાં તું મારી પાસે જાણી જોઇનેજ તદ્દન ખોટું બોલ્યો હતો."

"અરે મૂર્ખ ! તે વખતે હું કંઈ તારો દાસ થયો નહોતો. તને શેહ આપવા માટેજ મારે તેવું કપટ કરવું પડયું. પણ આપણામાં એકરાર થયા પછી મેં તને કોઇ વખતે ફસાવ્યો છે ખરો કે? અત્યારે હું તારી એકનિષ્ટપણે સેવા કરૂં છું કે નહી ? ઠીક છે. અત્યારે એ વાત જવા દે: હવે તરતમાંજ તારાં લગ્ન થવાનાં છે એમ તું અત્યારે કહેતો હતો ને ?" માયાવીએ વિકટ હાસ્ય કરી કહ્યું.

"હા. મેં પહેલાં જે કહ્યું તે ખરૂં છે. પરંતુ તેટલું ધર્મકૃત્ય મારા હાથે થવા દેવા માટે તું જે શરત કરે છે તે બહુજ ભયંકર છે. તે શરત મારે કબુલ કરવી કે નહીં ? એ બાબતમાં મને મોટો વિચાર થઈ પડયો છે. મારી પત્નીને જે પહેલું સંતાન થશે તે મારે તારી સેવામાં સોંપી દેવું. પછી તું તેને છળીશ—છેતરીશ. છટ્ છટ્ એવો વિચાર........."

"આ વિચાર તુંજ કરી જો ! જો તારે પોતાને સુખ જોઈતુંજ હોય તો મારી શરત કબુલ કર. અરે ! પુત્ર, મિત્ર, પત્ની વિગેરેનો સંબંધ કોને માટે ? ફકત પોતાના દેહને માટેજ ને ? સમજી લે કે તારે ઉત્તમ પુત્ર થયો તો શું ? તે તારા મૃત્યુની સાથેજ તારો સંબંધ તજી દેશે. તારા મરણ પછી તેઓ થોડાજ દિવસ તારે માટે દુઃખી થશે, પછી તારી બાબતમાં તેઓને કંઇ પણ લાગશે નહિ. તેઓ તારા શ્રાદ્ધને દિવસે પોતાને પ્રિય એવાં શાં શાં પકવાનો કરવાં તેનો વિચાર કરતા બેસસે. આ તારી બાબતનો વિચાર થયો. હવે બીજી દ્રષ્ટિએ વિચાર કર ! મનુષ્યને પોતાનાં પૂર્વે કરેલા કર્મ પ્રમાણે ફળ પ્રાપ્ત થાય છે એવું શાસ્ત્રવેત્તાઓનો મત છે. તે મત મુજબ જોવા જઇએ તો તારા પુત્ર કિંવા પુત્રીનાં જેવાં પૂર્વ ભવે ઉપાર્જન કરેલાં કર્મ હશે તેવાં તેઓને ભોગવવાંજ પડશે. તેમના નિર્મિત કર્મમાં જરાએ ફેરફાર કરવાનું તારામાં સામર્થ્ય છે ખરૂં

કે ? જો હોય તો તે વાત જુદી છે અને જો ન હોય તો તેમના કર્માનુસાર તેમને ગતિ પ્રાપ્ત થશેજ !"

ચૈતન્યે માયાવીનું તે ભાષણ શાંતપણે સાંભળી લીધું. થોડીવાર પછી તે બોલ્યો–" માયાવી ! તારૂં કથન એક રીતે ખરૂં હોય એમ મને લાગે છે, પણ હજુ મારૂં મન તેમ કરવા પ્રવૃત્ત થતું નથી."

" તો પછી જરા વધારે વિચાર કર અને અત્યારની સ્થિતિનો પણ વિચાર કરી જો. હું તારી વિવેક શક્તિને જરા મદદ કરવા માગું છું. તારો અને મારો શો કરાર નક્કી થયો છે ? હું તારી સેવા કરૂં ત્યારથી તારે કોઇ પણ ધર્મકૃત્ય કરવું નહિ અને બીજાની પાસે કરાવવું પણ નહિ. જો તું તેમ કરવા માંડે તો મારે તને તત્કાળ પિશાચયોનિમાં કિંવા નરકસ્થાનમાંજ કહે ત્યાં લઈ જવો એવું તેં મારી પાસે કબુલ કર્યું છે. પ્રત્યક્ષ રીતે લગનના બંધથી બંધાયા વિના તને મધુરીની પ્રાપ્તિ થશેજ નહિ, એવી તને પોતાને ખાત્રી થએલી છે. તેણે પોતાના પિતાને છોડી દઈ–તારો હાથ ઝાલી બંદીખાનામાંથી નાસી જવાનું સાફ ના કબુલ કર્યું છે, તેથી બહારથી યોગ્ય દેખાતા એવા માર્ગનુંજ તારે અવલંબન કરવું પડયું છે. હવે ધર્મશાસ્ત્ર પ્રમાણે તારૂં તેની સાથે લગ્ન થાય, એટલુંજ બાકી રહ્યું છે. એવા સમયમાં તારે શા માટે પાછી પાની કરવી જોઇએ, એ મારા તો ધ્યાનમાં આવતું નથી."

" હા. હું પાછી પાની કરૂં છું એમાં જરાએ શંકા નથી. હું જો કે તારી સાથે વચનબદ્ધ થયો છું અને ફક્ત એટલુંજ ધર્મકૃત્ય કરવા હું તારી પ્રાર્થના કરૂં છું છતાં તું શા માટે એટલું બધું ખેંચી પકડે છે ? તે મારા પણ ધ્યાનમાં આવતું નથી. જો કે આટલુંજ ધર્મકૃત્ય કરવાથી હું તારા બંધનમાંથી છૂટી ગયો એમ તો છેજ નહિ. તો પછી મારા સંતાનને પણ નર્કમાં લઇ જવાની ઇચ્છા તારે

શા માટે કરવી જોઇએ ?"

"ભલા માણસ ! જેટલાં પ્રાણીઓ હું નર્કમાં લઇ જઇ શકું તેટલોજ મને તો લાભ છે. વધારે તો શું કહું પણ મનુષ્ય પ્રાણીને નર્કમાં ખેંચીને લઇ જવા માટે બની શકતા પ્રયત્નો કરવા, એવું મારૂં કર્તવ્યકર્મ છે અને તેને માટે મને બહુજ આનંદ થાય છે. લગ્નવિધિ જેવો ધર્મ કે જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર પ્રકારના પુરૂષાર્થ સાધ્ય કરી દેનારા વિધિને તું શું તુચ્છ માને છે ? એ ઉપરથીજ તારા મન ઉપર મારા સંગનો રંગ લાગ્યો છે, એ સ્પષ્ટ જણાઇ આવવાથી મને ઘણોજ આનંદ થાય છે. પણ ચૈતન્ય ! હજુ પણ મને તારા ઉપર પૂરેપૂરો વિશ્વાસ આવતો નથી, માટેજ મારે તને વધારે બંધનથી બદ્ધ કરી લેવો પડે છે. સમજ્યોને ?" એમ કહી માયાવીએ ચેષ્ટા કરી એક પ્રકારનું વિકટ હાસ્ય કર્યું.'

"હું પુષ્કળ વિચાર કરી જોઉં છું પણ આ બાબતમાં મારો નિશ્ચય થતો નથી. હજુ તો મારૂં લગ્ન થયું નથી—થવાનું છે. સંતાન થવા હજુ ઘણો અવકાશ છે, તેટલામાંજ તું મારી પાસે તેવી શરત કરાવવા માગે છે ! પણ હું ખરૂં કહું છું કે તે નિરપરાધી સંતાનનો જન્મ થયા પહેલાંજ તેને નર્કમાં મોકલવા મારે તૈયાર થઈ જવું, એ મને તો કોઈ પણ રીતે યોગ્ય લાગતું નથી."

"તો મધુરીની પ્રાપ્તિની ઇચ્છાનો ત્યાગ કરી દે ! તેના સિવાય સૃષ્ટિમાં શું થોડી સ્ત્રીઓ છે ?"

"ઓ માયાવી ! નર્કાગારમાં રહેનારાં સર્વે પ્રાણીઓ જો તારા સરખાંજ નિર્દયી અને કપટીજ હોય તો તે નર્કાગારમાં પરસ્પરનો નિવાસ શી રીતે થતો હશે ! અને ખરેખર જો તેમજ હોય તો મેં ભલતીજ શરતો ઉપર તને પ્રાણ સોંપી દીધા, એ બહુજ ખરાબ અને અયોગ્ય કાર્ય કર્યું છે, એમ મને લાગે છે. અરેરે ! આ વિચાર

જો પ્રથમજ મારા મનમાં ઉત્પન્ન થયો હોત તો કેવું સારૂં થાત !! આ લોકનો ત્યાગ કર્યા પછી મારે જે જે વેદનાઓ સહન કરવી પડશે, તેનું ભયાનક દ્રશ્ય જ્યારે મારી આંખો સમક્ષ આવી ઉભું રહે છે ત્યારે મારો આત્મા બહુજ ખિન્ન અને દુઃખિત થાય છે. મને જીવતાંજ આવી જાતની વેદનાઓ સહન કરવી પડશે, એવું જો મને તેજ સમયે સમજાયું હોત તો હું તેજ સમયે મોટી ખુશીથી મારા પ્રાણ તને સોંપવા તૈયાર થાતજ નહિ ! જો કદાચ હું તે કારાગારમાંથી છૂટો થયો હોત અને પાસે એક પણ કોડી ન હોવાથી હું ક્ષુધાથી રીબાત, કકડતી ટાઢથી દુઃખી થાત, ઉનાળાના સખ્ત તડકામાં બળી જાત, એવા પ્રસંગો—એવાં ભયંકર સંકટો—સહન કરવાં પડત તો તે પણ હું ખુશીથી સહન કરી લેત. અત્યારે મારે જે વેદનાઓ સહન કરવી પડે છે, તે કરતાં તે દુઃખો હું ખુશીથી સહી શકત ! દેહને થનારાં દુઃખો મન ભૂલી જાય છે પણ મનને થનારાં દુઃખો કદાપિ ભૂલી શકાતાં નથી. અરેરે ! હું ખરેખર ભૂલ્યો, ફસાયો, ઠગાયો રે છેતરાયો !! અફસોસ ! કે મારા હાથે મેં મારૂં સત્યાનાશ કરી નાંખ્યું !"

ઓ મૂર્ખ ! હવે તું ગમે તેટલો પશ્ચાત્તાપ કરીશ પણ તે સર્વથા નિરૂપયોગી છે. તને હવે એવા વિચારો સૂઝે છે પણ જ્યારે તું કેદખાનામાં હતો ત્યારે તારા મનમાં કેવા કેવા વિચારો ઉત્પન્ન થતા હતા, તારા મનને તે વખતે કેવી કેવી સુખદ કલ્પનાઓ થતી હતી. તે હું તને કહું છું તે સાંભળ !

"એક મહાન્ વિશાળ બગીચો છે. તેમાં અનેક પ્રકારનાં સુવાસિત અને રમણીય એવાં સુંદર—સુગંધિત સુમનોથી ફૂલીને પ્રફુલ્લિત થએલાં વૃક્ષ અને લતાઓ ત્યાં શોભે છે, જુદી જુદી જાતની રૂચિઓથી યુક્ત એવા ફળોથી લદબદ થએલાં ફળ—ઝાડો ત્યાં હાજર છે,

જે બગીચામાં ઉભા રહેવાથી અનેક પ્રકારના રમણીય દેખાવો દ્રગ્ગોચર થાય છે. સ્વચ્છ અને મધુર જળથી પૂર્ણપણે ઉભરાઇ જતી અને વાંકા-ચુંકા માર્ગે ચાલી જતી સરિતાના કિનારે નાના પ્રકારનાં ધાન્યો જેમાં વાવવાથી રમણીય દેખાતાં ખેતરો પ્રફુલ્લિત થયાં છે, તેમાં અનેક પ્રકારનાં પક્ષીઓ પોતાના કર્ણપ્રિય મધુર મનહર કલરવ કરતાં ક્રીડા કરે છે, એવો દેખાવ દેખાય છે; તેની એક બાજુએ મૃગયાને માટે એક નાનું સરખું જંગલ રાખવામાં આવ્યું છે, ત્યાં શિકાર કરવાની ઉત્તમ ગોઠવણ કરેલી છે, જે બાગમાં ફરતાં સુગંધમય શીતળ વાયુનો શરીરને સ્પર્શ થવાથી મદન ઉદ્દીપ્ત થઇ તરૂણી પોતાના પ્રિયતમને દ્રઢ આલિંગન આપવા તત્કાલ પ્રવૃત્ત થાય, એવો તે બગીચો હોય; તેમાં એક ઉત્તમ બંગલો છે, તે બંગલામાં એક સુંદર અગાશી હોય, તેની ચારે તરફ વાળાની ટટ્ટીઓ બાંધી દીધેલ છે. જે ઠેકાણે શુક-સારિકાઓ મંજુલ ગાયન ગાય છે, બીજી તરફ મયુર નૃત્ય કરે છે, અને તે ઠેકાણે આપણે આપણી સહચરી સાથે હાસ્યવિનોદ કરીએ છીએ, આપણે કરેલા વિનોદવડે પ્રણયકોપથી ક્રોધિત થઇ પોતાના પ્રિયતમ પાસેથી ન્હાસી જઈ એક લતાકુંજમાં જઇ પોતાની વાટ જોતી બેઠી છે, આપણે ત્યાં ધીમે રહી પ્રવેશ કરી તેના અજાણપણામાં તેને ચુંબન કરી લીધું છે, એવા પ્રકારનાં સુખો ભોગવવા મળશે, એવી કલ્પનાઓ તારા મનમાં ઘોળાતી હતી. હવે તે સર્વે સુખો તરતમાંજ ભોગવવાનો સમય નજદીક આવ્યો છે."

માયાવીએ કરેલ સુખોનું વર્ણન સાંભળી તેના મનમાંની ચળવળ શાન્ત થઈ. તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થયો અને તે માયિક સુખનું વર્ણન સાંભળી તદ્દન ઉલ્લુ બની ગયો. પછી તેણે માયાવીને કહ્યું-

"તું આ શું કહે છે ? મને હવે તે સુખો તરતમાંજ ભોગવ-

વાનું મળશે ખરૂં !? તે ક્યાં છે? તે મને તરત કહી દે!"

"તે સર્વે સુખો મણીપુરમાં તારી વાટ જોઈ રહ્યાં છે!"

"શું તે સર્વે સુખો મને પ્રાપ્ત થવાનાં છે? તું મને છેતરતો નહિ હોય એમ શા ઉપરથી સમજાય?"

"જે પ્રમાણે તું મારી સાથે પ્રતિજ્ઞાથી બંધાયો છે તે પ્રમાણે હું પણ તારી સાથે બંધાયેલો છું. ખરેખર આ બાબતમાં હું તને ફસાવતો કે છેતરતો નથી. હવે તું મારી શરત કબુલ કરે છે કે નહિ?"

"હું એક વાર તારૂં કથન કબુલ કરીને તારે સ્વાધીન થયેલોજ છું તો પછી હવેની તારી શરત કબુલ કરવામાં આનાકાની કરવાથી શો લાભ? તારી શરત હું કબુલ કરૂં છું."

"તો કર આ પત્ર ઉપર સહી!"

એમ કહી માયાવીએ એક કાગળ તેના હાથમાં આપ્યો. આ સમયે ચંદ્રનો પ્રકાશ સારી રીતે પડેલો હોવાથી તે પ્રકાશમાં ચૈતન્યે તે કાગળ ઉપર સહી કરી આપી. પછી ચૈતન્ય અને માયાવી બન્ને જુદી જુદી દિશા તરફ ચાલ્યા ગયા.

ત્યાંથી ચાલી ચૈતન્ય કિલ્લાના મોટા દરવાજા પાસે આવ્યો. ત્યાં એક મોટો સ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. તે ઉપર આડા બાંધેલા એક લાકડાની સાથે એક મડદું લટકતું હતું. વાયુના જોરથી તે મડદું હાલતું હતું. વચમાં વચમાં તે મડદાના મુખ ઉપર ચંદ્રનો પ્રકાશ સારી રીતે પડતો હોવાથી તે શબનું મુખ વિકાળ અને ભયાનક ભાસતું હતું. એટલામાં ચૈતન્યની પાસે એક માણસ આવી પહોંચ્યો. તેણે તે શબની તરફ આંગળી કરી કહ્યું—"તે રક્તપાતી મંડળના દૂતને આવી સજા મળેલ છે. તે હરામખોરોને એવીજ શિક્ષા યોગ્ય છે."

પોતાની સાથે ભાષણ કરનારો મનુષ્ય ન્યાયાધીશ પોતેજ છે, એમ તે મણીપુરનો મહારાજા ચૈતન્ય તેના સ્વર ઉપરથી જાણી ગયો.

તેની ઓળખાણ ધ્યાનમાં આવતાંજ ચૈતન્યે કહ્યું—" આપનું કથન સર્વથા સત્ય અને યોગ્ય છે. મને લાગે છે કે જે માણસને ફાંસીએ ચઢાવવામાં આવ્યો છે તેને આપ ઓળખતા હશો. "

" છટ્ છટ્ ! હું તો ધારૂંછું કે તે મારો ઓળખીતો નજ હોય !"

" તો ચાલો આવો, આપણે તેની પાસે જઇ સારી રીતે જોઇએ કે તે માણસ કોણ છે ? " એમ કહી ચૈતન્યે ન્યાયાધીશનો હાથ પકડયો. તે બન્ને તે વધસ્તંભની પાસે આવી ઉભા રહ્યા. પછી ચૈતન્ય બોલ્યો—" અહીંથી તે મનુષ્યનો વિદ્રુપ થએલો ચહેરો સ્પષ્ટ દેખાય છે. જો તમે નિહાળીને જોશો તો તમને તેની ઓળખાણ પડશે. " પછી ન્યાયાધીશ જરા આગળ વધ્યો અને તે લટકતા મડદા તરફ જોતાંજ તેણે એક હાય મારી. તે દુઃખિત અને ખખડતા સાદે બોલ્યોઃ—

" અરે પ્રભુ ! ગજબ થઈ ગયો. આ તે કેવો મહાન્ અનર્થ ! આ તો મારા એકના એક પુત્રનું શબ ! હાયરે નશીબ ! "

ચૈતન્ય તિરસ્કાર યુક્ત સ્વરે બોલ્યો—" અરે ઓ પક્ષપાતી અને અન્યાયી ધરડા ઘુવડ ! હવે તું શા માટે રડે છે ? તેં મને અન્યાયથી કારાગારમાં નાંખ્યો હતો, અને હું ગુનેહગાર ન હોવા છતાં તેં મારા પ્રાણ લેવાની—મને ફાંસીએ ચડાવવાની આજ્ઞા આપી હતી. તે ઋણ મારે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ચુકવવાનું હતું. ભર જુવાનીમાં આવેલું મરણ કેટલું બધું ભયંકર અને દુઃખદાયક છે, તેનો અને તેં કરેલા અન્યાયનો અનુભવ લઈ લે ! એકના એક પુત્રના વિયોગથી સદા સર્વદાને માટે હવે તું દુઃખીયો થઇ કરેલા કર્મનું ફળ ભોગવી લે ! " તે વૃદ્ધ ન્યાયાધીશ દુઃખથી વ્યાપ્ત થઈ ત્યાંજ પૃથ્વી ઉપર પછડાઈ પડયો. તેની તરફ જોઈ હસતો હસતો ચૈતન્ય પોતાના માર્ગે ચાલ્યો ગયો.



## પ્રકરણ ૨૮ મું.

### સુખી દંપતિનો સુખદ સંસાર.

ગત પ્રકરણમાં બની ગયેલી હકીકતને બે મહિના થઇ ગયા પછી અવંતિ નગરીમાં શું થાય છે, તે આપણે જોઇએ.

અવંતિ નગરીમાં એક તરફના ભાગમાં એક નાનું સરખું ઘર હતું. તે એક નાની સરખી ગલીમાં આવેલું હતું. તે ઘર એકાદ મધ્યમ પ્રતીના ગૃહસ્થનું હોવું જોઇએ એમ તે ઘરમાંની રચના અને તે ઘરમાંના નિકૃષ્ટ પ્રતીના પદાર્થો ઉપરથી તત્તકાળ ધ્યાનમાં આવી જતું હતું. એ ઘરમાંની એક ન્હાની ઓરડીમાં સરદાર ભદ્રસેન અને રૂપલતા, એ બન્ને જણાં બેઠાં હતાં. સંધ્યાકાળનો સમય હોવાથી તે ઓરડીમાં એક સમાઇમાં દીવો સળગાવેલો હતો. ભદ્રસેન પ્રેમપૂર્વક પોતાની પ્રિયાના મુખ તરફ જોઈ રહ્યો હતો. પરંતુ જ્યારે જ્યારે રૂપલતા તેની તરફ જોતી ત્યારે ત્યારે તે પોતાનું મુખ બીજી તરફ ફેરવી લેતો કારણ કે, પોતે તેની તરફ પ્રેમપૂર્વક જુએ છે, એ વાત તેના ધ્યાનમાં ન આવી જાય એવી તેની ઇચ્છા હતી. આ સમયે રૂપલતા પોતે ચુલા પાસે બેઠી હતી અને રસોઇ કરવામાં નિમગ્ન થઈ ગઈ હતી. તેની મુખમુદ્રા અતિશય આનંદિત દેખાતી હતી. વચમાં વચમાં પોતાના પતિ તરફ જોઇ મધુરૂં મધુરૂં હાસ્ય કરવામાં તેને અત્યંત આનંદ જણાતો હતો. થોડી વાર પછી ભદ્રસેને કહ્યું—"પ્રિયે ! આપણને અહીં આવે આજે દશ દિવસ થયા. એટલા દિવસોમાં ફક્ત એકજ વાર તું શ્રી મહાકાલેશ્વરનાં દર્શન કરવા માટે આવી હતી. એ સિવાય તું ઘરમાંથી બહાર નીકળી નથી."

" આ મહાન્ નગરમાં કોઇની સાથે મારે ઓળખાણુ નથી. તો પછી મારે બહાર જઇને શું કરવાનું છે ? આપના સુખદ સહવાસમાં વખત મજેથી વ્યતીત થઇ જાય છે. આપના મંગળમય મુખ શિવાય મારે આ શહેરમાં અન્ય કાંઇ જોવા જેવું હશે, તેમ મને તો લાગતું નથી."

" પ્રિયે ! આપણુને એક બીજાના સહવાસમાં એક બીજાના સમાગમનો અત્યારે અનહદ આનંદ મળે છે, એમાં શંકા છેજ નહિ; પણ કોઇ સમયે આપણુને કંટાળો નહીં આવે કે ?" "જ્યાં સુધી મને આપનો સહવાસ છે—સમાગમ છે ત્યાં સુધી મારો વખત ન જાય, એમ કદિ પણ બનશે નહિ !"

" તારૂં આ સંભાષણ મને ઘણુંજ મિઠું અને મધુર લાગે છે. પરમકૃપાળુ પરમાત્માએ મને તારા જેવી સુશીલ ધર્મપત્ની મેળવી તે માટે હું તેનો અંતઃકરણપૂર્વક અનંત ઉપકાર માનું છું. પણ પ્રિયે ! હું તારી સાથે કંઇપણ કપટ ભાવથી વર્તું છું, એમ તો તને નથી લાગતું ને ?"

" શું કપટભાવ ! આપ મારી સાથે કપટ કરતા હશો એમ કોઇ પણ દિવસે મારા સ્વપ્નમાં પણ આવ્યું નથી અને ભવિષ્યમાં આવશે પણ નહિ. પ્રિયતમ ! તમે મને ખરૂંજ કહો કે તમારા આ ચમત્કારિક ભાષણનો અર્થ શો ?"

" મારા આ ભાષણમાં કંઈ બહુ છુપો ભેદ હોય, એમ નથી. પ્રિયે ! જે દિવસે કાંચનપુરના રાજ્યપ્રાસાદમાં જ્યારે મેં મારો પ્રેમ તારી પાસે પ્રકટ કર્યો અને મારી સાથે લગ્ન કરવા તને પ્રાર્થના કરી, તે વખતે મેં મારા આયુષ્યનું ચિત્ર જેવું દર્શાવ્યું હતું તેવું તને અત્યારે અહીં જણાતું નહિ હોય, તેથી કહું છું કે—" હું તે વખતે તારી સાથે કપટભાવે વર્ત્યો હતો, એમ તો તને નથી લાગતું ને !"

"એવું મને શા માટે લાગવું જોઇએ ? મારે અહીં શી ઉણપ છે ! રહેવાને માટે પોતાની સત્તાનું ઘર છે, અન્ન વસ્ત્રનો સુકાળ છે અને વધારે સુખકારક તો આપનો સુખદ સહવાસ છે; એથી વધારે શું જોઇએ વ્હાલા ?"

"પ્રિયે ! મેં તને છેતરી છે, એમ તું કબૂલ કરતી નથી, પણ આ ભાંગ્યું તુટ્યું ઘર, તદ્દન ગરીબાઈના સંસાર માટે જોઈતી વસ્તુઓનો અભાવ, ફક્ત પેટ ભરવા જેવુંજ સુકું-પાકું અન્ન, અંગ ઢાંકવા માટે જાડાં વસ્ત્રો, એવા પ્રકારની મારી ગરીબાઇ જોઇ તને કંઈ પણ લાગી આવતું નહીં હોય ? મારી સ્થિતિ આવી ગરીબ છે, એ મેં તને પહેલાં જણાવ્યું નહિ, એટલે મેં તને છેતરી છે, એવું તારા મનમાં થતું નહિ હોય !"

"વ્હાલા ! હું પરમેશ્વરનું સ્મરણ કરીને કહું છું કે આપને મહાન્ વૈભવો પ્રાપ્ત થાય અને એશઆરામ ભોગવવા મળે, તો તેમાંજ સુખ છે, એવી મારી બિલકુલ માન્યતા નથી તેમજ દોરદમામની મેં કોઈ પણ કાળે આશા કરી નથી. મને લાગે છે અને હું ખરૂંજ કહું છું કે મારા જેવી સુખી સ્ત્રી બીજી કોઇપણ આ સંસારમાં નહીં હોય ? પહેલાં જો કે હું રાજમહેલમાં રહેતી હતી તો પણ મારી તમામ ઉમર દાસત્વમાં........"

"તો પણ તેં તારી સ્વામિની સાથે અનેક પ્રકારનાં સુખોનો ઉપભોગ લીધો છે. આવા પ્રકારના દારિદ્રયની તને ગંધ પણ નહોતી."

"પ્રિયતમ ! મને લાગે છે કે હજુ તમે મારા સ્વભાવની બરાબર પરીક્ષા કરી નથી. જો તમે અત્યારે છો તેના કરતાં હજાર ગણા ગરીબ હોત, સવારથી તે સાંજ સુધી તમે મહા મેહનત કરતા હોત અને આપણુને બહુજ થોડું પ્રાપ્ત થતું હોત, તો પણ રાજમહેલમાં રહી દાસત્વમાં મેં જે સુખો ભોગવ્યાં હતાં તે સર્વેને ભૂલી જઈ

અંતઃકરણના અતિશય આનંદ સાથે તમારા કામમાં અવશ્ય મદદ કરત અને થોડામાં ઘણું માની તમારી સાથે સંસાર શકટ ચલાવી લેત. એટલુંજ નહીં પણ આપણને ગમે તે સ્થિતિ પ્રાપ્ત થઇ હોત તો તેમાં પણ હું અનહદ આનંદ માનત અને તમારા સહવાસ સર્વ ભૂલી જઇ સમય ખુશીથી વ્યતીત કરત !"

રૂપલતાનું આવું ભાષણ સાંભળી ભદ્રસેનને અત્યંત આનંદ થયો. તે આનંદના આવેશમાં તેની આંખોમાંથી જળનાં બે ચાર બિંદુઓ નિકળી આવ્યાં. તે ગદ્ગદિત થઇ ગયો. થોડો વખત પોતાના ચિત્તને શાન્ત કરવા તે થોભ્યો અને પછી બોલ્યો—

"પ્રિયે ! તારા ગુણો ઉપર મોહિત થઇ મેં તારી સાથે લગ્ન કર્યું પણ ખરેખર તે વખતે હું તારા ગુણોની પૂરેપૂરી પરીક્ષા કરી શકયો નહોતો. આકસ્મિક રીતે મણીપુરનું રાજ્ય પ્રાપ્ત થવાથી અને મધુરી જેવી ધર્મપત્ની મળવાથી રાજા ચૈતન્યદેવને પોતાને જેટલું સુખ થયું હશે તેના કરતાં પણ વધારે સુખ મને તારા સુખદ સમાગમથી થયું છે."

"પ્રિયતમ ! એવો એક ઇશ્વરી સંકેતજ છે કે પતીના આનંદથી પત્નીને પણ આનંદ થવોજ જોઇએ. હું ખરૂંજ કહુંછું કે—પોતાના મનમાનતા પતી સાથે અથવા પત્ની સાથે થયેલું લગ્ન એજ સત્ય સુખનું કારણ છે. ફક્ત સંપત્તિના પ્રાપ્ત થવાથીજ ઇચ્છિત સુખો પ્રાપ્ત થશે, એવું જો કોઇ સમજતું હોય તો તેની તે સમજણ સંકુચિત અને કઢંગી છે એમ મારી તુચ્છ બુદ્ધિને લાગે છે. સ્ત્રી પુરૂષોમાં પરિપૂર્ણપણે પવિત્ર પ્રેમનું હોવું એજ ખરા સુખનું સબળ અને સત્ય સાધન છે. વધારે તો શું કહું પણ આપનો હાલ જેવો પ્રેમ મારા ઉપર છે, તેવો ન હોય અને જો તમે નાના પ્રકારના વૈભવયુક્ત રાજમહેલમાં મને લઇ જઇ રાખો તો પણ તેથી મને જરાએ સુખ કે

આનંદ જણાત નહિ."

"તને તારા આ સદ્‌ગુણને માટે પરમેશ્વર યોગ્ય બક્ષિસ આપ્યા વિના રહેશેજ નહિ. હું ખરેખર કહું છું કે તારૂં ચિત્ત અનેક સદ્‌ગુણોથી ભરપૂર હોવા સાથેજ અત્યંત ઉદાર છે. સ્ત્રીઓના પ્રેમના સંબંધમાં જે વાતો નાટકો, કાવ્યો અને ગ્રંથોમાં કહેવામાં આવેલ છે તે તમામ વાતો સત્ય છે–યથાર્થ છે. તેનો પરિપૂર્ણપણે હવે મને અનુભવ થયો છે. તારા સદ્‌ગુણોએ તો ખરેખર હદ કરી છે. કેટલાક દિવસો પહેલાં આ ઘર દરિદ્રતાના નિવાસ સ્થાન જેવું–સ્મશાન જેવું મને લાગતુ હતું પણ એજ ઘર હવે તારા આવવાથી મને અતિશય આનંદના સુખદ સ્થાન જેવું લાગે છે. આ અંધકારમય ગૃહ તારા હાસ્ય પ્રકાશથી મને પ્રકાશિત થએલું લાગે છે. તારા મધુર શબ્દોથી ગર્જના કરતું તે તારા સદ્‌ગુણોથી શણગારેલ જેવું મને લાગે છે. વધારે તો શું કહું પણ તું છે એટલા માટેજ ખાવા દોડતા આ ઘરમાં મારો સમય ઘણાજ સુખમાં વ્યતીત થાય છે."

તે સાંભળી રૂપલતા હાથ જોડી નેત્ર મીંચી પરમાત્માનું સ્મરણ કરતાં બોલી–"દેવાધિદેવ પ્રભુ! જે કાર્ય કરવાથી મારા પતિને દુઃખ થાય, તેવું કાર્ય કોઇ પણ કાળે મારા હાથે થવા દેશો નહિ! એટલીજ મારી આપને અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે."

રૂપલતાના મુખમાંથી નિકળેલા શબ્દો પ્રેમ અને ભક્તિના રસથી એટલા બધા તો ઓતપ્રોતપણે ભરેલા હતા કે તે સાંભળી એકાદ પાષાણહૃદયી પુરૂષનું હૃદય પણ પિંગળી જાત. તેના આચરણમાં કપટ છે એમ જેના મનમાં આવ્યું હોય તેને ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં પણ શંકા આવત, કિંવા સૂર્યોદય થતાંની સાથે ચારે તરફ ગાઢ અંધકાર પ્રસરે છે, એમ પણ તેને લાગત.

"પ્રિયે! આપણે ગરીબ છીએ તેથી શું થઇ ગયું? આપણે

એકાદ યોગીની જેમ એકાન્તવાસમાંજ પડી રહેવાની કંઈ પણ આવશ્યકતા નથી. આ મહાન્ નગરમાં નેત્રને આનંદ આપનારી અનેક વસ્તુઓ છે. તેના દર્શનથી સમાધાન કરી લેવામાં કંઇ પણ હરકત નથી. જે પદાર્થો જોવા માટે શ્રીમંતથી માંડીને ગરીબ સુધી કોઇને કાંઈ પણ હરકત કે મનાઇ નથી. તે પદાર્થો જોઇ આપણે આનંદનો અનુભવ શા માટે ન લેવો જોઇએ? હમેશાં એકજ જગ્યોએ રહેવાથી અથવા એકજ વ્યવસાય કરવાથી તેનો કંટાળો આવે છે અને અંતઃકરણ ઉદાસ થાય છે. માટે આવતી કાલે આપણે અત્રેના રાજકુમારનો મહેલ જોવા જઈશું. તેઓ અત્યારે ત્યાં ન હોવાથી અઠવાડિયામાં એક દિવસ ગમે તેને પરવાનગી વિનાજ તે રાજમહેલ જોવાની છૂટ છે. તેમાં ઉત્તમ ઉત્તમ ચિત્રો રાખવામાં આવ્યાં છે. તને પોતાને ચિત્રકળાનું બહુજ માર્મિક જ્ઞાન છે તેથી તને તે ચિત્રો જોઈ બહુજ આનંદ થશે એવી મને ખાત્રી છે." ભદ્રસેને કહ્યું.

"પ્રિયતમ! તમો પોતે મારી સાથે આવી તે ચિત્રો દેખાડવાનું જો કબુલ કરતા હો તો હું તે રાજમહેલ જોવા આવીશ. પણ આપણે જે રાજમહેલ જોવા જઈશું તે કોનો છે?"

"અવંતિનગરાધિપતિ મહારાજાધિરાજનો!"

"એટલે મહારાજા ચંદ્રસેનના જમાઇ થવાનું નક્કી થયું હતું તેજ રાજકુમારનો મહેલ કે?"

"હા. તેમનોજ! મેં એમ સાંભળ્યું છે કે તેમનું ચિત્ત બીજી એક કુમારિકા ઉપર ચોંટેલું હોવાથી તેઓએ તે સંબંધનો ત્યાગ કર્યો. એ તેમનું આચરણ તને કેવું લાગે છે?"

"તેઓએ બહુજ સારૂં કર્યું. મારાં દયાળુ સ્વામિનીનું ચિત્ત પણ એક બીજા ગૃહસ્થે પોતાની તરફ આકર્ષી લીધું હતું. ભવિષ્યમાં થનાર પતિ પત્નીના મનમાં પરસ્પરને માટે જરાએ પ્રેમભાવ ન હોય

છતાં પણ જો વડીલોના દૃઢ આગ્રહથી તેમનું લગ્ન થાય તો તેમને પરસ્પરથી બિલકુલ સુખ પ્રાપ્ત થતું નથી; તેથી તેઓએ જે કાંઈ કર્યું તે બહુજ સારૂં કર્યું એમ મને લાગે છે."

"પ્રિયા! તું તદ્દન ખરૂં બોલી. આપણે કાલે રાજમહેલ જોવા જવાનું છે માટે આપણે જરા સારો પોશાક પહેરી ત્યાં જઈશું. મેં આપણા લગ્ન સમયે જે પોશાક પહેર્યો હતો તેજ પહેરીશ અને તું પણ મધુરી તરફથી તને મળેલાં વસ્ત્રાભૂષણો પહેરજે. રાજમહેલમાં જવાનું છે માટે તદ્દન ગરીબ જેવો પોશાક પહેરીને જવું એ ઠીક નહિ!"

"જો આપને તેનાથી આનંદ થશે તો હું તે વસ્ત્રાલંકારો ખુશીથી પહેરીશ. આપની આજ્ઞા પ્રમાણે વર્તન કરવું એજ મારૂં મુખ્ય કર્તવ્ય છે."

એટલું ભાષણ થયા પછી બન્નેએ સુખપૂર્વક ભોજન કર્યું. પરસ્પરના સુખદ સહવાસમાં તે રાત્રિ હમેશ મુજબ આનંદમાં તે સુખી દંપતિએ વ્યતીત કરી.

અહાહા! કેવું સુખી પ્રેમીયુગલ! પરમાત્મા! તેને ચિરાયુ કરો!

---

## પ્રકરણ ૨૯ મું.

### પિયુ! એ શું ખરૂં છે?

બીજે દિવસે તે બન્નેએ સારાં સારાં વસ્ત્રો ધારણ કર્યાં. તે વખતે રૂપલતાએ જે પોશાક ધારણ કર્યો હતો, તેથી તે જેવી રમણીય રમણી જણાઇ તેવી તેના પતિની નજરે કયારે પણ સુંદર જણાઈ નહોતી. ભદ્રસેને પણ જે ઉત્તમ પોશાક શરીરે ધારણ કર્યો હતો તે

તરફ રૂપલતા આનંદથી જોતી હતી. આ વખતે જો કોઈ આ સુંદર અને યુવક દાંપત્યને જુએ તો તેઓની રમણીય અને મનમોહક મુખમુદ્રા જોઇ તેને પણ ઘડીભરને માટે આનંદ થાય. તેમજ બ્રહ્મદેવે એવાં સુખદ દંપતિને એકત્ર કર્યાં—સુવર્ણમાં સુગંધિ જેવો સંયોગ મેળવ્યો માટે તેની તારીફ કર્યા વિના કદાપિ રહેતજ નહિ.

એવી રીતે તે પ્રેમી પંખીડાંઓ ઘણા આનંદથી રાજમહેલ જોવા માટે ઘરમાંથી બહાર નિકળ્યાં. મહારાજાધિરાજ ઉગ્રશક્તિ અત્યારે વૃદ્ધ થઇ ગયેલા હોવા સબબે સર્વ રાજ્યકારભાર યુવરાજ કરતો. તેને માટે તેની ઇચ્છા મુજબ ભવ્ય રાજમહેલ બંધાવવામાં આવ્યો હતો. તે દંપતિ એ રાજમહેલની દેવડીએ આવી પહોંચ્યાં. તેઓએ રાજમહેલમાં પ્રવેશ કર્યો પણ તેમને કોઇએ અટકાવ્યાં નહિ. તે દરવાજાથી આગળ વધ્યાં તો સામેજ એક સાત મજલાની ઇમારત બાંધેલી હતી. ત્યાંજ સર્વે નોકર લોકોની કચેરીઓ હતી. રાજવૈભવને પ્રદર્શિત કરનારા અને વસ્ત્રાભૂષણો ધારણ કરનારા પુષ્કળ લોકો પોત-પોતાના કામ માટે આમથી તેમ અને તેમથી આમ આવ જા કરતા હતા. દરવાજામાંથી અંદર પ્રવેશ કરતાંજ સામે એક મોટું મેદાન હતું. તે વટાવી તેઓ મુખ્ય ઇમારત પાસે આવી પહોંચ્યાં. તે ઇમારતનાં સંગેમરમરના પત્થરોનાં પગથીઆં ચઢી ગયા પછી તેઓએ અંદર પ્રવેશ કર્યો. આ મકાનમાંની દરેક વસ્તુ રાજવૈભવનું ભાન કરાવતી હતી. તેઓ રાજવૈભવની શોભા જોતાં જોતાં આગળ ને આગળ ચાલ્યાં જતાં હતાં. કેટલાંક દિવાનખાનાંઓ ઓળંગી ગયા પછી ભદ્ર-સેન એક પ્રશસ્ત દિવાનખાના પાસે આવી ઉભો રહ્યો. તેઓ અંદર ગયાં. ભદ્રસેને ત્યાં જે જે વસ્તુઓ હતી અને તેઓ જે જે વસ્તુઓ જોઈ આવ્યાં હતાં તેનો ઉપયોગ રૂપલતાને સમજાવી દીધો. ગયે વર્ષે એક દિવસ મહારાજાધિરાજે યુવરાજને લગ્નના સંબંધમાં વાત કહી ત્યારે યુવરાજે એમ કહ્યું કે—" જેને પોતાની અર્ધાંગના કરવાની

છે, તેને તે પોતાની પ્રત્યક્ષ જોશે, તેના રૂપ ગુણુની પોતે પરીક્ષા કરશે અને તે પોતાની પરિક્ષામાં પસાર થશે તોજ પોતે તેની સાથે લગ્ન કરશે. રાજકુમારી મધુરી પોતે રૂપ ગુણ સમ્પન્ન છે એવી મહારાજાધિરાજને ખાત્રી હોવાથી તેમણે પોતે યુવરાજની ઇચ્છા વિરૂદ્ધ આગ્રહ કર્યો નહિ–તેની ઈચ્છા વિરૂદ્ધ જવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ. થોડા દિવસ પહેલાં યુવરાજ એકલોજ નામ બદલી મધુરીને જોવા માટે બહાર નિકળ્યો. તે એક સાધારણ ગૃહસ્થની જેમ જઈને મહારાજા ચંદ્રસેનના રાજમહેલમાં રહેવા લાગ્યો. ત્યાં તેને સમજાયું કે મધુરીનું ચિત્ત કોઈ બીજાજ પુરૂષે આકર્ષી લીધું હતું. જેનું ચિત્ત પોતાની ઉપર છેજ નહિ, તેની સાથે લગ્ન કરવું યોગ્ય નથી એમ સમજી તેમણે થએલો ઠરાવ રદ કર્યો. એ સિવાય તે લગ્ન તોડી નાંખવાનું એક બીજું પણ કારણ હતું. તે એ કે તેજ રાજ્યમાં રહેનારી એક કુમારિકા ઉપર તેની નજર પડી. તે કુમારિકા સુંદર, સદ્‌ગુણી, સુશીલ અને ગુણવતી હોવાથી તેનું ( યુવરાજનું ) ચિત્ત તેની તરફ આકર્ષાયું. તે કુમારિકાનું ચિત્ત પણ યુવરાજ તરફ આકર્ષાયું. અંતમાં બન્નેએ લગ્ન કરવાનું કબુલ–મંજુર કર્યું.” ખાસ કરીને એ વાત ભદ્રસેને રૂપલતાને કહી સંભળાવી.

જે દિવાનખાનામાં તે પતિપત્ની ઉભાં હતાં, તેના સંબંધમાં પણ ભદ્રસેન નીચે મુજબની હકીકત રૂપલતાને કહેવા લાગ્યો:—

“આ સૂતિકાગૃહ છે. આ ગૃહ રાજમહેલમાં રહેનારી દરેક સ્ત્રીઓની પ્રસવ ક્રિયાને માટે છે.” આ રાજકુળમાં જન્મ પામેલ રાજકુમાર અને રાજકુમારીના સંબંધમાં એક વિલક્ષણ કુળધર્મ છે. તે બહુજ ઠાઠમાઠથી થાય છે. અત્યારના યુવરાજનો જ્યારે જન્મ થયો ત્યારે તે કુળધર્મના સંબંધમાં એક ઘણોજ ચમત્કારિક બનાવ બની ગયો હતો. તેમનો જન્મ જો કે આ રાજમહેલમાં થયો નહોતો

છતાં પણ મને તે વાતનું સ્મરણ આ સૂતિકાગૃહના કારણથીજ થયું છે માટે તે મનોરંજક હકીકત હું તને કહું છું.

" જે સમયે યુવરાજનો જન્મ થયો તે દિવસે દરબારમાંના એક રાજવૈદ્યની બહેન પણ પ્રસૂતા થઇ હતી અને તેને પણ પુત્ર અવતર્યો હતો. પોતાની બહેનનો પુત્ર અને રાજપુત્રની અદલબદલ કરવાનું તે રાજવૈદ્યના મનમાં આવ્યું. તેથી તેણે પોતાની સ્ત્રીને રાજમહેલમાં નોકરીએ રખાવી. જન્મેલા રાજપુત્રને એક રાત દેવગૃહમાં રાખવાનો રિવાજ છે. એ દેવગૃહ ઉપર એક સશસ્ત્ર સિપાઇનો પહેરો રહે છે. તે પહેરાવાળાને લાંચ આપી રાજવૈદ્યે ફોડયો. જો તે વખતે ખાનગી કારભારીને શંકા ન આવી હોત તો રાજવૈદ્યની ઇચ્છા સફળ થઇ જાત. રાજવૈદ્ય, તેની પત્ની અને તે નિમકહરામ નોકર એ ત્રણેમાં તે સંબંધે થતી ગુપ્ત વાતચિત જરા તરા અચાનક રીતે તેના સાંભળવામાં આવી. તે ન ધારેલી રીતે ત્યાં જઈ પહોંચ્યો હતો. તે ઉપરથી તેણે એવું અનુમાન કર્યું કે રાજકુમારના બદલામાં ત્યાં કોઇ બીજાનેજ મૂકવાનો વિચાર તે ત્રિપુટીએ કર્યો છે. સંશય કહો કે અનુમાન કહો તે તેણે મહારાજાધિરાજને જણાવ્યો. તે સાંભળી તેમ ન થવા દેવા મહારાજાધિરાજે બહુજ સખ્ત બંદોબસ્ત કર્યો. બરાબર મધ્ય રાત્રે રાજવૈદ્ય કોઈ એક સ્ત્રીને લઇ રાજમહેલમાં આવ્યો. તેના હાથમાં રાજવૈદ્યની બહેનનો તરતનો જન્મેલો છોકરો હતો. એટલો પ્રકાર થતાંજ મહારાજાધિરાજે ત્યાં બંદોબસ્ત જાળવવા જે નોકરની નિમણુંક કરી હતી તેણે રાજવૈદ્ય, તે છોકરાને લઇ આવનારી સ્ત્રી અને નિમકહરામ પહેરેગીર સિપાઇ એ ત્રણેને એકદમ કેદ કર્યા. પછી તેઓની ચોકસી કરી તે કાવત્રામાં સામેલ થનાર ત્રણે જણુને ભયંકર સજાઓ કરવામાં આવી. તે શી સજાઓ હતી ? તે બહુજ ભયંકર હોવા સબબ હું તને કહેતો નથી. જેણે રાજવૈદ્યનું કાવત્રું ખુલ્લું પાડયું, તે ખાનગી કારભારી અત્યારે મોટા અધિકાર ઉપર છે.

તેને તું જાણે છે. અત્યારે જે મનુષ્ય કાંચનપુરનો મુખ્ય ન્યાયાધીશ છે, તેજ તે સમયે આ રાજ્યનો ખાનગી કારભારી હતો."

"અરેરે! તે વૃદ્ધ ગૃહસ્થ ઉપર વૃદ્ધાવસ્થામાં બહુજ ગજબ ગુજર્યો છે. પોતાના પુત્રને ફાંસીએ ચઢેલો જોતાંજ તે બિચારાને ગાંડપણુ લાગી ગયું છે!" રૂપલતાએ દયા ખાતાં કહ્યું.

"હા. તે વાત બહુજ ખરાબ થઈ. તેમાં પણુ વધારે ખરાબ એ થયું કે તે શિક્ષા ન્યાયાધીશે પોતેજ પોતાના મુખથી ફરમાવી હતી."

"ભરસભામાં ખંજર નાંખનારો ભયંકર માણુસ ન્યાયાધીશનો પુત્ર છે, એ વાત મહારાજા ચૈતન્યદેવ નહીં જાણતા હોય, એમ મને લાગે છે!"

"ઘણું કરીને આ વાત-પિતા પુત્રના સંબંધની-તેઓ નહિ જાણુતા હોય. કારણુ કે તેની તપાસ થઇ તે વખતે તેઓ બોલ્યા હતા કે તેને પોતે જાણુતા નથી. ત્યાર પછી તેઓ બે વખત મને મળ્યા હતા અને તેજ સંબંધમાં અમારે ઘણી વાતો થઇ હતી તો પણુ તે માણુસ પોતાની ઓળખાણુ વાળો નથી, એમ તેમણે મને સ્પષ્ટપણે કહ્યું હતું."

પછી તે બન્ને સૂતિકાગૃહમાંથી બહાર નિકળ્યાં અને રાજમહેલમાંના બીજા દર્શનીય ભાગો જોવા ગયાં.

રાજ્યપ્રાસાદમાંની અપાર સંપત્તિ જોઇ રૂપલતા છક થઈ ગઈ. કાંચનપુરના મહારાજા ચંદ્રસેનનું ઐશ્વર્ય જોકે રૂપલતાએ જોયું હતું, છતાં પણુ આ રાજ્યપ્રાસાદની આગળ તે વૈભવ કાંઇ હિસાબમાં નથી, એમ તેને લાગ્યું. રાજ્યપ્રાસાદ બાંધતી વખતે યોજવામાં આવેલી કલ્પના અને ત્યાંના પદાર્થોની ચુંટણી કરતી વખતે દેખાડેલી બુદ્ધિમત્તા જોઇ તેને બહુજ સંતોષ થયો.

બારીઓએ બાંધેલા અનેક પ્રકારના અને કારીગરીથી ભરપૂર એવા પડદા, દરેક દિવાનખાનામાં બિછાવેલા મૂલ્યવાન્ સુંદર ગાલીચા, જરીથી ભરેલાં ઓછાડો જેના ઉપર પાથરેલાં છે એવા સૌંદર્યમય હસ્તિદંતી મંચકો, રૂપાની સાંકળો બાંધી ભીંતે ટાંગી દીધેલા મોટા મોટા આરિસાઓ, નાના પ્રકારનાં કલાકૌશલ્યથી જેની ઉપર નકસીદાર કામો કરેલાં છે એવાં ચાંદીનાં વાસણો, અને એવા અનેક પ્રકારના વૈભવને દર્શાવનારા પદાર્થો જોઈ તેને (રૂપલતાને) બહુજ આનંદ થયો.

રૂપલતાને રાજ્યપ્રાસાદમાંનું ઐશ્વર્ય જોઇ આનંદ થયો ખરો, પરંતુ ભદ્રસેનને તે પદાર્થો જોઇ તેની કાંઈપણ અસર થઈ નહિ. રૂપલતાએ તે બાબતમાં તેને પૂછતાં તે બોલ્યો—“ મેં આ રાજ્યપ્રાસાદ ઘણી વખત જોએલ હોવાથી મને તેમાં કાંઈ પણ નવીનતા જણાતી નથી. ” એમ કહ્યું. પછી તે બોલ્યો—“ પ્રિયે ! હવે ફક્ત જે દિવાનખાનામાં ચિત્રો મૂકેલાં છે, તે ચિત્રશાળાજ જોવાનું બાકી રહ્યું છે. ત્યાં નાના પ્રકારનાં દેવદેવાદિકનાં સુંદર ચિત્રો મૂકવામાં આવ્યાં છે, એટલુંજ નહિ પણ મહારાજાધિરાજના કુળમાંના પુરૂષો અને સ્ત્રીઓનાં આબેહુબ ચિત્રો મૂકવામાં આવ્યાં છે. હાલના સમ્રાટ્ અને યુવરાજનાં ચિત્રો પણ તું ત્યાં જોઇ શકીશ. ”

“ જે રાજકુમાર સાથે મધુરીનાં લગ્ન કરવાનું નક્કી થયું હતું તે રાજકુમારની છબી જોવાની મને ઇચ્છા થાય, એ સ્વાભાવિક છે.”

“ તે રાજકુમારની છબી જોવાની તને બહુજ ઉત્કંઠા લાગી રહી છે પણ જોજે હો, તેની છબી જોઇને કદાચ તારા મનમાં તેને માટે કોઇ જુદીજ ભાવના ઉત્પન્ન ન થાય, તે સાચવજે—સંભાળજે ! ” ભદ્રસેને મશ્કરી કરતાં કહ્યું ”

“ બળ્યું ! તમે એવું ને એવું તે શું બોલતા હશો ? મને તમારી આવી મશ્કરી જરાએ ગમતી નથી ! ” રૂપલતાએ ક્રોધ દર્શાવ્યો.

ભદ્રસેન તેની આ વાત સાંભળી મનમાંને મનમાં જરા હસ્યો પણ તે કાંઈ બોલ્યો નહિ.

પછી તે બન્ને ચિત્રશાળામાં ગયાં. દરવાજામાંથી અંદર જતાંજ કારીગરીનું અપ્રતિમ કૌશલ્ય દર્શાવનારાં દેવાદિકોનાં ચિત્રો તેમની નજરે પડયાં. ઇતિહાસ અને પુરાણમાંનાં અનેક પ્રકારનાં આકર્ષક પ્રસંગોનાં ચિત્રો તૈયાર કરાવી–રંગાવી સુંદર ફ્રેમોમાં જડાવી લઇ વ્યવસ્થાપૂર્વક ભિંતો ઉપર ટાંગી દેવામાં આવ્યાં હતાં. તે ચિત્રો જોઈ રૂપલતાને ઘણોજ આનંદ થયો. રૂપલતા ચિત્રો જોતી હતી ત્યારે ભદ્રસેને તેને કહ્યું–"પ્રિયે ! હવે તરતજ યુવરાજની તસ્વીર તને દેખાશે. તે દેખાય નહીં ત્યાં સુધી યુવરાજના સંબંધમાં જે એક વાત મારા સાંભળવામાં આવી છે તે હું તને કહું તે સાંભળ. તે વાત એ છે કે—

"મહારાજા ચંદ્રસેનની પુત્રી મધુરીનો જન્મ થયો ત્યારે અવંતિના સમ્રાટ્ અને મહારાજા ચંદ્રસેને પોતાનાં–પુત્ર–પુત્રીનો લગ્ન સંબંધ કરવાનું નક્કી કર્યું હતું એ વાત ઘણા ખરા જાણતા હતા અને તે વાત યુવરાજે પણ સાંભળી હતી. ગયે વર્ષે તે વાત જ્યારે મહારાજાધિરાજે યુવરાજને જણાવી ત્યારે યુવરાજનું કહેવું એમ થયું કે–"પોતાને અર્ધાંગના કરવાની છે, તેને પ્રત્યક્ષ જોવી. તેના રૂપ-ગુણની ખાત્રી કરી તે પોતાને પસંદ આવશે તોજ પોતે તેની સાથે લગ્ન કરશે. મધુરી રૂપગુણ સમ્પન્ન છે, એવી મહારાજાધિરાજને ખાત્રી હોવાથી તેઓ પોતાના પુત્રની ઇચ્છાને આડે આવ્યા નહિ. તેમજ પોતાના આગ્રહને દૃઢ રીતે વળગી પણ રહ્યા નહિ. કેટલાક દિવસ પહેલાં યુવરાજ પોતે છડી સ્વારીએ અને બીજુંજ નામ ધારણ કરી મધુરીને જોવા–તેની પરીક્ષા કરવા–અવંતિમાંથી બહાર ચાલ્યા ગયા. તેઓ મહારાજા ચંદ્રસેનના રાજદરબારમાં એક સુખી ગૃહસ્થ તરીકે

જઇ રહ્યા. ત્યાં રહેતાં તેમને જણાયું કે મધુરીનો પ્રેમ કોઇ બીજાજ પુરૂષ ઉપર છે. એટલા માટે તેમણે નિશ્ચય કર્યો કે જેનું મન આપણા ઉપર નથી તેની સાથે લગ્ન કરવું, એ કોઈ પણ રીતે યોગ્ય નથી. એવા વિચારથી તેઓએ કરેલો ઠરાવ રદ્દ કર્યો. તે વિવાહના ઠરાવને રદ્દ કરવાનું એક બીજું પણ કારણ બની આવ્યું અને તે એ હતું કે તેજ રામજહેલમાંની બીજી એક કુમારિકા ઉપર તેમની નજર પડી. તે કુમારિકા સુંદર, સદ્દગુણી, સુશીલ અને રૂપગુણ સમ્પન્ન હોવાથી યુવરાજનું ચિત્ત તેની તરફ આકર્ષાયું. તે કુમારિકાને પૂછતાં તે વેશધારી રાજકુમાર સાથે વિવાહબંધનથી બંધાવા તેણીએ પણ કબુલ–મંજૂર કર્યું. ”

ભદ્રસેનનું તે ભાષણ રૂપલતા સાંભળતી સાંભળતી અને ત્યાંનાં ચિત્રો જોતી જોતી આગળ ચાલતી હતી. એ ઠેકાણે રાજ્યપરિવારનાં સ્ત્રી–પુરૂષોનાં ચિત્રો હતાં. તેમાંની એક તસ્બીર તરફ નજર જતાંજ રૂપલતા એકદમ આશ્ચર્ય ચકિત થઇ અને દિગમૂઢ બની ત્યાંજ ઉભી રહી. તેના પગ જમીન સાથે ચોંટી ગયા હોય, તેમ તેને લાગ્યું. તે તસ્બીર તરફ તેની દ્રષ્ટી ચોંટી ગઇ. તેના મનમાં ચમત્કારિક શંકાઓ ઉદ્દભવવા લાગી. તેને બહુજ નવાઇ લાગી. તેણે પોતાના પતિને ઉદ્દેશીને કહ્યું–“ પિયુ ! આતે શું ! આ હું શું જોઉં છું ? આ આપનું આબેહુબ ચિત્ર અહીં કયાંથી અને શી રીતે આવ્યું ? હા ! આ તસ્બીર તો ખરેખર આપનીજ છે. એમાં બિલકુલ શંકાજ નથી ! હું બહુજ ગભરાઇ ગઇ છું. મને કંઈપણ સુઝતું નથી. એનો અર્થ શું હશે ? આ ગુપ્તભેદ શું છે તેનો ખુલાસો કરી મારા મનને શાંત કરો–હું તમારે પગે પડું છું. તમે આ ભેદનો ભરમ શું છે તે મને સમજાવો. ”

આ વખતે જો ભદ્રસેને તેના હાથ ન પકડયા હોત તો ખરે-

ખર તે જમીન પર પડત. અત્યારે ભદ્રસેનની મુખમુદ્રા ગંભીર, શાન્ત અને વૈભવ યુક્ત જણાતી હતી. તેનું મુખ આનંદથી અત્યંત સુંદર—સુરમ્ય દેખાતું હતું. તેણે તેને કહ્યું—" પ્રિયે! તું આ ગુપ્તભેદ ખુલ્લો કરવાનું કહે છે તો તે હવે હું તને સ્પષ્ટપણે જણાવું છું. આજસુધી મેં તારી પરીક્ષા કરી અને તે પરીક્ષામાં તું મારી પૂર્ણ પસંદગી પામી છે. હવે તારા સદ્ગુણનો તને યોગ્ય બદલો આપવાનો સમય તદ્દન પાસે આવ્યો છે. પ્રિયે! હવે તું એક ગરીબ ગૃહસ્થની ધર્મપત્ની નથી પણ આ સંસારમાં અત્યંત પ્રતિષ્ઠિત ગણાતી રાણીઓમાંની એક પ્રતિષ્ઠિત રાણી છે. તારા રૂપને તારા નામ પ્રમાણે તારા ગુણો સુશોભિત કરે છેજ પણ તેમાં વધારો કરવા માટે આજે હું તને મહારાણીના પદ ઉપર આરૂઢ કરૂં છું. સ્પષ્ટપણે જો કહું તો એનો યથાર્થ અર્થ એ છે કે તું એકાદ સામાન્ય ગૃહસ્થની ધર્મપત્ની નથી પણ અવંતિના સમ્રાટ્—મહારાજાધિરાજના યુવરાજ—ભવિષ્યના સમ્રાટ્ના—હૃદયની રાણી છે! અને તેની સાથે સર્વ વૈભવોનો ઉપભોગ કરનારી અવંતિના યુવરાજની યુવરાજ્ઞી છે!"

" રાજન્ આપ તો સત્તાધીશ........"

તે આગળ બોલી શકી નહીં. તેના મુખમાંથી શબ્દ બહાર નિકળતાંજ તેની આંખોમાંથી હર્ષનાં આંસુની ધારા વહેવા લાગી. તે ભયચકિત થએલ હરિણીની જેમ પોતાનાં વિશાલ નેત્રોથી યુવરાજ સિંહદત્તની સામેજ જોઈ રહી.

ભદ્રસેને તેને ચુંબન લેતાં કહ્યું—" પ્રિયે શાંત થા—શાંત થા! આજથીજ સમજી લે કે, આ મકાન તારૂં પોતાનુંજ છે. આટલા દિવસ સુધી મેં તને છેતરી અને દુઃખ ભોગવવાની ફરજ પાડી તે માટે મને ક્ષમા કર! પ્રિયે! મેં તને જે દુઃખ આપ્યું છે તે તું ભૂલી જા અને પ્રાપ્ત થએલાં સુખોનો ઉપભોગ લે! તારા સરખી

ગુણવતી પત્ની મળવાથી હું મને પોતાને ભાગ્યશાળી સમજુ છું. તને આનંદિત કરવા માટે-સુખ વૈભવના વિલાસમાં રાખવા માટે-અત્રે સર્વ પ્રકારની અનુકૂલતા છે અને તેનું મને બહુજ અભિમાન છે. આ રાજ્યપ્રાસાદનાં દર્શન કરવા માટે એકાદ ગરીબ સ્ત્રીની જેમ તું અહીં આવી હતી પરંતુ હવે જ્યારે અહીંથી બહાર જવાનો પ્રસંગ આવશે ત્યારે એક યુવરાજ્ઞીના ઠાઠમાઠથી-દોરદમામથી બહાર જઈશ !"

એમ કહી તેણે ત્રણ તાળીઓ વગાડી, તેની સાથેજ ત્યાં સ્ત્રી પુરૂષોનો એક મોટો સમુદાય હાજર થઇ ગયો.

રૂપલતા એ પોતાની સ્વામિની છે, એ વાત તેઓ જાણતાં હોવા સબબ ત્યાં આવતાંજ તે સર્વેએ તેઓને નમ્રતાથી પ્રણામ કર્યા પરંતુ હજુ રૂપલતાનું ચિત્ત પૂર્ણપણે શાંત-સ્થિર થએલું ન હોવાથી તે શૂન્ય દ્રષ્ટિએ તેમની તરફ જોતી હતી. થોડી વાર પછી વેશધારી ભદ્રસેને-ખરા યુવરાજે કહ્યું-"પ્રિયે ! હવે ચાલ, આપણે પ્રથમ દેવગૃહમાં જઇએ અને ત્યાં જઇ આપણા કુળદેવતાનાં દર્શન કરીએ. પછી હું મારા પરમપૂજ્ય તીર્થ સ્વરૂપ પિતાશ્રીનાં-અવંતિનગરીના મહારાજાધિરાજનાં દર્શન કરવા તને લઇ જઈશ. પ્રિયે ! હવે સાવધ થા ! સ્થિર થા ! મારૂં ખરૂં નામ ભદ્રસેન નહિં પણ યુવરાજ સિંહદત્ત છે. તારી પરિક્ષા કરવા ખાતરજ મેં તને આટલા દિવસ ખરી બાબતથી અજાણુ રાખી હતી. તેને માટે તારી ક્ષમા ઇચ્છું છું.

આ બીના સાંભળી રૂપલતા હર્ષઘેલી થઈ ગઇ અને એકદમ પોતાના પતિને પગે પડી.



## પ્રકરણ ૩૦ મું.



### ચિંતાતુર ચતન્ય.

મણીપુરપતિ મહારાજા ચૈતન્યદેવે પોતાને માટે અવંતિનગરીમાં એક મોટા રાજમહેલના જેવીજ ઇમારત વેચાતી લીધી હતી. હાલમાં તમામ રાજ્યકારભાર પોતાના પ્રધાનને સોંપી પોતે અવંતિનગરીમાંના પોતાના મકાનમાંજ રહેતો હતો.

મણીપુરના રાજમહેલનું માયાવીએ જે વર્ણન કર્યું હતું તેના કરતાં પણ તે રાજમહેલ વધુ સુંદર હતો. અવંતિનગરીમાં ખરીદ કરેલા મકાનમાં જે જે સગવડની ખામી હતી તે સર્વે દૂર કરવામાં ચૈતન્યે અપાર દ્રવ્ય ખર્ચ્યું હતું અને તે મકાન પણ એક રાજમહેલ જેવુંજ બનાવી દીધું હતું.

અત્રે મધુરીને કોઈ પણ પ્રકારના સુખની ઉણપ નહોતી. તે પોતાના પ્રિયતમ સાથે રહી પોતાનું આયુષ્ય અતિશય આનંદમાં વ્યતીત કરતી હતી.

એક દિવસ ચૈતન્યે સરદાર ભદ્રસેનની ખરી હકીકત મધુરીને જણાવી. અત્યારે રૂપલતા યુવરાજ્ઞી થઈ છે, અને યોગ્ય સમય આવતાંજ મહારાણી થશે. એ વાત સાંભળ્યા પછી રૂપલતાની બાબતમાં મધુરીને કાંઈ અદેખાઇ આવી નહીં પણ ઉલટું રૂપલતા બહુ માન–મર્તબા માટે યોગ્ય હતી: તેનું કલ્યાણ થયું તેને માટે મને અત્યંત આનંદ થયો એમ બોલી.

આ બન્ને કુટુંબોમાં ધાડી મિત્રતા જામી હતી. કારણ કે ચૈતન્યે યુવરાજ સિંહદત્તના પ્રાણ બે વખત બચાવ્યા હતા, એ વાત યુવ-

રાજના ધ્યાનમાં હોવાથી તે ચૈતન્યનો સારી રીતે આદર-સત્કાર કરતો. ચૈતન્યને યુવરાજ પોતાનો અંગત મિત્ર માનતો. તેજ પ્રમાણે નાનપણથી મધુરીના પિતાએ પાલણ-પોષણ કર્યું, મધુરીએ પોતે પણ ઘણાજ પ્રેમથી પોતાની સાથે પોતાની બહેનના જેવી મમતા રાખી તેથી રૂપલતાના મનમાં પણ મધુરીને માટે અત્યંત માનબુદ્ધિ હતી. તે તેનો મોટો ઉપકાર માનતી. આવા પ્રકારના સ્નેહથી ચૈતન્ય અને મધુરી વારંવાર યુવરાજને ત્યાં જઈ મેમાનીનો સ્વાદ લેતાં. તેમજ યુવરાજ અને રૂપલતા એઓ પણ ચૈતન્યને ત્યાં આવી તેમના તરફથી મળતા આદર સત્કારનો સ્વીકાર કરતાં.

યુવરાજે રૂપલતાની સાથે લગ્ન કર્યું તે મહારાજાધિરાજને પણ બહુજ પસંદ આવ્યું. પોતાનો પુત્ર અયોગ્ય આચરણ કદાપિ કરશે નહિ, એ બાબતમાં તેમને યુવરાજની પરિપૂર્ણ ખાત્રી હતી. પોતાના પ્રિય પુત્રે પોતાને માટે બહુ યોગ્યતાવાળી પત્ની પસંદ કરી તેથી તેમને અતિશય આનંદ થયો હતો.

એવાં એવાં અનેક કારણોથી આ બન્ને કુટુંબો બહારના દેખાવમાં તો અત્યંત આનંદમાં દિવસો વ્યતીત કરતાં હતાં એ સ્પષ્ટ છે. અરેરે ! એ સર્વ સુખો તેઓને પ્રાપ્ત થયાં હતાં એ ખરૂં છે તો પણ ચૈતન્યના ચિત્તને તો એક સરખી રીતે અનેક યાતનાઓ-વેદનાઓ થતી હતી. એકાંતવાસ તેને એક મહાન્ ભયંકર શત્રુ જેવો લાગતો હતો, છતાં પણ ભગીરથ પ્રયત્નો કરી તે પોતાના ચિત્તને શાન્ત રાખતો. એજ કારણથી તેના ચિત્તને ભયંકર દુઃખ થતું હશે, એવી કલ્પના કોઈપણ દિવસે મધુરીને થઇ નહોતી. તેજ પ્રમાણે પોતે જે માર્ગ ગ્રહણ કર્યો તે ફક્ત મધુરી ઉપર પૂર્ણ પ્રેમ હોવાથીજ ગ્રહણ કર્યો છે એવું તેના મનમાં આવતાંજ તેની આંતરિક-માનસિક વેદનાઓ ઘણા ભાગે ઓછી થઇ જતી. એવી આનંદિત અવસ્થામાં

કેટલોક સમય વ્યતીત થયા પછી તેની માનસિક પીડાઓમાં વધારો થવાનું એક નવીનજ કારણ ઉપસ્થિત થયું. મધુરીની સાથે લગ્ન થયા પછી કેટલાક દિવસો ગયા બાદ મધુરીએ પોતાને થોડાક દિવસો થયા છે અને પોતાના પ્રેમના દ્રશ્ય ફળ રૂપે સંતાનની પ્રાપ્તિ પોતાને તરતમાંજ થશે, એ વાત ચૈતન્યને જણાવી.

એજ સમયમાં તેવીજ હકીકત જ્યારે રૂપલતાએ યુવરાજને જણાવી ત્યારે તે–દંપતિ–ને કેટલો બધો આનંદ થયો હશે ?

એક દિવસે ચૈતન્ય પોતાના મહેલની અગાશીમાં એકલોજ બેઠો હતો તે વખતે તેના મનમાં નીચે મુજબના વિચારો ઘોળાતા હતા. તે પોતાના મનની સાથેજ બોલવા લાગ્યોઃ—

"અરેરે ! હું કેટલો બધો દુર્ભાગી છું ? મારી મનમોહિનીના ઉદરમાં જે બાલક છે, તે જન્મ પામે તે પહેલાંજ મેં તેનું સત્યાનાશ વાળી નાંખ્યું છે. ખરેખર હું એક મનુષ્ય નહીં પણ મનુષ્યના રૂપમાં ભયંકર રાક્ષસ છું ! પોતાના સુખને માટે પોતાના સંતાનનેજ હું દુઃખના દરિયામાં ગબડાવી બેઠો છું. જો મને સંતાનજ ન થયું હોત તો કેવું સારૂં થાત ? હું કેવો બેવકૂફ છું ? મારા મૃત્યુ પછી મને કેવાં કેવાં દુઃખો ભોગવવાં પડશે તે કોણ જાણે ? જીવતે જીવજ મેં તે યાતનાઓ ભોગવવાનો પ્રારંભ કરી દીધો છે. અત્યારે તે યાતનાઓ આટલી બધી ભયંકર અને અસહ્ય છે, તો પછીની યાતનાઓ કેટલી બધી ભયંકર હશે ? આ વિચાર મનમાં આવતાંજ મારી છાતી થરથર ધ્રુજે છે–હૃદય કંપે છે ! હું કયાંક ચાલ્યો જાઉં અને કોઇ પણ સત્પુરૂષના શરણમાં જઈ રહું, અને તેને આ સંસાર સાગર તરી જવાનો માર્ગ પૂછું એવું મને થાય છે ! પણ તેવો સત્પુરૂષ મને મળશે ક્યાં !

અત્યારના સાધુઓને જોઉં છું તો તેઓ ફક્ત સાધુના વેશમાં

છુપાએલાં અધર્મનાં પ્રત્યક્ષ મૂર્તિમંત પૂતળાંઓજ જણાય છે ! તેવા વેશધારી સાધુઓના હાથે હું સંસારનાં સંકટોથી મુક્ત થઇશ નહિ પણ ઉલટા તેઓ આના કરતાં પણ વધારે મને અધોગતિમાં લઈ જવાના કારણરૂપ થશે ! તો પણ આ જગત્‌માં ખરા મહાત્માઓ નથી એમ તો છેજ નહિ. તેઓ તો ફક્ત કંદમૂળનું ભક્ષણ કરી ક્યાંએ ગિરીગુફામાં નિવાસ કરતા હશે. તેઓના મનને સ્વ-પર, શત્રુ-મિત્ર, માન-અપમાન અને રાગ-દ્વેષરૂપી શત્રુઓની નીચ ભાવનાઓનો સ્પર્શ પણ થતો નથી. તેઓ કેવળ આત્મચિંતનમાં અને પરબ્રહ્મ સ્વરૂપ પરમાત્માના ધ્યાનમાં-રટણમાં નિમ્ગ્ન થયેલા હોય છે. જેઓ સદાસર્વદા યોગ સાધન કરી સમાધિ-સુખમાં તત્પર થએલા હોય છે તેવાજ મહાત્માઓ બીજાઓનો ઉદ્ધાર કરવામાં સમર્થ હોય છે. તેવાજ એકાદ મહાત્માને શોધી કાઢી તેના શરણે રહી-તેની સેવા કરવી અને તેની પાસેથી પોતાના ઉદ્ધારનો માર્ગ પ્રાપ્ત કરવો જોઇએ. તેમજ પોતાના સંતાનનું પણ તેની મારફતે સંરક્ષણ કરાવવું જોઇએ. એ સિવાય બીજો માર્ગજ નથી. ”

એટલામાં માયાવીએ ઉચ્ચારેલા નીચેના શબ્દોએ તેના કર્ણ-પ્રદેશમાં પ્રવેશ કર્યો—

“ ઓ અધમ-મૂર્ખ ! મારી સાથે કરેલ કરાર તું તદ્દન ભૂલી ગયો જણાય છે. અરે ! તું એકાદ મહાત્માનાં દર્શન કરવાના ઉદ્દેશથી એક પણ પગલું આગળ વધ્યો તો તેટલુંજ કારણ તારો સર્વ નાશ કરવા માટે પૂરતું છે. ”

“ દુષ્ટ-નીચ ! મેં તને બોલાવ્યા વિનાજ તું અહીં શા માટે આવ્યો ? આ સમયે ખાસ કરીને તારે અહીં આવવાની શી જરૂર પડી ? ” ચૈતન્યે અત્યંત ક્રોધ અને જરા નિરાશાથી કહ્યું.

પોતાના આગમનનો ઉદ્દેશ પૂર્ણ થયો. ચૈતન્યના મનમાં આવેલી પહેલાંની સાત્વિક ભાવનાઓ તેના મનમાંથી નષ્ટ થઇ અને તે તમો-

વૃત્તિમાં ફસાયો. તેને ક્રોધ પણ એકદમ આવ્યો એ જોઈ માયાવીને પરમાનંદ થયો. તે થોડી વાર પછી તેની મશ્કરી કરતો બોલ્યો– "ચૈતન્ય ! હવે થોડાજ સમયમાં તને સંતાન થશે અને તેં મને જે વચન આપ્યું છે તે પાળવા–ખરૂં કરવા તું સમર્થ થઈશ તેથી હું તારૂં અભિનંદન કરવા માટે ખાસ કરીને અત્યારે અહીં આવ્યો છું."

"ઓ માયાથી ભરેલા માયાવી ! તું અભિનંદન શાનું કરે છે ! અરે ! તું આ સમયે અભિનંદન કરવા–મને મળવા માટે આવેલો નથી પણ હું પૂર્ણપણે તારા તાબામાં થએલો છું, તે સ્પષ્ટપણે દેખાડી આપવા આવ્યો છે. મારી ચેષ્ટા–ઉપહાસ કરવા તેમજ મારા મનને થએલ દુઃખ ઉપર ડામ દેવા અને મને છળવા તું અહીં આવ્યો છે. અરે નીચ ! જા ! અહીંથી સત્વર ચાલ્યો જા ! મને તારૂં મુખ પણ દેખાડીશ નહિ."

પોતાની આ દબામણીથી તે (માયાવી) એક તસુ પણ હાલ્યો નથી, એમ તેને ખાત્રી થવાથી તેના મનની વેદના અસહ્ય થઈ પડી. બેભાન થઈ તેણે મ્યાનમાંથી પોતાની તરવાર બહાર કાઢી અને બોલ્યો–" હું અત્યારે તદ્દન નિરાશાથી મરણીયો થઇ ગયો છું. ચાલ જો તારામાં સામર્થ્ય હોય તો મારી સાથે સમરાંગણમાં યુદ્ધ કરવા સત્વર સજ્જ થઈ જા ! મેં નિશ્ચય કર્યો છે કે આ વખતે હું મરીશ અથવા તો તને મારી નાંખીશ !" એમ કહી ક્રોધાંધ થએલા ચૈતન્યે માયાવી ઉપર પોતાની તરવાર ઉગામી.

તે જોઇ તિરસ્કાર કરી માયાવીએ પોતેજ તેની તરવાર ઉપર પોતાનો હાથ માર્યો. તેનો હાથ અડતાંજ તરત તરવારના બે કટકા થઇ ગયા અને તરવાર ચૈતન્યના હાથમાંથી સરી જઈ એક તરફ જમીન પર પડી ગઇ. પછી તે માયાવી ચૈતન્યને કહેવા લાગ્યો કે– "અરે બેવકૂફ નાદાન છોકરા ! મારૂં સામર્થ્ય કેટલું બધું છે તે તું

ભૂલી ગયો હોય એમ મને લાગે છે ? તું શું એમ સમજે છે કે હું એક યઃકશ્ચિત્ પુરૂષ છું ? આ તારી તુચ્છ તરવારનું બળ કોઈ તારા સરખાજ દુર્બળ મનુષ્ય ઉપર ચાલતું હશે, પણ મારી સામે તો તે ફક્ત એક ત્રણ વર્ષના નાના છોકરાના રમકડા જેવી છે, કેમ સમજ્યો કે ? મારા મનને તો તેની યોગ્યતા ફક્ત એક તુચ્છ રમકડા જેવી છે ! અરે ! તમો મનુષ્યોને જેવી રીતે મરણ આવે છે તેવીજ રીતે મને પણ મરણ આવે છે, એવી તારી માન્યતા છે કે શું ? જો તેમજ હોય તો તે તારી માન્યતા તદ્દન બેવકૂફાઇથી ભરેલી છે !" એટલું કહી તેણે એક વાર વિકટ હાસ્ય કર્યું.

લજ્જીત અને દુઃખિત થએલો ચૈતન્ય નિરાશાથી ત્યાં પડેલા એક પલંગ ઉપર જઇ પડયો. પોતાના બન્ને હાથે મુખ છુપાવી તે ધીમેથી બોલ્યો—" માયાવી ! ખરેખર હું મૂર્ખજ છું ! આટલા અલ્પ ઉપાયથીજ હું તારા હાથમાંથી છુટી જઇશ એમ મને લાગ્યું માટે ખરેખર હું બેવકૂફજ છું !"

આવી શોચનીય સ્થિતિમાં ચૈતન્યને જોઈ તે માયાવીએ મોટેથી અટ્ટહાસ્ય કર્યું અને ત્યાંથી એક એક ડગલું પાછળ ભરી અદશ્ય થઇ ગયો.

દુઃખના આવેગથી આકુળ—વ્યાકુળ થયેલો ચૈતન્ય ઘણી વાર સુધી પલંગ ઉપર પડી રહ્યો. થોડી વાર પછી એક નોકરે આવી યુવરાજના આગમનની તેને ખબર આપી. તેથી તે મુખમુદ્રા ઉપર બનાવટી શાન્તતા ધારણ કરી યુવરાજને મળવા મહેલના બીજા ખંડ તરફ ચાલ્યો ગયો.

ત્યાં યુવરાજ એક મંચક ઉપર બેઠો હતો. ચૈતન્યદેવને આવેલ જોઇ યુવરાજે તેને પોતાની પાસે બેસાડયો અને ગઈ કાલે રાત્રે પોતાને આવેલા સ્વપ્નની વાત તેને કહેવા માંડી.

## પ્રકરણ ૩૧ મું.



## યુવરાજને આવેલું સ્વપ્ન.

" મહારાજા ચૈતન્યદેવ ! હું મારી પ્રિયાને સાથે લઈ ભગવાન્ શ્રીમહાકાલેશ્વરનાં દર્શન કરવા ગયા હતા ત્યાંથી આજે રાત્રે આપના પ્રિય અને સુખદ સહવાસના અમૂલ્ય લાભ લેવા માટે હું મારી પ્રિયતમા સાથે અહીં આવ્યા છું. મારી ધર્મપત્ની, મધુરી રાણીસાહેબની સાથે નીચેના ખંડમાં વાતચિત કરતી બેઠી છે. આપ અહીં છો એમ જણાયાથી હું આજે આપને એક આનંદની ખબર આપવા માટે આવ્યો છું. ચૈતન્યદેવ ! હું તમને મારા એક ખરા મિત્ર માનું છું માટે તે આનંદના સમાચાર હું તમને ક્યારે આપું, એમ મને થઈ રહ્યું છે !"

હંમેશની આદત થઈ જવાથી પોતાના મનને બનાવટી શાંતતાથી સ્થિર કરી લેવાની કળા ચૈતન્યને પૂર્ણપણે સાધ્ય થઇ ગઇ હતી તેથી તેના ચિત્તની સ્થિતિ એક ક્ષણ પહેલાં વિચિત્ર થઈ ગઇ હશે, એ વાત યુવરાજના ધ્યાનમાં બિલકુલ આવી શકી નહિ. હંમેશ મુજબ શાંત દેખાતા ચૈતન્યે કહ્યું—" સરકાર ! આપ મને એટલો બધો પ્રિય માનો છો, તે હું મારૂં મહદ્‌ભાગ્ય માનું છું."

" પ્રિય મિત્ર ! મારી સ્ત્રીને ગર્ભ છે, એ સાંભળી મને અતિશય આનંદ થયો છે !"

" શું એ આપ ખરૂં કહો છો ! તે વાત ખરી હોય તો તો તે ઘણીજ આનંદદાયક વાત છે. આપને તરતજ તેવો આનંદનો દિવસ દેખાયો તેને માટે હું અત્યાનંદથી આપનું અભિનંદન કરૂં છું.

તે અભિનંદન પણ અંતઃકરણના ખરા આનંદપૂર્વકજ ! કારણ કે મને પણ તેવાજ કારણથી અત્યંત આનંદ થાય છે !"

ખરેખર ! આમાં કહો ન કહો પણ કંઇક વિલક્ષણ ઈશ્વરી સંકેત દેખાય છે. એ ઉપરથી ગઇ કાલે રાત્રે મને જે સ્વપ્ન આવ્યું તે ખરૂં થશે, એમ મને લાગે છે. કાલે રાત્રે સ્વપ્નમાં મેં એવું જોયું કે, આપણી બન્નેની સ્ત્રીઓ એકજ સાથે ગર્ભવતી થઈ અને એકજ દિવસે પ્રસૂતા થઇ. મારી સ્ત્રીને પુત્રી અને આપની સ્ત્રીને પુત્ર એવાં સંતાનો થયાં. જોતાં જોતાં તે બન્ને મોટાં થયાં અને અતિશય સુંદર દેખાવા લાગ્યાં. એટલુંજ નહિ પણ તેઓ એક બીજા ઉપર પ્રેમ પણ કરવા લાગ્યાં અને તેમનાં પરસ્પર લગ્ન પણ થઇ ગયાં. એ જોઈ મને તો સ્વપ્નમાં પણ ઘણોજ હર્ષ થયો અને મેં કહ્યું, આ ઉભય સંતાનોમાં સ્નેહ—સંબંધ થવાથી આપણા બન્નેની મિત્રતા અધિક દૃઢ થઈ !" એટલું સ્વપ્ન જોઈ હું તરતજ જાગૃત થઈ ગયો.

યુવરાજના તે આનંદમય સ્વપ્નની વાત સાંભળી ચૈતન્યે જો કે 'એમ જો થશે તો મને તેને માટે ઘણોજ આનંદ થશે'—એમ ઉપર ઉપરથી કહ્યું તો ખરૂં પણ પોતાના પહેલાજ સંતાનના ભાગ્યમાં શું છે અને યુવરાજના પહેલા સંતાનના નશીબમાં શું છે, એ બાબતની કલ્પના તેના મનમાં આવવાથી તે મનમાં ને મનમાં દુઃખિત થઇ ગયો હતો. યુવરાજે આનંદથી કહ્યું—" હું ખરેખર કહું છું કે એવો દિવસ જો ઉગશે તો તે દિવસને હું મારા આયુષ્યના બીજા દિવસો કરતાં વધારે ભાગ્યશાળી દિવસ સમજીશ. એ મારા સંતાનને જ્યારે અમારા કુળની રીતિ પ્રમાણે દેવગૃહમાં લઇ જઇને રાખવામાં આવશે ત્યારે મારા જન્મની વખતે જેવો વિશ્વાસઘાત થવાનો હતો તેમ ન થાય તેને માટે હું પૂરેપૂરી તજવીજ રાખીશ."

યુવરાજનું આ ભાષણ સાંભળી ચૈતન્યે કહ્યું કે—" યુવરાજ ! આપના ભાષણનો ખરો આશય મારા ધ્યાનમાં આવ્યો નથી !"

તેના સંબંધમાં વધારે હકીકત સાંભળવાની મારી ઇચ્છા થઈ છે.

"કેમ વારૂ ? તે વાત એમ છે કે મારા જન્મ સમયે બાળકોની અદલબદલ કરવાનો પ્રયત્ન થયો હતો. તે વાત કાંચનપુરમાં ઉત્સવને દિવસે ત્યાંના ન્યાયાધીશે કહી સંભળાવી હતી અને તે વખતે આપણે બન્ને ત્યાંજ હાજર હતા !"

"પરંતુ તે સમયે પેલા ગુપ્ત મંડળના ખંજરના ભયંકર દર્શનથી તે વાત બંધ રહી હતી. તેનું છેવટ શું થયું તે મારા સાંભળવામાં આવ્યું નથી." ચૈતન્યે કહ્યું.

પછી ચૈતન્યે જ્યાં સુધી તે હકીકત સાંભળી હતી ત્યાં સુધીની વાત યુવરાજને કહ્યા પછી યુવરાજે રૂપલતાને રાજ્યપ્રાસાદમાં કહી હતી તેજ હકીકત ફરી તેને કહી. તે વાંચકો જાણેજ છે.

એ હકીકત સાંભળતાં ચૈતન્યના ચિત્તમાં એક આનંદદાયક અને નવીન કલ્પના ઉત્પન્ન થવાથી તેની મુખમુદ્રા તેજઃપુંજ જેવી દેખાવા લાગી.

તે હકીકત પૂરી થતાંજ યુવરાજ ઉઠયો અને ચૈતન્યને સાથે લઇ નીચે આવ્યો. તેઓ નીચેના એક દિવાનખાનામાં ગયા. ત્યાં તે બન્નેની સ્ત્રીઓ આનંદથી હાસ્યવિનોદ કરતી બેઠી હતી.

બન્ને દંપતિઓએ તે રાત્રિનો ઘણો ખરો ભાગ ઘણુંજ હાસ્યવિનોદ અને આનંદમાં વીતાવ્યો. પછી બીજે દિવસે યુવરાજ પોતાના રાજમહેલમાં ગયો. તે રાત્રે ચૈતન્ય જ્યારે શય્યામાં પડેલો હતો ત્યારે તેના મનમાં બાળકોની અદલબદલ કરવાના સંબંધની વાત ઘોળાતી હતી. તે સિવાય બીજા કોઈ પણ વિચારે તે આસુરીમાયાના વશમાં થયેલા પુરૂષને સ્પર્શ પણ કર્યો નહિ.

---

## પ્રકરણ ૩૨ મું.

### ચૈતન્ય અને મધુરી.

કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી તેનું મનુષ્યને અતિશય મહત્વ લાગે છે, પણ તે પ્રાપ્ત થઇ એટલે તેના ઉપર માયા કે પ્રેમ ધીમે ધીમે ઓછો થવા માંડે છે. સાધારણ રીતે જોઇએ તો એ એક મનુષ્યનો સહેજ સ્વભાવ છે. મધુરીના સંબંધમાં ચૈતન્યના પ્રેમનો એવોજ થોડોક પ્રકાર બન્યો હતો તો પણ હજુ સુધી તેનો પ્રેમ મધુરી ઉપર હતો. તે તેનું યોગ્ય માન રાખતો. તેના સુખમાં કોઇ પણ જાતની ઉણપ હોય તો તે પોતાથી બનતી રીતે પૂરી કરતો. તેજ મુજબ તેના સુખમાં જો કોઈ હરકત ઉભી કરતું તો તેની પાસેથી તે તત્કાળ તેનો બદલો લીધા વિના રહેતો નહિ.

ચૈતન્યના મનને શાંતતા બિલકુલજ નહોતી. તેનું મન એક સરખી રીતે વ્યથિત રહેતું હતું. તેનો જેટલો વખત સુખના ઉપભોગમાં જતો તેટલો વખત તેને પોતાના ભાવી દુષ્પરિણામનું વિસ્મરણ થતું. પોતાના દુઃખની વાત પોતાના નજીકના માણસને કહે તો તે દુઃખ ઓછું થાય છે એ ખરૂં છે તથાપિ તે કમનસિબ ગૃહસ્થ (ચૈતન્ય)ના દુઃખનું મૂળ બહુજ ચમત્કારિક હોવાથી તે પોતાના દુઃખની વાત કોઈની પાસે કહી શકે તેમ નહોતું. અવંતિનગરીમાંનો તેનો રાજમહેલ સુખ સંપત્તિનું–સુખોપભોગનું નિવાસ સ્થાનજ બની ગયું હતું. ત્યાંના ધનવાન લોકો તે સુખનો થોડો ઘણો ઉપભોગ પોતાને મળે તે માટે પોતાથી બને તેટલા પ્રયત્નો કરી તેનો સ્નેહ સંપાદન કરવા કોશીશ કરતા હતા. તે ધનવાનોનાં સ્ત્રી–પુત્રો મધુ-

રીનો સ્નેહ મેળવવા—મિત્રતા કરવા—ની બાબતમાં જાણે હરીફાઇજ કરતાં હોયની ! તેમ લાગતું હતું.

એવી સ્થિતિમાં કેટલોક સમય વ્યતીત થઈ ગયો. તે દરમિયાન બે વિચિત્ર વાતો સ્પષ્ટપણે લોકોની નજરે આવવા લાગી. મધુરીનાજ ધ્યાનમાં નહિ પણ તે ઉભય વાતો યુવરાજ સિંહદત્ત અને યુવરાજ્ઞી રૂપલતાના ધ્યાનમાં પણ આવી ગઇ હતી. તે બે બાબતોનો સર્વે વિચાર કરતાં હતાં.

તે બે વાતોમાંની એક વાત એ હતી કે ચૈતન્યના મહેલમાં કોઈ પણ પ્રકારનું ધર્મકૃત્ય થતું નહોતું. બીજી વાત એ હતી કે ચૈતન્ય પોતે કોઇ જાતની ધર્મક્રિયા કરતો નથી એટલુંજ નહિ પણ ઉજ્જયિનીના શ્રી મહાકાલનાં દર્શન કરવા માટે અનેક આપત્તિઓ સહન કરી હજારો કોસ દૂરથી ચાલીને અનેક લોકોનાં ટોળેટોળાં આવે છે તે શ્રી મહાકાલનું તેણે કોઇ વખતે પણ દર્શન કર્યું નથી.

તે વખતના રીતિ—રિવાજ પ્રમાણે દરેક સુખી—શ્રીમંત ગૃહસ્થને આશ્રયે કેટલાક બ્રાહ્મણો રહેતા. ગૃહસ્થને આશ્રયે રહેતા બ્રાહ્મણો તેમની સહાયતાથી યજ્ઞયાગ, અનુષ્ઠાનો, તપ, જપ, આદિક પુણ્યકાર્યો કરાવતા. એ કરાવવાનું જેનામાં સામર્થ્ય ન હોય, તે ગૃહસ્થ પોતાના ઘરમાંના દેવની પોતે પૂજા કરતા અને પોતાના ઉપાસ્ય દેવતાની પૂજા કર્યાં વિના કે તીર્થપ્રસાદ ગૃહણ કર્યા વિના અન્ન પણ ગ્રહણ કરતા નહિ. એવા પ્રકારની કોઈ પણ ક્રિયા ચૈતન્ય કરતો નહીં એટલુંજ નહિ પણ તેણે પોતાના રાજમહેલમાં જે દેવમંદિર હતું તેમાં કોઇ પણ દિવસે પ્રવેશ સરખો કર્યો નહોતો.

જે બ્રાહ્મણો સદૈવ ધર્મકાર્યમાં નિમગ્ન હોય છે, જેઓનો નિર્વાહ સદા સર્વદા શ્રીમાન્ લોકો તરફથી થતા દાનધર્મ ઉપરજ ચાલે છે, તે લોકોના ધ્યાનમાં ઉક્ત બન્ને વાર્તાઓ આવી. તે લોકો દ્વારાએ

તે વાતો આખા અવંતિનગરમાં ફેલાતી ફેલાતી—ધીમે ધીમે યુવરાણી રૂપલતાના કાને પણ આવી. રૂપલતાએ તે વાત મધુરીને કહી સંભળાવી. આ વાત મધુરીએ કયારનીએ સાંભળી હતી પણ એ વાત તે ચૈતન્ય પાસે જ્યારે કરતી ત્યારે તે બીજીજ વાત કાઢી તે વાતને ઉડાવી દેતો. મધુરીએ રૂપલતાની સાથે થએલ વાતચિત ફરી એક વાર તેની પાસે કાઢી જરા આગ્રહ કરવાનો નિશ્ચય કર્યો હતો.

એક દિવસે સંધ્યાકાળે ચૈતન્ય અને મધુરી પોતાના મહેલની અગાશીમાં બેઠાં બેઠાં આજુબાજુના ઉપવનનું સૌંદર્ય જોતાં હતાં તે વખતે મધુરીએ ઉપરની વાત ખાસ કરીને તેની પાસે કાઢી. તે બોલી:—

"આર્યપુત્ર! હવે રામનવમી પાસે આવી છે. મારા પિતાજીને ત્યાં એ દિવસે મહાન્ મહોત્સવ થાય છે તે તમે જાણો છો; માટે તે તહેવાર આપણે પણ અહીં તેવાજ ઠાઠમાઠથી ઉજવવો, એવી મારા મનની ઇચ્છા છે."

"એ મહોત્સવ મણીપુરમાં સરકારી ખર્ચે થાય છે. તારી ઇચ્છા હોય તો તું ત્યાં જા એટલે થયું. ત્યાં જઈ તારો મનોરથ તું સિદ્ધ કરી લેજે!" ચૈતન્યે કહ્યું.

"એટલે? શું હું એકલીજ ત્યાં જાઉં? હું તમારી અર્ધાંગના અને ધર્મપત્ની છું; માટે જે કંઇ ધર્મકૃત્યો કરવાનાં છે તે તમારે પોતાનેજ કરવાનાં છે અને મારે તો તેમાં ફક્ત સહાયતાજ કરવાની છે! શું એ આપ નથી જાણતા?" મધુરીએ કહ્યું.

"પ્રિયે! તારૂં આ ભાષણ સાંભળી મને અતિશય આનંદ થાય છે, પણ મને રાજ્યકાર્ય સંબંધનાં એટલાં તો મહત્વનાં કાર્યો છે કે તે વખતે હું મણીપુર આવી શકીશ નહિ! કદાચ આવતી રામનવમી સુધીમાં મારે પાંચાલ દેશ તરફ જવાનું થાય તેમ છે." ચૈતન્યે ગંભીરતાથી કહ્યું.

"આર્ય પુત્ર ! જે વખતે આપણે લગ્નના બંધથી બંધાયાં તેજ વખતે ફક્ત હું તમારી પાસે બેઠી હતી. ત્યાર પછી આજ સુધીમાં તમારી પાસે બેસી કોઈ પણ ધર્મકૃત્ય કરવાનો મને પ્રસંગજ મળ્યો નથી." મધુરીએ નમ્રતાથી કહ્યું.

"એ ખરૂં પણ તું પોતે શું ઓછાં દાનધર્મ કરે છે ! જે કંઇ કરવાનું હોય તે તું પોતેજ કર્યા કર એટલે મને પણ તેમાંથી થોડો ભાગ મળશેજ." ત્યાર પછી તે જરા વિનોદથી બોલ્યો—"તારાં ધર્મકૃત્યોથી તારે માટે જે વિમાન આવશે તેમાં હું તત્કાળ જઈ બેસીશ. પછી તો થયુંને !"

"આર્ય પુત્ર ! ધાર્મિક કૃત્યોના સંબંધમાં આવી ઉદાસીનતા ધારણ કરવી, અથવા તેના સંબંધમાં અવહેલના કરવી, એ સારૂં નથી એમ મને લાગે છે. તમેજ જુઓ ! છ મહિના પહેલાં આપણે પરસ્પરના વિયોગ દુઃખથી દુઃખિત હતાં; પણ દયાળુ પરમાત્માએ દયા કરી આપણને સદાને માટે લગ્ન ગ્રંથીથી બાંધી દીધાં. ન્યાયાધીશે આપને દેહાન્ત દંડની ભયંકર શિક્ષા કરી હતી છતાં પણ તેમાંથી બચી આપ સહીસલામત રહ્યા અને ઈશ્વરની દયાથી ભયંકર બંદીખાનાના દરવાજા પણ આપને માટે ખુલ્લા થઇ ગયા. આપની ઉપર આવેલાં સંકટમાંથી આપ કેવી રીતે મુક્ત થયા, એ વાત મારા મનમાં આવી એટલે મને ઈશ્વરની દયાનું સ્મરણ થઇ આવે છે અને મારૂં અંતઃકરણ ભક્તિરસની ભાવનાથી ભરપૂર થઇ જાય છે. તેજ પ્રમાણે આપના કુળ—શીલના સંબંધમાં ગુપ્ત રહેલી વાતો સમય ઉપરજ ખુલ્લી થવાથી આપને રાજ્યનો મહાન્ લાભ થયો, એ શું પરમેશ્વરની કૃપા નહીં કે ? યુવરાજનો પ્રેમ મારી સખી ઉપર થવો અને મારો જન્મતાંની સાથે કરેલો વિવાહ સંબંધ તેઓએ વખત આવતાં રદ કર્યો, એ ઇશ્વરીય દયાનો અગાધ મહિમા નથી, એમ

કોણ કહી શકશે !" મધુરીએ જરા ક્રોધનો આવિર્ભાવ દેખાડતાં કહ્યું.

"ઠીક છે ઠીક ! તે બધી વાતો હું જાણું છું. આપણો સંબંધ બંધાવવામાં નિમિત્તભૂત થએલી વાતો અંતઃકરણના પટ ઉપર વજ્રલેપ સરખી ઠસી ગઇ છે. તે વાતોનું કોઇએ પણ મને સ્મરણ કરાવી દેવાની જરૂર નથી સમજ્યાં કે મારાં રાણી સરકાર ?" ચૈતન્યે જરા બેપરવાઇથી કહ્યું.

ચૈતન્યનું એ ભાષણ સાંભળી મધુરીનાં મીનમાનમર્દન નયનોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેણે પોતાના પતિના મુખમાંથી આવું કલેજાને કંપાવી નાંખનારૂં કઠોર ભાષણ કદાપિ પણ સાંભળેલું ન હોવાથી તેને તેથી અસહ્ય દુઃખ થયું. પરંતુ આ સમયે ચૈતન્યના હૃદયસાગરનો થાગ લેવાનો તેણીએ નિશ્ચય કરેલો હોવાથી તે ફરીને બોલી:—

"હું આપની ધર્મપત્ની છું તે માટે જે વાતમાં આપનું હિત હોય તે વાતનું આપની ધર્મપત્ની તરીકે મારે આપને અવસ્ય સ્મરણ કરાવી દેવુંજ જોઇએ; એ મારૂં એક આદ્ય અને આવશ્યક કર્તવ્ય છે. તેથીજ હું આપને ફરીને પ્રાર્થના કરૂં છું કે આપણો સમાગમ થવામાં પરમકૃપાળુ પરમાત્માની દયાજ કારણભૂત થઇ છે, તે માટે ઇશ્વરના સંબંધમાં ઉદાસીનતા ધારણ કરવી એ કોઇ પણ રીતે યોગ્યજ નથી. આપણા સમાગમમાં જે જે વાતો નિમિત્તભૂત થઇ છે, તે ફક્ત યદ્રેચ્છાથી બની ગઇ-પોતાની મેળેજ બની ગઇ, એમ જો આપણે સમજીએ તો તેમાં આપણી મૂર્ખાઇજ છે. મારા અંતઃકરણને તો પૂર્ણ ખાત્રી–વિશ્વાસ છે કે તે સર્વ બનાવો કેવળ પરમકૃપાળુ પરમાત્માની કૃપા વડેજ બન્યા હતા."

અરેરે ! દુર્ભાગી બિચારો ચૈતન્ય ! અતિશય આપત્તિમાં ફસાઇ ગયેલ ચૈતન્ય ! પોતાની ધર્મપત્નીના મુખમાંથી નિકળતાં આવાં શ્રદ્ધા-

યુક્ત વચનો પહેલાં તેના સાંભળવામાં આવ્યાં હોત તો તે સતી-સાધ્વીની ઈશ્વરનિષ્ઠા ઉપર દ્રઢ વિશ્વાસ રાખી પોતાનાં સર્વ સંકટોને ભૂલી જાત ! પરંતુ ચૈતન્યની સ્થિતિ એના કરતાં ઉલટીજ હતી. તે પહેલા કરતાં પણ વધારે બેપરવાઈથી બોલ્યો—

"મધુરી ! હું તને ફરીને એક વાર વધારે કહું છું કે આ સર્વ વાતો હું તારા કરતાં વધારે સારી રીતે જાણું છું."

"પ્રાણનાથ ! મને સત્યજ કહો કે તમને આ ધર્મકૃત્યની વાતમાં આટલો બધો કંટાળો શા કારણથી આવે છે ? આ સમયે આપની જે મુખમુદ્રા થઇ છે તે ઉપરથી મને એમ જણાય છે કે અત્યારે આપના અંતઃકરણમાં અત્યંત ચળવિચળ ચાલે છે. તેટલા માટે હું પુનઃ આપને વિનંતી કરીને પૂછું છું કે જેણે આ સૃષ્ટિ નિર્માણ કરી છે તે લીલાવિગ્રહી પરમકૃપાળુ પરમાત્મા ઉપર તમને વિશ્વાસ છે કે નહિ ? તે ખરૂં કહો"

"હા હા ! મને પૂર્ણ વિશ્વાસ છે પણ......પણ......આગળ તે એક પણ શબ્દ પોતાના મુખમાંથી કાઢી શકયો નહિ." તે ભયભિત મુખમુદ્રાએ આજુબાજુ જોવા લાગ્યો.

"અસ્તુ ! તે ગમે તેમ હો પણ આપને ઇશ્વર ઉપર વિશ્વાસ છે, તે જાણી—સાંભળી મને અત્યંત આનંદ થાય છે. પણ મને જણાવવાની કૃપા કરો કે આપ પોતે કદિ પણ દેવમંદિરમાં જઈ દેવતાનું પૂજન—અર્ચન કેમ કરતા નથી ?" મધુરીએ પૂછ્યું.

એનો શો જવાબ આપવો, એ બાબતની પંચાતમાં ચૈતન્ય ગુંચવાઈ ગયો માટે **शेषं कोपेन पूरयेत्।** એ સુભાષિતનો તેણે આશ્રય લીધો અને બોલ્યો—"મધુરી ! મારે શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ ? એ બાબત મને શિખવવાનો તને અધિકાર નથી. હું અત્યારે આના સંબંધમાં કંઇ પણ બોલી શકું તેમ નથી.

આ વર્ષે તું તારી મરજી પ્રમાણેની ગોઠવણ કરી લે ! હું તને કોઈ પણ વાતની ના પાડતો નથી. આવતા વર્ષમાં બની શકે તેમ હશે તો જોઈ લઈશું ?"

પોતાનું ભાષણ તદ્દન અયોગ્ય છે, એટલે પોતાની પત્નીના મનનું સમાધાન થશે નહિ અને તે બીજા પણ કેટલાએ સવાલો આ બાબતમાં પૂછશે, એમ તેને ખાત્રી હોવાથી તે મધુરીની પાસેથી ઉઠી બીજી તરફ ચાલતો થયો. તેની માનસિક યાતનાઓ અસહ્ય થતી હોવાથી પોતાના શરીરનો ભડકો થતો હોય અથવા શરીર બળી જતું હોય, એવો તેને ભાસ થતો હતો. તેથી શીતળ હવામાં જઈ કંઈક શાંતિ મળે—શાતા વળે—તે માટે મહેલની આસપાસના રમ્ય ઉપવનમાં તેણે પ્રવેશ કર્યો. તે ત્યાંના એક લતાકુંજમાં ગયો અને ત્યાં પડેલા એક આસન ઉપર આડો થયો. આ સમયે તેનું ચિત્ત બહુજ ક્ષોભ પામી ગયેલું હોવાથી તે હદ ઉપરાંત માનસિક યાતનાઓ ભોગવતો હતો. થોડો વખત ગયા પછી તે નિચે પ્રમાણે બબડવા, લાગ્યો:—

અરેરે ! હું કેટલો બધો હીનભાગી ! મારા ભાષણમાં મેં ઉચ્ચારેલા વિષમય શબ્દોની તે બિચારીના અંતઃકરણ ઉપર કેવી ચમત્કારિક, દુઃખદ અને શોચનીય અસર થઈ હશે ભલા ? તે મને મહાન્ પાપી અને નાસ્તિક સમજતી હશે. અહાહા ! મારી ખરી સ્થિતિ જો હું તેને કહી શકું તેમ હોત તો કેવું સારૂં થાત !

છટ્ છટ્ ! એવી વાત બનવીજ ન જોઇએ. અને મારી ખરી સ્થિતિની હકીકત પણ તેના જાણવામાં નજ આવવી જોઇએ. મારી મુક્તતા, મારા વૈભવો, મારૂં સામર્થ્ય આદિક ઇશ્વરીપ્રાસાદને લીધે પ્રાપ્ત થયાં છે, એ વાત જ્યારે તે ભક્તિયુક્ત અંતઃકરણથી વર્ણન કરતી હતી તે વખતે મારા અંતઃકરણમાં ધ્રુજારો થતો હતો. મારૂં

મસ્તક ભમતું હતું અને મારા શરીરમાંનું રક્ત પણ ગરમ થઈ જતું હતું. તે માયાવી કદાચ ત્યાં આવશે અને પોતાનું મહત્વ દેખાડવા માટે આ સર્વે વૈભવાદિકની વાતો ઈશ્વરે કરી નથી પણ એ સર્વ પરાક્રમ મારૂં પોતાનું છે, એમ તેને મોટા અભિમાનથી કહેશે, એવી તે માયાવીની મને બીક લાગતી હતી. મારા કમનસીબ કર્મની કઠિન કહાણી જો તેના કાને ગઇ તો તેનું અંતઃકરણ ભગ્ન થઇ જશે! હાય રે હીનભાગ્ય! એક મદારીના માંકડાની જેમ તું મને નાચ નચાવે છે.

ઉપર પ્રમાણેનું મનસ્વી ભાષણ કરતાં તે ક્યારે દુઃખથી આકુળ વ્યાકુળ થતો તો ક્યારે પોતાની જાત ઉપરજ ક્રોધાંધ થઇ દાંત હોઠ કરડતો હતો.

એજ બાગમાં એક હિમગૃહ બાંધવામાં આવેલું હતું. તેમાં કૃત્રિમ ઠંડી—શીતળતા ઉત્પન્ન કરવામાં આવી હતી. ત્યાં ફક્ત શીતળ પ્રદેશમાં થનારાં ફુલઝાડો અને ફળઝાડો વાવેલાં હતાં. તે ગૃહમાં ઠંડક પુષ્કળ હોવાથી ત્યાં બેસીને પોતાના શરીરનો દાહ શાન્ત થાય છે કે કેમ? તે જોવા માટે તે તે લતાકુંજમાંથી બહાર નિકળી હિમગૃહ પાસે આવ્યો.

હિમગૃહમાં તેણે જ્યારે પ્રવેશ કર્યો ત્યારે ત્યાં એક સ્ત્રી બેઠેલી છે. એવું તેને જણાઇ આવ્યું તે સ્ત્રી કોણ હતી? તે જોવા તે તેની તરફ વળ્યો. આખરે તેણે તે સ્ત્રીને ઓળખી. તે કોણ હતી? વાંચકો! તે આપણે આગળના પ્રકરણમાં જાણીશું.



## પ્રકરણ ૩૩ સું.



## વિલાસવતી સપડાઈ.

તે સ્ત્રી બીજી કોઈ નહીં પણ મણીપુરપતિ મહારાજા ચૈતન્યદેવની અર્ધાંગના દેવી મધુરીની સખી વિલાસવતી હતી.

વિલાસવતીને ચૈતન્યે ઘણી વખત જોઇ હતી એટલુંજ નહીં પણ મધુરી અને પોતાનો પહેલ વહેલો જે પરિચય થયો, તેમાં તે બહુ અંશે કારણભૂત હતી, એમ અમે પહેલાંજ કહી આવ્યા છીએ તે વાંચકોના ધ્યાનમાંજ હશે. ચૈતન્યદેવે પહેલાં તેને ઘણી વખત જોઈ હતી તો પણ આજના જેવી સુંદર તે પહેલાં કોઇપણ દિવસે દેખાઇ નહોતી. તે આજેજ ન્હાઇ હતી તેથી તેની મુખકાન્તિ સતેજ જણાતી હતી. સૂકાવા માટે તેણીએ પોતાના કાળા ભ્રમર જેવા કેસ છૂટા મૂકયા હતા અને તે તેના ગોળ સ્કંધપ્રદેશ ઉપર વિખરાયેલા હતા.

અત્યારે વાયુમાં ઉષ્ણતા બહુ હોવાથી તેણે ઝીણી મલમલનું અને કાળા રંગમાં રંગેલું વસ્ત્ર પરિધાન કર્યું હતું. તેના નાજુક અવયવો સ્પષ્ટપણે અનુપમ સુંદર જણાતા હતા. શરીરે પરિધાન કરેલા શ્યામ વસ્ત્રને લીધે તેનો ગૌરવર્ણ ઘણોજ ખુલતો જણાઈ આવતો હતો. તે ભરજુવાનીમાં આવેલી યુવતી અત્યારે હિમગૃહમાં એકાન્ત હોવાથી બહુજ સારી રીતે વ્યવસ્થિત બેઠી નહોતી. એથી બરફ પ્રમાણે શુભ્ર એવો તેનો સ્તન પ્રદેશ સ્પષ્ટપણે દેખાતો હતો.

વિષયભોગની અત્યંત તીવ્ર લાલસા, ચળવિચળ અને અનેક યાતનાઓ સહન કરતા ચિત્તને શાન્ત કરવા માટે કંઇપણ નવીન સુખની શોધ, એકાન્ત, તરૂણ અને સ્વરૂપવતી સુંદરીનું દર્શન, એટલા પદાર્થો એકત્ર થવાથી ચૈતન્યના મનમાં એક જાતની જુદીજ ભાવના ઉત્પન્ન થઇ અને તે કામિક દ્રષ્ટિથી તેની તરફ જોવા લાગ્યો.

એટલામાં વિલાસવતી પણ પોતાની આસપાસ કોઇના આવવાનો ભાસ થવાથી એકદમ ચમકી અને પોતાની તરફ આવતા ચૈતન્યદેવની સામે જોઈ રહી.

તેની મુખમુદ્રા ઉપર એક ક્ષણને માટે લજ્જા જણાઇ તેથી તેણીએ ચૈતન્યની ઉપરથી પોતાની નજર પાછી ફેરવી લીધી. વાસ્તવિક રીતે

જોતાં તેણીએ જેટલી ત્વરાએ નજર પાછી ફેરવવી જોઇએ તેટલી ત્વરાથી પાછી ફેરવી નહીં. તેથી આગંતુકે પોતાનું શરીર અને અંગોપાંગને સ્પષ્ટપણે જોઇ લીધાં, એ વાત તેણીના ધ્યાનમાં આવવાથી તેણીને ખેદ થવાને બદલે ઉલટો આનંદજ થયો. વધારામાં તેણીના મનમાં એક જાતની આશા પણ ઉત્પન્ન થઈ.

ત્યાર પછી ફરી તેણીએ તેની તરફ જોયું તે વખતે તેની મુદ્રા ક્રોપયુક્ત દેખાતી નહોતી એ વાત પણ ચૈતન્યદેવના ધ્યાનમાં આવ્યા વિના રહી નહીં. ચૈતન્ય પોતે ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો અને ક્ષણવાર વિચાર કરી પછી તેની પાસે જઇને ઉભો રહ્યો અને બોલ્યો—

"સૌંદર્યવતી સુંદરી વિલાસવતી! આ ઉદ્યાનમાં એક એક કરતાં પણ વધારે ને વધારે સુંદર એવાં કમળનાં કુસુમો છે ખરાં, પણ તેમાંથી એકે પણ તારા મુખરૂપી કમનીય કમળ કુસુમની કાન્તિ સાથે બરોબરી કરી શકે તેમ નથી."

વિલાસવતી નીચું મુખ કરી બેસી રહી હતી. તે પોતાનાં વસ્ત્રો વ્યવસ્થિત કરવા લાગી. થોડી વાર પછી તે શરમાતાં શરમાતાં બોલી— "મહારાજા! આપ આ શું ભાષણ કરો છો—બોલો છો?"

તેણીના એ કથન અને એકંદર હાવભાવ ઉપરથી તેણીના મનની ઇચ્છા જાણી લઈ ચૈતન્યે તેણીનો હાથ પકડયો. તે સમયે તેણે ચૈતન્યના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લેવાની જરા પણ કોશીશ કરી નહીં; તેમ ચૈતન્યે તેનો હાથ છોડયો પણ નહિ. તે બોલ્યો—"હું કાંઇ અનુચિત કે અયોગ્ય તો બોલતો નથી. તારા રૂપને જે યોગ્ય છે તેજ હું બોલું છું. સુંદરી! જેણે તને એક વખત જોઈ છે તે તને ફરીને જોવા માટે આતુર થયા વિના રહેશેજ નહિ. જે મકાનમાં તું રહે છે તેજ મકાનમાં હું પણ રહું છું છતાં તારી બાબતમાં મારા મનમાં કંઈ પણ ભાવના ઉત્પન્ન થઇ નથી એવું

મારૂં મન કઠોર છે, એમ શું તું ધારે છે ખરી કે ? ”

“ સરકાર ! આમ અસંબદ્ધ ભાષણ કરી આપ આપની એક-નિષ્ટ પતિવ્રતા ધર્મપત્નીની સાથે દ્રોહ કરો છો. આપનું આવું આચરણ જો હું મુંગે મોઢે સહન કરૂં તો આપ મારા સ્વભાવને માટે કેવો વિચાર બાંધશો ! ? ”

“ તો હું કહીશ કે તારો સ્વભાવ ઘણોજ દયાળુ છે. સુંદરી ! જો તું મારી ઉપર પ્રસન્ન થઇ મારી સાથે પ્રીતિ બાંધીશ તો મને એટલો બધો આનંદ થશે કે તે આખા આકાશમાં પણ સમાઈ શકશે નહિ. ”

“ સરકાર ! મને લાગે છે કે આપ આ સમયે મારી પરીક્ષા કરતા હશો કે આ સ્ત્રી પોતાની પત્ની પાસે રહેવાને યોગ્ય છે કે નહિ ? જો એમજ હોય તો રાજવી ! હું આપને નમ્રતાથી પ્રાર્થના કરૂંછું કે—આપ મારો હાથ છોડી દ્યો અને મને અહીંથી ચાલી જવા દ્યો. હું આ વાત આપની ધર્મપત્ની મધુરી બા સાહેબને કહીશ નહીં એવું જો આપને મારા તરફથી વચન જોઇતું હોય તો તે પણ હું આપુ છું. ”

એટલું કહેતાંજ તેની આંખોમાં આંસુઓ આવ્યાં પણ તે શાનાં ? “ પ્રિયે વિલાસવતી ! હું કાંઇ તારી પરીક્ષા કરતો નથી. હું જે જે બોલું છું તે મારા અંતઃકરણથી અને ખરૂંજ બોલુંછું. તારા સૌંદર્યે તો ખરેખર સુંદરી ! મને ગાંડો—ઘેલો બનાવી દીધો છે. ” ચૈતન્યે પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો.

વિલાસવતી ધીમેથી પણ ચૈતન્યને સ્પષ્ટ સંભળાય એવા સ્વરે બોલી—“ જો એ ખરૂં હોય તો......... ” એમ કહી તે આશાપૂર્ણ અને પ્રેમદ્રષ્ટિએ ચૈતન્યના મુખ તરફ જોવા લાગી.

“ સુંદરી ! હું તારા મનમોહક મધુર સૌંદર્યના સોગંદ ખાઇને

કહું છું કે મારૂં કથન સર્વથા સત્ય છે-યથાર્થ છે અને તે સદા સર્વદાને માટે સત્યજ રહેશે. તારા આ નેત્ર સંકેતથી ખરેખર હું અતિશય વિહ્વલ થઇ ગયો છું. મારા અંતઃકરણમાં કોઇ નવીનજ આશાનો ઉદય થયો છે. હા, આ જો સુંદરી! તારા હાથ કેવા ધ્રુજે છે. તારા શરીરમાં રોમાંચ થયું છે અને મધુર સુગંધ યુક્ત ગુલાબી ગુલાબના વર્ણને પણ લજાવી નાંખે તેવા તારા આ કોમળ કપોલો પરસેવાથી કેવા ભીંજાઇ ગયા છે! એકંદર આ સર્વે લક્ષણો ઉપરથી તું મારો તિરસ્કાર કરતી નથી પણ ઉલટો તારા અંતઃકરણનો વિશુદ્ધ સ્નેહ વ્યકત કરી દેખાડે છે."

"સરકાર! મારા જેવી પામર પ્રમદાએ આપના સામર્થ્યનો શા માટે અને શું તિરસ્કાર કરવો જોઇએ? જો મારામાં સામર્થ્ય હોત-મારાં અંગો મારા કાબુમાં હોત તો હું અહીંથી ક્યારનીએ ચાલી ગઇ હોત. હવે વધારે બોલવાનું કાંઇ કારણ? આપ જાણીજ ગયા છો કે મારૂં ચિત્ત કેટલું બધું દુર્બળ છે!"

જ્યારે તે આમ બોલતી હતી ત્યારે તે ગરદન ફેરવી લઈ-મુખ બીજી તરફ કરી શૂન્ય દ્રષ્ટિએ કંઇક પણ જોતી હતી અને પોતાના પગના અંગુઠેથી વારંવાર ભૂમિ સ્પર્શ કરતી હતી-ભોંય ખોતરતી હતી. તેને દ્રઢ આલિંગન આપી ચૈતન્યે કહ્યું કે-"પ્રિયે! તો તું પણ મારી ઉપર પ્રેમ કરે છે ખરૂંને?"

તેને આલીંગન આપતાં વિલાસવતી બોલી-"હવે આ વાત મુખથી ના કબુલ કરવામાં લાભ શો?" પછી તે ધીમેથી બબડી-"અરેરે! હું કેટલી બધી દુર્બળ છું? મારે માટે એઓ શું શું ધારશે?"

ત્યાર પછી ચૈતન્યે પોતાને તેના બાહુ પાશમાંથી છોડાવી લીધો અને તેની પાસેથી જરા દૂર જઇ ઉભો રહ્યો. તેણે પોતાની પ્રેમયુક્ત પણ જરા કઠોર દ્રષ્ટિ તેની ઉપર નાંખી અને ધીમેથી પણ

સ્પષ્ટ અવાજે તે બોલવા લાગ્યોઃ—

"પ્રિય! જો મને ખરેખર કંઇ પણ સુખ પ્રાપ્ત થવાનું હશે તો તે ફક્ત તારા સહવાસથીજ થશે. તું સબુર કર! થોભ! વચમાં કંઇ પણ ન બોલતાં શાંતિથી મારૂં કથન ધ્યાનપૂર્વક શ્રવણ કરી લે!"

"જગતની નજરે હું અત્યંત સુખી હઇશ પણ મને જે જે દારૂણ દુઃખો થાય છે તે બીજાઓ જાણી શકે તેમ નથી. આ મારા અંતઃકરણને સદા સર્વદા હજારો વિંછીઓ કરડયા હોય, તેવી વેદનાઓ થયા કરે છે. મારા ચિત્તને કોઇ પણ કાળે શાંતિ પ્રાપ્ત ન થાય તેવો ઉદ્વેગ લાગેલો છે. મારૂં ચિત્ત હંમેશને માટે છુપીને છુપી ચિંતામાંજ રહ્યા કરે છે. મારી માનસિક વેદનાઓ કોઇનાથી ઓળખી શકાતી નથી, સાંભળી શકાતી નથી કે જાણી શકાતી નથી. મારા મનને થનારાં દુઃખો ફક્ત હું એકલોજ જાણું છું."

"મારી પ્રિયા મધુરી! અહાહા! તેનો મારી ઉપર કેટલો નિષ્કપટ અને પવિત્ર પ્રેમ છે! તેનું ચિત્ત મારા ઉપર કેટલો બધો વિશ્વાસ રાખે છે? પણ તેની ઉપર વિશ્વાસ રાખી તેને મારા કષ્ટની કથની કહેવાની મને હિંમત થતી નથી. મારૂં દુઃખ જો તે જાણી જશે તો તેનું હૃદય ભગ્ન થઇ જશે, તેની ઉપર વિપત્તિનો વજ્રપાત થશે અને તેથી તેનો અકાલે અન્ત થશે; એવો મને પાકો વિશ્વાસ છે; માટે જેની પાસે હું મારા જન્મ દુઃખની વાત કરી શકું અને જે મોટા ધૈર્યથી સાંભળી હિંમત રાખી શકે અને મારા વિચલિત ચિત્તનું સમાધાન કરે એવા કોઇ પણ અંતરના માણસની મારે જરૂર છે. હવે મારૂં દુઃખ મને અસહ્ય થઇ પડયું છે તેથી જે કોઇ મારી વાત છુપી રાખી મારો તિરસ્કાર ન કરે—મારો ત્યાગ ન કરે. જેને મારો કંટાળો ન આવે, જે કોઇ મારી સાથે મમતાથી વર્તે, મધુર શબ્દ બોલે, મારા દુઃખમાં ભાગ લેવા તૈયાર થાય, એવા

માણુસની મારે જરૂર છે. વિલાસવતી ! તું ખરૂં કહે કે શું તું મારા દુ:ખમાં ભાગ લેવા તૈયાર છે ખરી ? કહે! એક વખત તું હા કહે! એટલે હું તારા ઉપર અનન્ય—અમર્યાદિત પ્રેમ કરીશ અને તારે જે જે સુખો જોઇતાં હશે તે હું તને એક ક્ષણાર્દ્ધમાં પ્રાપ્ત કરી દઇશ. જો કે મધુરી ઉપર મારો પ્રેમ છે ખરો અને તે હું કબુલ કરૂં છું પણ તે પ્રેમ—મર્યાદિત છે. કારણ કે મારાં જે દુ:ખો છે તે સહન કરવાની તેનામાં શકિત નથી. માટેજ તેની તરફથી મને કંઈ પણ સુખ પ્રાપ્ત થઇ શકે તેમ નથી. જે વાત તે કરી શકતી નથી તે તું કરી બતાવીશ તો તારા ઉપર મારો પ્રેમ અસીમ થઈ જશે. એક વિચિત્ર બનાવના યોગે આપણાં ચિત્ત પ્રેમબદ્ધ થઈ જશે અને આપણને જો થોડો ભય લાગશે તો તેને આપણે આપણા પ્રેમરૂપી શસ્ત્રથી દૂર કરી નાંખીશું."

"સરકાર ! આ વખતનું આપનું ભાષણ સાંભળી અને આપની મુખમુદ્રા જોઇ મને બીક લાગવા માંડી છે. આપનું ચિત્ત તો ઠેકાણે છેને ?" વિલાસવતીએ કહ્યું. જો તે સ્પષ્ટપણે બોલવાની હિંમત કરી શકી હોત તો તેણીએ એમ નક્કી અને ખાત્રીથી પૂછયું હોત કે "તમે ગાંડા તો નથી થયાને ?" એવા પ્રકારની તે વખતે ચૈતન્યની મુખમુદ્રા વિલક્ષણ થઈ હતી.

"મારા દુ:ખને તું જાણી પણ શકી નહીં; તેટલામાંજ તું ડરી ગઈ તો પછી તે દુ:ખ સાંભળ્યા પછી તે સહન કરી તું મારા વિચલિત ચિત્તનું શી રીતે સમાધાન કરી શકીશ ? અર્થાત્ મારે માટે નિશ્ચિંત કરેલો સમય થવા પહેલાંજ મારે આ સંસારનો ત્યાગ કરવો પડશે. મારા દુ:ખને હલકું કરનાર મિત્ર જો કોઈ મને નહીં મળે તો ખરેખર અકાળે મારો અંત થઇ જશે. વિલાસવતી ! પોતાનું દુ:ખ પોતાના કોઇ અંતરના માણુસને કહેવાથી તેનો ભાર હલકો

થઇ જાય છે, એનો તને શું હજુ સુધી અનુભવ થયો નથી." ચૈતન્યે દુઃખના આવેગમાં આવી જઇ કહ્યું.

"રાજવી ! જો આપને મિત્રની આટલી બધી જરૂર હોય તો હું આ ક્ષણથીજ તમારા દુઃખનો ભાર સહન કરવાને માટે તૈયાર છું. હું કોઇ પણ રીતથી ગભરાઇશ કે ડરીશ નહીં. આપના ઉપર મારો જે પ્રેમ છે તેજ મને ધીરજ–હિંમત આપશે. વધારે તો શું કહું પણ આપ મને ચાહોછો, એ બાબતની મને ખાત્રી થતાંજ મને એટલી બધી હિમ્મત આવશે કે આપ જો મારા હાથમાં ખંજર આપીને કહેશો કે આજ્ઞા કરશો કે તે આપણા શત્રુની–છાતીમાં મારી દે તો તે શત્રુની છાતી તોડી નાંખવા હું બિલકુલ આગળ પાછળ જોઇશ નહિ–ડરીશ નહીં કે ગભરાઇશ નહીં. અત્યારે હું આ શબ્દો કેટલી શાંતતાથી બોલું છું ? મારો અવાજ ભયથી ખોખરો થએલો છે, એમ તમને લાગે છે ? મારો હાથ ધ્રુજતો હોય તેમ આપને જણાય છે ? જો તેમજ હોય તો હું બીકણ છું, એમ સમજી આપ મારો સ્નેહ સંપાદન કરવાની જરાએ કોશીશ કરશો નહિ. મારી હિંમતને માટે તમને જો વિશ્વાસ આવતો હોય તોજ મને આપ આપના દુઃખમાં–રહસ્યમાં ભાગીદાર બનાવો !" ચૈતન્ય આશ્ચર્યચકિત થઇ તેનું ઉક્ત ભાષણ શાંતતાપૂર્વક સાંભળતો હતો. પછી તેણે બહુજ ઉલ્લાસિત અંતઃકરણથી તેને આલિંગન આપ્યું અને બોલ્યો–

"હા ! પ્રિયે ! તું ખરેખર મારા વિશ્વાસને પાત્ર છે !" થોડી વાર પછી તે ફરી તેને પોતાની છાતી સાથે દબાવીને આગળ બોલવા લાગ્યો–

"પ્રિયે ! મારા દુઃખની કર્મકથા કહેવાને માટે આ સ્થાન તદ્દન અયોગ્ય છે. તે કર્મકથા કહેવાને માટે જુદાજ સ્થાનની જરૂર

છે. હું જે વાત કહેવાનો છું તે સાંભળવા માટે અંધકારમય રાત્રીની જરૂર છે. જો તારામાં સામર્થ્ય હોય, જો તારા ચિત્તને મારા જીવન-રહસ્યની વાર્તા સાંભળવાની ખરેખરી ઉત્કંઠા હોય તો આજ રાત્રે બરાબર બાર વાગે દક્ષિણ દિશાની ભાગોળે આવેલ આમલીના વૃક્ષની નીચે આવી તું મને મળજે.

"હું ઘણી સારી રીતે જાણું છું કે તે સ્મશાનભૂમિ છે. તો પણ તમે કહેલી જગ્યાએ બરાબર રાત્રીના બાર વાગે હું તમને ત્યાં આવી મળીશ. તે વખતે મારી હિંમતની આપને ખાત્રી થશે અને તેજ વખતે આપને મારા પ્રેમની ખરી પરીક્ષા થશે."

"તેટલા વખતને માટે હવે આપણે પરસ્પરની રજા લઇએ. ઠીક છે ત્યારે હવે હું જાઉંછું!"

ત્યાર પછી તે બન્ને એક બીજાને આલિંગન આપી એક બીજાની વિરૂદ્ધ દિશામાં ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૩૪ મું.

### પ્રેતભુવન.

અંધારી રાત હતી, વાયુ પણ સુસવાટાબંધ વાતો હતો. તેથી અવંતિ નગરીના લોકો ગરમીના દિવસ હોવા છતાં પણ ઘરના દરવાજા બંધ કરી લેવા ઉત્સુક થયા હતા. આકાશમાં કાળા ભ્રમર જેવાં વાદળાંઓ એકઠાં થઇ ગયાં હતાં. તેઓએ આકાશમાંના પ્રકાશમાન તારાઓને ઢાંકી દીધા હતા.

તટ ઉપરનું નિશાન અત્યંત જોરથી ફફડી રહ્યું હતું અને તટની નીચે ઉગેલાં મોટાં મોટાં વૃક્ષો પોતાનાં મસ્તકો નમ્ર કરી વાયુનું સ્વાગત કરતાં હતાં. વૃક્ષોની ડાળીઓ એક સરખી રીતે હાલતી

હોવાથી તેમના યોગે મોટો અવાજ થતો હતો.

અવંતિ નગરીના દક્ષિણ—દિશાના દરવાજાની ભાગોળે કોઇપણ મનુષ્ય ફરતું નહતું. સ્મશાનમાંની કેટલીક છત્રીઓનાં શુભ છત્રો પણ તે ભયંકર ગાઢ અંધકારમાં છુપાઇ ગયાં હતાં. સર્વત્ર ભય ભરેલી શાંતતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું પણ વાયુના સપાટાઓનો તે શાંતતા ઉપર એક સરખો હુમલો થતો હતો.

મધ્ય રાત્રીના બરાબર બાર વાગવાને સમયે કાળાં વસ્ત્રોથી પોતાનું શરીર ઢાંકી લીધું છે એવી એક સ્ત્રી સ્મશાનભૂમિની હદ ઉપર આવેલા આમલીના ઝાડ તરફ ઝપાટાબંધ ચાલી જતી હતી. તે ધારેલા સ્થળે જઇ પહોંચી નહીં હોય તેટલામાંજ તેની પાછળ પાછળ સર્વ શરીર શ્યામવસ્ત્રોથી ઢાંકી લીધેલું એવો એક પુરૂષ તેજ આમલીના વૃક્ષની નીચે આવી પહોંચ્યો. આમલીનું આ વૃક્ષ જો કે રસ્તાની એક બાજુએ હતું તો પણ તે રસ્તાથી ઘણેજ છેટે નહોતું.

"કોણ છે? વિલાસવતી કે" તે પુરૂષે પૂછ્યું.

"હા! હું વિલાસવતી છું. મહારાજા ચૈતન્યરાજ!" તે સ્ત્રીએ ઉત્તર આપ્યો.

"વિલાવતી! ખરેખર તું બહુજ હિંમતવાળી અને સાહસીક સ્ત્રી છે. રાત્રીનો આ ગાઢ અંધકાર અને વાયુના સપાટાઓથી તને ભય તો નથી લાગતોને?" ચૈતન્યે પૂછ્યું.

"મારા મનમાં જો ભય ઉત્પન્ન થતો હોત તો હું અહીં ઉભી પણ રહેત નહીં. મને ભય લાગશે એમ જો મારા મનમાં આવ્યું હોત તો હું અહીં આવત શી રીતે?" વિલાસવતીએ કહ્યું.

"શાબાશ! વિલાસવતી તને શાબાશ છે. મારા પ્રેમને ગ્રહણ કરવા તું સર્વ રીતે યોગ્યતા ભરેલ પાત્ર છે; પણ અહીંથી આગળ હું તને જ્યાં લઈ જઇશ ત્યાં તું આવીશને?"

"હું અહીં ફક્ત આપની ઇચ્છા પૂર્ણ કરવા માટેજ આવી છું. આપ જે તરફ મને લઇ જશો તે તરફ આવવા માટે હું તૈયાર છું. ચાલો કઇ તરફ જવાનું છે?"

ત્યાંથી તે બન્ને–વિલાસવતી અને ચૈતન્ય– સ્મશાનભૂમિમાં ગયાં. થોડુંક આગળ વધ્યા પછી એક ઇમારત આવી. તે ઇમારતના બાહ્ય-સ્વરૂપ ઉપરથી અર્થાત્ તે અંધકારમાં જેટલું દેખી શકાય તેમ હતું તે ઉપરથી–તે એક છત્રી હોવી જોઇએ એમ વિલાસવતીને લાગ્યું. તે છત્રીનો દરવાજો ઉઘાડી ચૈતન્ય અંદર ગયો. તેની પાછળ પાછળ વિલાસવતી પણ અંદર ગઈ અને દરવાજો બંધ કરી લીધો. થોડુંક આગળ ગયા પછી ફરી એક દરવાજો આવ્યો. તે દરવાજામાંથી તેઓ અંદર ગયાં. ત્યાં ચૈતન્યે વિલાસવતીને જરા ઉભી રહેવા કહ્યું અને પછી પોતાના વસ્ત્રોની નીચેથી એક નાનકડું ફાનસ કાઢયું. તે તેણે વિલાસવતી ન સમજી શકે તેવી રીતે સળગાવ્યું. તે દીપકના મન્દ પ્રકાશમાં વિલાસવતીએ તે જગ્યા બરાબર જોઈ લીધી.

પછી ચૈતન્યે તેને કહ્યું–"હવે મારી સાથે જરા નીચે ચાલ!" એમ કહી તે એક જગ્યાએ ઉભો રહ્યો. વિલાસવતીએ નીચે જોયું ત્યારે તેને એક વાવ જેવી ઉંડી જગ્યા દેખાઇ. તે જ્યાં ઉભી હતી ત્યાંથી નીચે ઉતરવા માટે પત્થરનો એક દાદરો બાંધવામાં આવેલો હતો. દીપકના મન્દ પ્રકાશમાં તે થોડાંક પગથીઆં જોઇ શકી. પણ કેટલું નીચે ઉતરવાનું છે, તેનો તે પાર પામી શકી નહીં.

તે જગ્યા જોઇ તેના અંતઃકરણમાં એક ક્ષણ માટે ભયનો પ્રાદુર્ભાવ થયો ખરો પણ તરતજ તેણે હિંમત ધારણ કરી લીધી અને બોલી–"રાજવી! આપ મને જ્યાં લઇ જશો ત્યાં આવવા માટે હું તૈયાર છું."

"પ્રિયે! મને એમ લાગે છે કે મારી સાથે આવવા તારૂં

મન કાંઇક આનાકાની કરે છે?" ચૈતન્યે જરા દુઃખીત અને નિંદાવ્યંજક સ્વરમાં કહ્યું.

"હા, તે ખરૂં છે. મને એક ક્ષણ માત્રને માટે ભય લાગ્યો ખરો; એ હું કબુલ કરૂંછું પણ હવે મારા મનમાં જરાએ ભય નથી. હું ખાત્રીથી કહુંછું કે હવે પછી હું ભય પામીશ નહીં. આ જુઓ મારો હાથ! આ હાથ તમારા હાથમાં પકડીને જુઓ કે તે ધ્રુજે છે કે કેમ?"

"પ્રિયે શાબાસ છે તને. તારૂં ચિત્ત એટલું નિર્ભય છે, એ જોઈ મને બહુજ આનંદ થાય છે."

"ઠીક છે, મારો સ્વર તમને ગભરાયેલા જેવો લાગે છે ખરો કે?"

"નહીં! તારી નિર્ભયતાથીજ હવે મને તું બહુ પ્રિય લાગે છે."

આ વખતે તે બન્ને દાદર ઉતરવા લાગ્યાં. ખરી રીતે જોતાં ચૈતન્યના હાથમાંના દીપકને લીધે અંધકારનો નાશ થતો નહોતો પણ ઉલટું તે અંધકારમય ભયંકરતાનું ખરૂં સ્વરૂપ દર્શાવવામાં કારણભૂત થતો હતો. તેઓ જેમ જેમ નીચે ઉતરતાં ચાલ્યાં તેમ તેમ તેઓ એક અંધારી ગુફાની પાસેને પાસે જવા લાગ્યાં અને કોઈ વસ્તુની ઉગ્રગંધ તેમના નાકને આવવા લાગી. તે ગંધ તેમને અસહ્ય લાગવા માંડી. આખરે તેઓ તે દાદર ઉતરી રહ્યાં. પછી તેઓ એક નાનકડી ગુફામાંથી સીધે સીધાં આગળ ગયાં. ત્યાંથી ડાબે-જમણે એમ બે વળાણ લીધા પછી તેઓ ફરી એક દાદર પાસે આવ્યાં. હવે તો ત્યાંની તે ઉગ્રગંધ વધારે ને વધારે તીક્ષ્ણ જણાવા લાગી.

થોડી વાર ચાલ્યા પછી ચૈતન્યે વિલાસવતીને પૂછ્યું-"વહાલી! આ સ્થાન ઘણી ઉદાસીનતા ભરેલું છે ખરૂંને? આપણે હવે પૃથ્વીના પેટમાં પ્રવેશ કર્યો છે."

"આજ માર્ગે આપણે પાછાં જઇ શકીશું. એમાં વિશેષ કંઇ નથી."

"આપણને કંઇ એ જગ્યાએ વધારે વખત બેસી રહેવું પડશે નહિ. આપણે અહીંથી સત્વર બહાર નિકળી જઈશું."

"આપ જે કંઇ કહેવાના છો તે કહેવા પહેલાંજ કે શું?

"નહીં! તેમ નહીં. મારે જે કંઇ કહેવાનું છે તે સર્વે હું તને અહીંજ કહીશ."

થોડી વારમાંજ તેઓ બીજો દાદરો પણ ઉતરી ગયાં. ત્યાંથી જરા આગળ જતાં એક વિસ્તીર્ણ જગ્યા આવી. તે જગ્યામાં પ્રવેશ કરતા પહેલાંજ ચૈતન્યે વિલાસવતીને પૂછ્યું–"પ્રિયે! આ સ્થાનના સ્વરૂપ ઉપરથી આપણે અત્યારે સ્મશાનભૂમિમાંની એક છત્રીની નીચેના ભોંયરામાં આવ્યાં છીએ, એ તો તારા ધ્યાનમાં આવીજ ગયું હશે. અહીં બેસીને હું જે કંઈ કહેવાનો છું તે સાંભળવાની તારામાં હિમત હોય તો ચાલ આગળ થા! નહીં તો અહીંથીજ પાછી ફરી જા! મારા અંતઃકરણને જે વાતો ડંખે છે અને તે તને કહેવા માટે હું અહીં લાવ્યો હતો એ વાતને ભૂલી જા!"

"તે શા માટે? મારો આપની ઉપર અત્યંત પ્રેમ છે અને આપનું દુઃખ મારે જાણવુંજ જોઇએ. તે જાણ્યા વિના હું શી રીતે પાછી ફરૂં? શું હું અહીંથી પાછી ફરવા માટે તમારી સાથે અહીં આવી છું? અને જો તમારે મને અહીંથી પાછીજ મોકલવી હતી તો અહીં લાવ્યા શા માટે?"

વિલાસવતીએ એ શબ્દો એટલી તો હિંમતથી ઉચ્ચાર્યા હતા કે તે સાંભળી તેના સંબંધમાં ચૈતન્યના મનમાંની સર્વે શંકાઓ એકદમ નષ્ટ થઈ ગઈ.

"જો એમજ છે તો મારા હૃદયની વાત ઉઘાડી કરવાને યોગ્ય

જગ્યા કઇ છે અને તે કેવી છે, તે તું એક વખત સારી રીતે જોઇ લે!" એમ કહી તે પ્રશસ્ત ઓરડામાંનો ભયાનક દેખાવ સ્પષ્ટપણે નજરે પડે તેવી રીતે તેણે પોતાની પાસેનું ફાનસ તેની સામે ધર્યું.

તે જગ્યાએ ફરસબંધી ઉપર આમ તેમ સુકાયેલાં શબ–મડદાં પડયાં હતાં કારણ કે તેઓ બન્ને અત્યારે એક પ્રેત સંગ્રહાલયમાંજ આવ્યાં હતાં–તે એક પ્રેતભુવનજ હતું.

પ્રાચીન સમયમાં માલવદેશમાં એક જંગલી ભિલોની જાત હતી. તે લોકો મડદાં બાળતા નહી અથવા ભૂમિમાં પણ દાટતા નહી, પણ તેઓ શબને એકાદ ગુફામાં અથવા ભોંયરામાં મૂકી દેતા. તે સડી ન જાય માટે એક જાતનો મશાલો તૈયાર કરી તેઓ પ્રેતને લગાડતા અને જે જગ્યાએ તેને મુકતા તે ઠેકાણે જમીન ઉપર મશાલો પુષ્કળ વેરી નાંખતા. તે મશાલાની ગંધ બહુજ ઉગ્ર હતી. તેમાં જંતુનાશક ગુણ હતો, તેથી મડદાંઓ ખારેકની જેમ સુકાઇ જતાં.

બીજો દાદરો ઉતરતી વખતે તેઓના નાકને જે ઉગ્રગંધ આવી હતી તે આજ મશાલાની હતી. ત્યાં પડેલાં મુડદાંઓનો વર્ણ–રંગ સુકાઇ ગયેલા ચામડા જેવો હતો. તે મુડદાંઓ સૂકાઇને બંગડી જેવાં થઇ ગયાં હતાં. તેમાંથી કેટલાંકના તો કકડે કકડા થઈ ગયા હતી. એકાદનો હાથ તુટી ગયો હતો તો કોઇનો પગ ગળી પડયો હતો. કેટલાકનાં મસ્તક એક તરફ પડયાં હતાં તો ધડ બીજી તરફ પડયાં હતાં એવી સ્થિતિ થઈ હતી.

કેટલાકના હોઠ સુકાઇ જવાથી દાંતનાં ચોકઠાં ઉઘાડાં પડયાં હતાં અને તેથી તે જાણે વિકટ હાસ્ય કરતાં હોયની ! એવો જોનારને ભાસ થતો હતો. કોણ જાણે એ ભયંકર દેખાવને અતિશય ભયંકર બનાવવા માટેજ કે શું ? ચૈતન્યના હાથમાંના ફાનસની ચારે તરફ એક પતંગ ઉડતો ફરતો હતો; તેથી દીવાનો પ્રકાશ પ્રકંપિત થતો

હતો; એજ કારણથી ત્યાં પડેલાં શબોમાં જીવનકળાએ પ્રવેશ કર્યો કે શું, એવો વચમાં વચમાં ભાસ થતો હતો. તે સર્વ દેખાવ પૂર્ણપણે જોવા માટે જેટલો વખત જોઇએ તેટલો વખત થઈ જવાથી ચૈતન્યે વિલાસવતીને કહ્યું—" આ સર્વ દેખાવ જોઇ શું તને ભય લાગે છે?"

" મને જો કદાચ ભય લાગે તો તે જીવતાં માણસનો લાગે પણ મરી ગયેલાંઓથી શા માટે બીવું જોઇએ ? "

" ઠીક છે પ્રિયે ! તું મારૂં જીવન—રહસ્ય સાંભળવાને સર્વથા પાત્ર છે, તે બાબતની મને હવે પાકી ખાત્રી થઈ છે. હવે આજ સુધી જે વાતો મારા ચિત્તને એક સરખી રીતે અસહ્ય વેદનાઓ આપે છે, તે વાતો હું તને કહીશ. મારો પ્રેમ તારી ઉપર અને તારો પ્રેમ મારી ઉપર છે. મારા માનસિક દુઃખોની તને જરા તરા ઝાંખી કલ્પના થઇ હશે પરંતુ તે દુઃખોનું ખરૂં કારણ તારા જાણવામાં આવશે ત્યારે તને થયેલી કલ્પનાઓ કેટલી સંકુચિત હતી, તે તને સમજાઈ જશે. તારા સરખા નિર્ભય છાતીના હિંમતવાન મિત્રની મારા મનનું સમાધાન કરવા માટે મને કેટલી જરૂર છે, તેની તને ખરી ખાત્રી થશે. પરંતુ પહેલાં આવા ભયંકર સ્થાનમાં હું તને શા માટે લાવ્યો તે કહું છું. મારૂં જીવન—રહસ્ય એટલું તો ભયંકર છે કે તેની કથા સાંભળતાંજ બીકણ માણસના શરીરમાંનું રક્ત ઠરી જઇ હિમની જેમ જામી જશે. શરીર ઉપર રોમાંચ થશે અને તેના કાળજામાં કોઈ ખંજર મારતું હોયની ! તેવો તેને ભાસ થશે. તારી હિંમતની પરીક્ષા કરવા માટે, તારૂં મન કેટલું બધું નિર્મળ અને નિર્ભય છે તે જોવા માટે અને આ રહસ્ય કે જે હું તને કહેવાનો છું તે સાંભળવા માટે તારૂં ચિત્ત કેટલું આતુર છે તે જોવાને માટેજ હું તને આવા ભયંકર સ્થળમાં લઈ આવ્યો છું. વિલાસવતી ! મેં તારી જે કસોટી કરી તેમાં તું પાસ થઈ છે. મારા જીવનનું રહસ્ય

મૂળમાંજ એવું છે કે, બહાર ઝળહળતો સૂર્યપ્રકાશ હોય તેમાં તે કહી શકાય નહિ. રાત્રે પણ છુટા મેદાનમાં જ્યાં કોઈ પણ આસપાસમાં હોવાનો સંભવ છે ત્યાં કોઇને કહી શકાય તેમ નથી. તે રહસ્યનો સ્ફોટ કરવા માટે આ પ્રેતભુવનજ યોગ્ય સ્થળ છે. અહીં સાક્ષાત્ મૃત્યુનું સામ્રાજ્ય દગ્ગોચર થતું હોવાથી એ કરતાં બીજી યોગ્ય જગ્યા કયાંએ પણ મળી શકે તેમ નથી."

"મહારાજા! આપનું જીવન-રહસ્ય સાંભળવા જેટલી મારામાં શક્તિ આવી છે અને મારૂં મન પણ દ્રઢ થયું છે. હવે આપ જે કંઇ કહેશો તે નિર્ભયપણે સાંભળવા હું તૈયાર છું."

વિલાસવતીનું આ ભાષણ સાંભળી ચૈતન્યે પોતાના હાથમાંનો દીપક નીચે મૂક્યો અને તેની તરફ જોઇ તેને દ્રઢ આલિંગન આપી ચુંબન લીધું. ત્યાર પછી તેણે પોતાનું જીવન-રહસ્ય તેને કહી સંભળાવવાની શરૂઆત કરી.



# પ્રકરણ ૩૫ મું.



## જીવન-રહસ્ય.

"પ્રિયે! હવે તને જે રહસ્ય હું કહેવાનો છું તેમાંનો એક પણ અક્ષર મારા શિવાય બીજા કોઈની સમક્ષ તારા મુખમાંથી બહાર પડશે નહિ, એવા આ પ્રેતોને સાક્ષી રાખી સોગંદ લે-પ્રતિજ્ઞા કર! વખતે તું તદ્દન બેભાન થઈ પ્રત્યક્ષ મૃત્યુના મુખમાં જઇ પહોંચી હોય તો પણ આના સંબંધમાં તારા મુખમાંથી એક પણ અક્ષર બહાર નિકળશે નહીં, એ મને સોગંદ લઈ કહે! વખતે સદા સર્વદા મારી ઉપર પ્રેમ રાખી જે જે સમયે મારા મનનું સમાધાન કરવાની જરૂર પડે તે તે સમયે તું ઘણાજ પ્રેમપૂર્વક મારી સાથે

મધુર મધુર વાર્તાલાપ કરી મારૂં સમાધાન કરીશ, એને માટે પણ તું સોગંદ લે !"

"પ્યારા પ્રિયતમ ! મારો પ્રેમ આપની ઉપર કેટલો બધો છે, તે ફક્ત મારૂં મનજ જાણે છે. હું આપના કહેવા પ્રમાણેના સોગંદ લેવા એક પગે તૈયાર છું. કોઈ મારી છાતી ઉપર ખંજર લઇ ચઢી બેસશે અને મને પ્રાણ લેવાની બીક દેખાડશે તો પણ તમારા જીવન-રહસ્યના સંબંધનો એક પણ અક્ષર મારા મુખમાંથી કદી બહાર પડશે નહિ. વધુ તો શું કહું પણ એટલું તો ખાત્રીથી કહું છું કે, આપે પોતે કોઇ વખતે ખૂન કર્યું છે, અને જે હાથે મને આજે આલિંગન આપ્યું છે, તે હાથ માનવી રક્તથી રંગાઇ કલંકિત થએલા છે એવું જો મારા જાણવામાં આવી જશે તો પણ આપની ઉપર મારો જે પ્રેમ છે તે જરાએ ઓછો થશે નહિ. કારણ કે મારૂં ચિત્ત એટલું બધું તો કઠોર અને સુખને માટે ઉત્સુક થઈ ગયું છે કે, જે કરવાથી મને સુખ પ્રાપ્ત થશે એવું કોઇ પણ કાર્ય-પછી તે કાર્ય ભયંકર હો અથવા ન હો, ગમે તેવું હોય તે પણ-કરવામાં હું જરાએ પાછી પાની કરીશ નહિ ! ફક્ત આપના ઉપર પ્રેમ રાખવો, આપનો સ્નેહ-સંપાદન કરવો, એટલા માટેજ મારૂં ચિત્ત કોમળ છે. એટલા માટેજ હું આપને વિનંતી કરૂં છું કે, આપ આપનું જે રહસ્ય હોય તે ખુશીથી-ખુલ્લા દિલથી મને કહો !"

થોડો વખત થોભી જઈ ગંભીર, ધીમા અને ખોખરા અવાજે ચૈતન્યે બોલવાની શરૂઆત કરી. આ સમયે તેનું હૃદય ધડકતું હતું. તે ધડકવાનો અવાજ વિલાસવતીના કાન ઉપર સ્પષ્ટપણે જઈ અથડાતો હતો. તે બોલ્યોઃ—

"જો એમજ છે તો પ્રિયે વિલાસવતી ! સાંભળ ! હું તને સર્વ વાત થોડામાંજ સમજાવી દઉં છું. થોડા મહિનાઓ પહેલાં હું

એક દીન-દરિદ્રી વિદ્યાર્થી હતો. હું કારાગૃહમાં હતો અને મારે માટે મરણ-શિક્ષા નક્કી થઇ ચૂકી હતી. તે સમયે મારા ચિત્તને મધુરીની પ્રાપ્તિના સંબંધમાં અત્યંત અભિલાષા લાગેલી હતી. તે સિવાય જે લોકોએ મારા ઉપર શોચનીય પ્રસંગ આણ્યો તેમની પાસેથી બદલો લેવા માટેની ઉત્કંઠા પણ પ્રબળ હતી. તે અભિમાની રાજાએ હું તદ્દન નિરપરાધી હોવા છતાં પણ મને કારાગૃહમાં નાંખ્યો હતો."

"કોણે ? મહારાજા ચંદ્રસેને !" વચમાંજ વિલાસવતીએ અજાયબીથી પૂછ્યું.

"હા ! તે ગર્વિષ્ટ અને દુષ્ટ રાજાએ ! પોતાની પુત્રી સાથે મારો વિવાહ ન થાય, તે ઉદ્દેશથી મને કારાગૃહમાં નાંખ્યો હતો. મધુરી જો કે મારા ઉપર નિષ્કપટ પ્રેમ રાખે છે તો પણ તેના પિતાની નીચતા તેને જણાવી શા માટે દુઃખી કરવી ? તેને શા માટે સંકટમાં નાંખવી ? એવા વિચારથી હજુ સુધી મેં આ વાત મધુરીને કહી નથી.

તે વખતે મારે મારા પ્રાણ બચાવવા હતા અને બલવાન્ શત્રુની પાસેથી બદલો પણ લેવાનો હતો. પ્રિયે ! એવા નિરાશાના સમયમાં અંતઃકરણની સર્વે મહત્વાકાંક્ષાઓ નષ્ટ થતી હતી, અત્યંત આપત્તિઓના આવવાથી અંતઃકરણ મૂઢ થઇ ગયું હતું, તેવા સમયમાં જે માર્ગ સ્વીકારવાથી ફાંસીએ ચઢવાનું ટળી જાય .તેમ હતું અને બીજી તરફથી સંસારના સર્વે સુખ વૈભવો પ્રાપ્ત થવાના હતા, એવા પ્રકારનાં બે પલ્લાંઓની તરાજુમાં બેસી હું હિંચકા ખાતો હતો, તેજ પ્રમાણે મૃત્યુ પછી નરક કિંવા સ્વર્ગ એ બેમાંથી એકનો સ્વીકાર કરવો એવી સ્થિતિ પ્રાપ્ત થઇ હતી, એવા કટોકટીના સમયમાં મારા મનને મોહ થયો અને મારૂં ચિત્ત ચલાયમાન થઇ ગયું. મારી અસત્ બુદ્ધિએ જોર કર્યું. તે વખતે પ્રિય વિલાસવતી ! હું એક ભયંકર રાક્ષસના શરણે ગયો. તે માટે શું તું મને ગુનેહગાર કે દોષિત

ગણીશ ? "

ચૈતન્યના શબ્દો સાંભળી તેના શરીર ઉપર રોમાંચ થયું હતું છતાં પણ તે હિંમત રાખીને બોલી—" નહિ, કદાપિ નહિ ! તે માટે હું આપને બિલકુલ દોષિત ગણુતી નથી ! "

" તેમ નહિ તો તું મારો તિરસ્કાર પણ કરતી હઈશ ? " ચૈતન્યે ખેદયુક્ત સ્વરે કહ્યું.

" નહિ ! હું આપનો તિરસ્કાર પણ કરતી નથી. તમારી વૃત્તિ ગમે તે પ્રકારની હોય છતાં પણ હું તો તમારા ઉપર પ્રેમજ રાખીશ અને તેવા મેં સોગંદ પણ લીધેલાજ છે. જો મેં સોગંદ ન લીધા હોત તો પણ હું આપના ઉપર—આપનું જીવન રહસ્ય—સાંભળ્યા પછી પણ અવશ્ય પ્રેમ રાખતજ. આ જુઓ, આપની ઉપર મારો પ્રેમ પ્રથમના જેવોજ છે, તે હું પ્રત્યક્ષ દેખાડી આપું છું. " એમ કહી ચૈતન્યને ગળે વળગી પડી.

" પ્રિયે ! તારી બાબતમાં મને ક્ષણ માત્રને માટે શંકા ઉત્પન્ન થઇ આવી તેને માટે મને ક્ષમા કર. મારી આવી શોચનિય સ્થિતિમાં મારા મનને હજારો વૃશ્ચિકદંશ જેવી વેદના થતી હશે કે નહિ ? અને મારૂં અંતઃકરણ ભયંકર અને કોઈ પણ કાળે ન ઓલવાય તેવા અગ્નિથી બળતું હશે કે નહિ ? તેમજ મારા મનને તે વખતે સમાધાનની કેટલી બધી જરૂર હશે તેનો તુંજ વિચાર કર. મારા વિચલિત ચિત્તને શાંતિ મળવા માટે અને મને મારી પહેલાંની સ્થિતિ પ્રાપ્ત થવા માટે જો મેં તેમ ન કર્યું હોત તો મારે પુનઃ તે કારાગૃહમાં જવું પડત અને મારો પ્રાણાંત તેજ વધસ્થંભ ઉપર થયો હોત. ભયંકર માનસિક દુઃખો સહન કરી આ જન્મ વ્યતીત કરવો અને મૃત્યુ પછી નરકવાસનાં અતિ ભયાનક દુઃખો સહન કરવાં તેના કરતાં તો તે કારાગૃહનિવાસ અને મરણની શિક્ષા એ ઘણાંજ ઉત્તમ

હતાં એવો મને હવે પસ્તાવો થાય છે. આવી મારા મનની શોચનિય સ્થિતિમાં મારે ચોવીસ વર્ષ શી રીતે વ્યતીત કરવાં? ચોવીસ વર્ષ પૂર્ણ થાય તે દરમિયાન સર્વ પ્રકારનાં સુખો-ફક્ત દેહનેજ પ્રાપ્ત કરાવી દેવા માટે નરકાધિપતિએ એક માયાવી મનુષ્ય મારી સેવામાં મને આપ્યો છે. ચોવીસ વર્ષ વ્યતીત થયા પછી એક પળનો પણ વિલંબ ન કરતાં તે હું જ્યાં હોઇશ ત્યાંથી મને ખેંચી લઇને નરકાગારમાં લઈ જશે. અન્તમાં મારા નશીબે નરકાવાસજ લખાયો છે! હાય રે નશીબ! હાયરે અભાગિયા ચૈતન્ય! તે દસ્તાવેજ કરી આપતી વખતે તારા હાથ કેમ તુટી ન ગયા!"

"પ્યારા રાજવી! એક રીતે જોતાં તમે ઘણાજ ભાગ્યશાળી છો. મૃત્યુ પછી શું થશે તેનો વિચાર શા માટે કરવો જોઇએ? બીજા માનવી પ્રાણી કરતાં તમારાં સામર્થ્ય અને વૈભવ અતિશય વિશાળ છે, તે જોઈ મને ઘણોજ હર્ષ થાય છે. હું આપને પરમેશ્વર કરતાં પણ વધારે પરમપૂજ્ય માનું છું. આપ જો પ્રસન્ન હશો તો મારા સર્વે મનોરથો તત્કાલ પૂર્ણ કરી શકશો. શું તેવી રીતે પરમેશ્વર પણ મનોરથો તત્કાલ પૂર્ણ કરી શકે તેમ છે? એટલા માટેજ અત્યારથી મેં મારો દેહ સર્વ રીતે આપને અર્પણ કરી દીધો છે. તેનો ગમે તેવો ઉપભોગ લેવા અને ઉપયોગ કરવા તમે સર્વ રીતે સત્તાવાન્ છો!"

"પ્રિયે! આ તારા ભાષણથી મને એટલો બધો આનંદ થાય છે કે, હું તેનું પૂર્ણપણે વર્ણન કરી શકવા સમર્થ નથી. હજુ તને મારે એક વાત કહેવાની છે તે એ છે કે કોઇ પણ ધર્મકૃત્ય કરવાની મને તે માયાવી તરફથી સખ્ત મનાઈ છે. દેવમંદિરમાં જઇ દેવદર્શન કરવાં, દેવની પૂજા કરવી, ધાર્મિક કથા-વાર્તા સાંભળવી, પરમાત્માના નામનો ઉચ્ચાર કરવો, આદિક ધાર્મિક કાર્યો કરવાની મને તેના

તરફથી સખ્ત મનાઈ કરવામાં આવી છે. હું ઉક્ત વાતો કદાપિ કોઇને કરીશ નહિ, એવી બાબતનો મેં તેને દસ્તાવેજ કરી આપ્યો છે. એ માટે લગ્નવિધિ કર્યા વિના મધુરી મારા વશમાં થશે કે નહિ ? તે માટે મેં પ્રયત્ન કરી જોયો પરંતુ લગ્નવિધિ થયા વિના મારી અભિલાષા પૂર્ણ કરવા મધુરીએ ના પાડી. તે માટે-લગ્નવિધિ કરવા માટે મારે તે માયાવીની પરવાનગી લેવી પડી. તેણે તે પરવાનગી આપવાના બદલામાં મારે જે પહેલું સંતાન થાય તે તેને-માયાવીને સોંપી દેવાનો મારે તેને દસ્તાવેજ કરી આપવો પડયો. તેવો દસ્તાવેજ થયા પછી ફક્ત લગ્નના જેટલીજ ધર્મક્રિયા કરવા માટે માયાવીએ મને પરવાનગી આપી." ચૈતન્યે કહ્યું.

"જો એમજ છે તો તેણે બદલો બહુજ મોટો માગ્યો એમ કહેવામાં કંઈ હરકત નથી." વિલાસવતીએ આશ્ચર્યથી જણાવ્યું.

"પ્રિયે વિલાસવતી ! હવે તને હું મારા જીવન-રહસ્યની, મારા ભયંકર માનસિક દુઃખની દારૂણ-કઠિન કર્મકથા હું તને કહી ચૂકયો છું. હું જે ( ધર્મકૃત્ય ) કરી શકતો નથી તે તું કરી શકે તેમ છે. તું કોઈપણ પ્રકારનું ધર્મકૃત્ય કરે ત્યારે મારૂં સ્મરણ રાખજે. ચાલ, હવે આપણે પાછાં ચાલ્યાં જઇએ. પણ તું એક વખત મને ખરૂં કહે કે, મારૂં ચરિત્ર સાંભળ્યા પછી પણ તું મારી ઉપર પ્રેમ રાખે છે કે નહિ ?"

"પ્રિયતમ ! આપની ઉપર મારો પ્રથમ જે પ્રેમ હતો તે તો કાયમ છેજ પણ તમારા જીવન-રહસ્યની કથા સાંભળ્યા પછી આપના ઉપરનો મારો પ્રેમ હજાર અને લાખ ગણો વધારે થઈ ગયો છે. હવે તે પ્રેમને મર્યાદાજ રહી નથી-તે અમર્યાદિત થઇ ગયો છે.

ફરી તે બન્નેએ એક બીજાને આલિંગન આપ્યું અને જે માર્ગે આવ્યાં હતાં તેજ માર્ગે તે ભયાનક પ્રેતભુવનમાંથી બહાર નિકળી ગયાં.



## પ્રકરણ ૩૬ મું.

## ભાઈ અને બહેન.

પાછલા પ્રકરણમાં અમે જે હકીકત લખી આવ્યા તેને આજે ત્રણ મહિના થઇ ગયા છે. તે દરમિયાન કોઇ પણ જાણવા કે કહેવા જેવો બનાવ બન્યો નથી. આજે અવન્તિ નગરીમાં એક નવીન મુસાફર આવ્યો છે. તેના શરીર ઉપરનાં વસ્રો જાડાં અને ગરીબાઇ દર્શાવનારાં છે છતાં સાફસુફ જણાય છે. તેનાં વસ્રો ઉપર સારી રીતે ધુળ બાઝી ગયેલી હોવાથી જણાય છે કે તે બહુજ લાંબેથી મુસાફરી કરી આવેલો હોવો જોઇએ; તેમજ તે બહુજ ગરીબ પણ હોવો જોઇએ. તે ગરીબ મનુષ્ય મણિપુરના મહારાજા ચૈતન્યદેવના ભવ્ય રાજમહેલની સામે આવી ઉભો રહ્યો હતો.

તેનું સ્વરૂપ બહુજ સુંદર હતું, પણ કાયા કૃશ હતી. તેની તેજસ્વી દૃષ્ટિ ઉપરથી જણાતું હતું કે તેના ચિત્તને કોઇક જબરદસ્ત ચિંતા હોવી જોઇએ અને તે પોતાની ગરીબાઇની જરાએ દરકાર ન કરતો હોવો જોઇએ.

તે જ્યારે મણિપુરના મહારાજાના મકાન પાસે આવી પહોંચ્યો તે વખતે સંધ્યા સમય થયો હતો. તેને ક્ષુધા બહુજ લાગી હતી અને પરિશ્રમથી તેના આખા શરીરમાં ગ્લાનિ આવી ગઈ હતી.

તેના મનમાં અત્યારે નીચે જણાવેલા વિચારો ઘોળાતા હતા. તે પોતાના મનની સાથેજ બબડતો હતો કે—

"આજે અહીં આવી પહોંચતા પહેલાં મારે બરાબર પચીસ ગાઉની મજલ કરવી પડી. મારી પાસે જો કંઈ ખાવાનું હોત તો

આટલો બધો લાંબો પ્રવાસ કરતાં મને બહુ મુસ્કેલી ન પડત અને મુસાફરી પણ સુખેથી થાત; પણ તેનો–ખાવાનોજ અભાવ ત્યાં શું થાય !"

આજે આખા દિવસમાં નદી–નાળાંઓનાં પાણી શિવાય અન્નનો એક પણ કણ મારા ઉદરમાં ગયેલો ન હોવાથી મને બહુજ ગ્લાનિ જણાય છે. હમેશાં વીસ–પચીસ ગાઉનો માર્ગ કાપતાં કાપતાં આખરે હું આજ અવન્તિ નગરમાં આવી પહોંચ્યો છું. હવે મને કોઇ પણ જાતની બીક નથી અને હું બીતો પણ નથી. આ મકાનમાં મારા સંબંધનું–નિકટના સંબંધનું એક માણસ છે. તે મારી પોતાની સગી બહેન છે. તે મને ભૂખ્યો રાખશે નહિ; પણ મને લાગે છે કે આવા આપત્તિના સમયમાં જો સુકો પાકો રોટલો હું મારા પોતાના પરાક્રમથી મેળવી શકત તો બહુજ સારૂં થાત અને તે રોટલો ખાવામાં મને જે અનહદ આનંદ થાત, તે આનંદનો હજારમો અંશ પણ બહેનનાં પંચપકવાનોથી થવાનો નથી. તેની પાસે ખાલી હાથે જવાનું મારા નશીબે આવ્યું છે એટલુંજ નહીં પણ હું ભૂખ્યો છું અને મારે ખાવાનું જોઇએ છે, એમ કહેવાનો વિકટ વખત આવ્યો છે. જો તેવો પ્રસંગ પરમાત્માએ મને ન આપ્યો હોત તો કેટલું બધું સારૂં થાત ? મારી તે બહેન બહુજ મહત્વાકાંક્ષી, અભિમાની અને બડાઇખોર તેમજ માનમાં મરડાઈ જનારી તથા ઉદ્ધત છે. એ વાત હું ઘણીજ સારી રીતે જાણું છું. એજ કારણથી તેની પાસે જતાં મારા મનને અત્યંત સંકોચ થાય છે. હે દયાળુ પરમાત્મા ! હું ત્યાં જાઉં એટલે તે મારૂં અપમાન ન કરે, એવી સદ્બુદ્ધિ મારા ઉપર દયા લાવી તેને આપજો ! મહારાજા ચૈતન્યદેવ અને હું બન્ને ગુરૂ-ભાઇ છીએ અને જો હું તેમને મળીશ તો તેઓ મારી દાદ લીધા વિના રહેશેજ નહીં. જો કે મારી આ માન્યતા ખરી છે છતાં પણ હવે તેમને અપાર વૈભવો પ્રાપ્ત થએલા હોવાથી મારે આવા દરિદ્રી

વેશમાં તેમની પાસે જવું, એ કોઇ પણ રીતે ઉચિત નથી. શિવાય તેઓ જો મને મદદ કરશે તો તેમનું સો મણનું સપાડું મારી ઉપર ચઢશે.

મારા હાથ પગ સહીસલામત છે તેમજ મારામાં ઉદરનિર્વાહ કરવાનું પ્રબળ સામર્થ્ય પણ છે છતાં બીજાના આભારનો ભાર મારે શા માટે મસ્તકે લેવો જોઇએ ?

હાય ! હાય ! આપણાં પૂજ્ય માતુશ્રી મરણ પામ્યાં છે, એ શોકજનક ખબર મારે પોતાનેજ મુખે મારે તેને કહેવી પડશે, તો પણ એ એક રીતે બહુજ સારૂં થયું છે. તે વયોવૃદ્ધ થએલી હતી. પાકેલું પાન કયારેને કયારે ખરીજ પડવાનું ! તેનો અંત સુખપૂર્વક થયો અને તેની ઉત્તરક્રિયા મારે હાથેજ થઇ એ પણ બહુ સારૂં થયું ! દયાળુ દેવ ! આ તમારો મારા ઉપર કેટલો બધો ઉપકાર !

અહાહા ! તે બિચારી દરિદ્રતામાં દિવસો કાઢતી તો પણ હમેશાં સુખ સમાધાનથી રહેતી હતી. તેની વૃદ્ધાવસ્થામાં તેની સેવા ચાકરી કરવામાં મારો જેટલો સમય વ્યતીત થયો તેનું–તે સમયનું ખરેખર સાર્થકય થયું એમ હું સમજુ છું–માનું છું. આજે જો કે હું બહુજ સંકટોમાં સપડાયો છું, મારી પાસે એક પઇ પણ નથી તો પણ તે મારી પૂજ્યપાદ માતા અને પરમકૃપાળુ પરમાત્માના કૃપા પ્રસાદે સારા દિવસો આવશે, એવો મને પાકો વિશ્વાસ છે. હે પરમાત્મા ! તમે મારા ઉપર નિરંતર કૃપાદ્રષ્ટિ રાખજો !

મને મારા પેટ પુરતું અન્ન, અંગ ઢાંકવા જેટલાં વસ્ત્રો અને રહેવાને માટે એક નાનકડી ઝુંપડી એટલું મળશે તો હું સંતોષ પૂર્વક–સુખપૂર્વક સમય વ્યતીત કરીશ અને તારા ગુણગાન કરી જીવન વીતાવીશ. સુખની આશાના અવનવા વિચારો આવી મારૂં ચિત્ત ખરાબ માર્ગે ન વળે તે માટે હે પરમાત્મન્ ! તું મારા ઉપર

દયા કરજે. હે પ્રભુ ! એજ મારી અનન્ય ભાવે તારી પાસે પ્રાર્થના છે—યાચના છે.

અત્યારે જો કે મારો વખત બહુજ સંકટોથી ભરેલો છે તો પણ મેં મારી સંપત્તિ જુગારમાં એશ આરામમાં કિંવા બીજા કોઈ પણ જાતના પાપકર્મમાં ઉડાવી નથી. તેનો ઉપયોગ મેં મારી માતુશ્રીની ઉત્તરક્રિયા કરવામાં કર્યો છે અને તે કાર્ય મેં મારી ગરીબ સ્થિતિ પ્રમાણે કરેલ છે, એ વિચાર મારા મનમાં આવવાથી મને સંતોષ અને સમાધાન થાય છે. આ દુઃખદ દિવસો પણ વીતી જશે.

આવા અનેક વિચારો તેના મનમાં ઘોળાતા હતા. 'આવા દરિદ્રી વેશમાં મારે આગળના દરવાજે થઈ જવું, એ કોઇ પણ રીતે યોગ્ય નથી.' એ વિચાર તેના મનમાં આવવાથી તે ત્યાંથી બીજી તરફ ગયો. તેણે મણિપુરના મહારાજા ચૈતન્યદેવના મકાનની બીજી તરફ પાછલા દરવાજાનો માર્ગ પકડયો. પાછળને દરવાજે એક બગીચો હતો. તે દરવાજે તે આવીને ઉભો રહ્યો. સુયોગે બગીચાનો દરવાજો ઉઘાડોજ હતો તેથી તેને તે બગીચામાં પ્રવેશ કરતાં કંઇ પણ અડચણ આવી નહીં. તે ફરી પોતાના મન સાથે બોલ્યોઃ—

"મારી બહેન મારી સાથે સારી રીતે બોલે એટલે બસ છે. માતુશ્રીના પરલોક ગમનની ખબર મારા પોતાનાજ મુખેથી સાંભળશે, એટલે તેને બહુજ દુઃખ થશે. હું જાણું છું કે તેનું અંતઃકરણ બહુજ કઠોર છે; છતાં પણ તેની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલ્યા વિના રહેશે નહિ."

એવા એવા અનેક વિચારો કરતો તે તે બગીચાના દરવાજામાં દાખલ થયો તો ત્યાંથી લગભગ બસો હાથના અંતર ઉપર એક ટમટમતો દીપક તેના જોવામાં આવ્યો. તે દીવા તરફ જરા ધારીને જોવાથી તેને એમ જણાઈ આવ્યું કે તે મકાનમાં બીજી જે દીપક-

પંક્તિ છે. તેના કરતાં તે કોઈ જુદીજ જાતનો છે. જરા આગળ જતાં તે મકાનના ભોંયતળીયાની એક ઓરડીમાંથી તે દીવો દેખાય છે, એમ તેને જણાઇ આવ્યું. તે ઓરડી નોકર ચાકર માણુસોને ઉઠવા બેસવા કે રહેવા માટે વપરાતી હોવી જોઇએ અને ત્યાં જવાથી પોતાના આવ્યાની ખબર પોતાની બહેનને તરતજ મળી જશે એવું અનુમાન થવાથી તે તે ઓરડી તરફ બેધડક ચાલ્યો ગયો. તે મકાનની પાસે જતાંજ દીવાની પાસેનો એક દરવાજો અર્ધો ઉઘાડો છે એમ તેને જણાયું એટલે તે મુસાફર તે દરવાજેથી અંદર ગયો. પોતે તદ્દન અજાણ્યો છે, અને એક અજાણ્યા મકાનમાં પ્રવેશ કરે છે, તેથી ત્યાં રહેનારા માણુસોને ત્રાસ થશે અથવા તો તેઓ પોતાને ચોર કે ભામટો સમજશે, એવી શંકા તેના મનમાં આવવાથી તે ત્યાંજ ઉભો રહી ગયો.

"હું કોઇને કાંઈ પણ ખબર ન આપતાં આ મકાનમાં પ્રવેશ કરી ચુકયો છું અને આવી દરિદ્રાવસ્થામાં કદાચ મારી બહેનની સામે જઇ ઉભો રહીશ તો તે મને શું કહેશે?

સુંદર જણાતા મારા વાળની જટા થઇ છે, શરીરને ઢાંકવા પૂરતાં વસ્ત્રો નથી તેમજ ક્ષુધાથી મ્લાન થયેલો અને ધૂળથી ખરડાયેલા મને જોઇ તેને કેવા કેવા—અવનવા—વિચારો ઉત્પન્ન થશે? તે આ મકાનમાં બહુજ દમામ અને રૂઆબથી રહેતી હશે અને મને આવી સ્થિતિમાં જોઇ પોતાના ભાઈ તરીકે બોલાવતાં પણ તેને શરમ આવશે; માટે એકદમ આગળ ન જતાં સામેની ઓરડીમાં કોઇ માણુસ હોય તો તેની પાસે ચોકસી કરવી, એ વધારે ઉત્તમ છે." એવો વિચાર કરતો કરતો તે આગળ ચાલ્યો. આગળ વધતાં વધતાં તેને બીજી બે ઓરડીઓ જણાઇ પણ ત્યાં કોઈ માણુસ જણાયું નહિ. તે જરા આગળ ગયો એટલે એક ત્રીજી ઓરડી આવી. તેમાં કોઇ

માણસ બોલતાં હોય, એમ તેને જણાયું. તેણે તે ઓરડીના દરવાજાને ધક્કા મારવાનો વિચાર કર્યો, પરંતુ તે ઓરડામાં બોલતાં બે માણસો-માંથી એક માણસનો સ્વર તેની ઓળખાણનો જણાયો, એટલે તે ચમકયો અને જ્યાં ઉભો હતો ત્યાંને ત્યાંજ સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. તેણે નીચે પ્રમાણેનું–ઓરડામાં થતું બે જણનું સંભાષણ સાંભળ્યું.

"વિલાસવતી! બોલ, હવે આગળ મારે શું કરવું?" ચૈતન્યે કહ્યું:—

"શું? ચૈતન્યદેવ અને વિલાસવતી આવા વખતમાં એકાન્તમાં?" એમ તે નવો આવેલો માણસ મનમાંને મનમાં બોલ્યો.

"પ્રિયતમ! મારી આબરૂ બચાવવા માટે આપે કાંઇક યુક્તિ પ્રયુક્તિ–ગોઠવણ કરવી જોઇએ." વિલાસવતીએ કહ્યું.

"વિલાસવતી! મારી પહેલાં તેં પોતે જે કંઈ પણ યુક્તિની ગોઠવણ કરી રાખી હોય તે મને વગર શંકાયે સુખેથી કહી સંભળાવ! તેને પરિપૂર્ણ કરવા માટે મારી પાસે દ્રવ્ય અથવા બળની ખોટ નથી તે તું પોતે જાણેજ છે. પ્રિયે! તું પોતેજ કહે કે આ સંકટમાંથી બચી જવા માટે તેં શું ગોઠવણ કરી રાખી છે."

"ગમે તેમ કરો પણ મારી આબરૂનો બચાવ થવોજ જોઇએ. મને કંઇ પણ સૂઝી શકે તેમ નથી. મને જો કોઇ યુક્તિ સૂઝી હોત તો તે મેં આપને કયારનીએ કહી દીધી હોત." વિલાસવતીએ જરા ચિંતાજનક સ્વરે કહ્યું.

"વિલાસવતી! પ્રિય વિલાસવતી! તારી આબરૂ જાળવવાના ફક્ત બેજ માર્ગ છે. પહેલો તો એ કે, તારી ખરી સ્થિતિ બીજા લોકોના જાણવામાં આવે તે પહેલાંજ તારે અહીંથી કયાંક દૂર જઇને રહેવું અને ત્યાં જઇ આવી પડેલા સંકટમાંથી મુક્ત થવાની ગોઠવણ કરવી. બીજી યુક્તિ એ છે કે, 'ઢમઢોલ અને માંહે પોલ! પોલું

જોઇ પેસી જવું !" એવો કોઇ માણુસ શોધી કાઢી તેને અપાર સંપત્તિની લાલચમાં લપટાવી તારી સાથે લગ્ન કરવા માટે તૈયાર કરવો. એ સિવાય તારે માટે મને બીજો કોઈ પણુ માર્ગ જણાતોજ નથી."

"વહાલા ! તમે જે બે માર્ગ બતાવ્યા તેમાંનો બીજો માર્ગ મને સારો અને સરળ લાગે છે. માટે એવુંજ કાંઇક કરી આવી પડેલા સંકટ સમયને ટાળી દેવો જોઇએ. મને લાગે છે કે, આ મહાન્ અવન્તિ નગરીમાં તેવા ભૂખડીબારસ જેવા સરદારો ઘણુએ હશે. તેમાંથી કોઈ દ્રવ્યનો દાસ બની—લક્ષ્મીની લાલચમાં આવી—આપણે જે જે શરતો તેની સાથે કરવા માગીશું તે તે શરતો ખુશીથી સ્વીકારી મારી સાથે લગ્ન કરવા તૈયાર થશે. પણ પ્રિયતમ ! એમ થયું એટલે પછી આપણા ઉભયના સુખમાં અંતરાય આવશે નહિ."

"એ ઉપરાંત હું એક બીજી યુક્તિ કરવાનો છું. તે સાધ્ય થવાનો વખત આવતાં આપણી ઇચ્છા પૂર્ણ થશે અને તે ઇચ્છા પૂર્ણ કરવાના કામમાં તારી મને જરૂર પડશે. બીજા બે મહિના પછી તે વખત આવી પહોંચશે. એટલા માટે તારૂં અહીં રહેવું મને ઘણુંજ ઉપયોગી થઇ પડે તેમ છે !" ચૈતન્યે વિલાસવતીને કહ્યું.

બહાર જે નવો આવેલો માણુસ ઉભો હતો, તેને કાને ઉક્ત ભાષણુ આવવાથી તેની સ્થિતિ કેવી થઈ હશે ?

ચૈતન્ય અને વિલાસવતી બન્ને તે ઓરડામાં—એકાન્તમાં છે, એ વાત તે મુસાફરના ધ્યાનમાં આવતાંની સાથેજ વિદ્યુદ્વેગે હજારો વિચારો તેના અંતઃકરણુમાં ઉપસ્થિત થતા હતા તેથી તે તે ઓરડાનો દરવાજો ઉઘાડવામાં સમર્થ થયો નહિ. એકાન્તમાં બે જણુ ભાષણુ કરતાં હોય, તે છુપાઇને સાંભળવામાં પાપ છે, એ વાત તે જાણુતો હતો, તો પણુ પોતે કઇ સ્થિતિમાં છે, એ પુરેપૂરૂં તેના ધ્યાનમાં આવે તે પહેલાં ચૈતન્ય અને વિલાસવતીની વચ્ચે થયેલી વાતચિત

તેના કર્ણપ્રદેશમાં પ્રવેશ કરી તપેલા શીશાના જેવું કામ કર્યું હતું તેથી તે લાચાર થઈ ગયો હતો. જો તેનું અંતઃકરણ ઠેકાણે હોત તો તે આવું કૃત્ય પ્રાણાંતે પણ કરત નહિ.

ઉપરાંત જે વાત થઇ તે ઠીક થઇ, એ પણ આગળ ઉપર અમારા વાંચકો જાણી શકશે.

ચૈતન્ય અને વિલાસવતી પોતપોતાના ભાષણમાં પરસ્પરને જે સંબોધન લગાડી બોલતાં હતાં તે સાંભળીનેજ ત્યાં ઉભેલા મુસાફરનું મન દાઝીને રાખ થઇ ગયું હતું. કોઈ માણસની ઉપર વજ્રનો પાત થાય અને પછી તે માણસની જેવી સ્થિતિ થઇ જાય, તેવીજ સ્થિતિ ત્યાં ઉભા રહેલા તે મુસાફરની થઈ. એકાદ વિષારિ સર્પ કોઇ માણસના શરીરે વિંટાઈ ગયો હોયની ! તેવી સ્થિતિ તે મુસાફરની થઇ ગઈ. તે જ્યાં ઉભો હતો ત્યાંથી હાલવાનું સામર્થ્ય પણ તેના શરીરમાં રહ્યું નહિ. તેમજ પાપિણી વિલાસવતીએ પણ તે નીચ માર્ગ અત્યંત આનંદથી અંગીકાર કરવાનું કબુલ કર્યું, એ વાત જ્યારે તેણે સાંભળી ત્યારે તેના શરીરમાં ક્રોધનો પ્રચંડ અગ્નિ પ્રકટ થઈ ગયો. તેના આખા શરીરે પરસેવો ફૂટી નિકળ્યો. તેનાં ગાત્રો ઢીલાં થવા લાગ્યાં. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. એવી તેની સ્થિતિ થતાંજ તેનું ચિત્ત ફરી ગયું. તેની ગુમ થએલી માનસિક શક્તિ અને શારીરિક બળ પાછાં આવ્યાં. તરતજ ફરી તેને નીચેના શબ્દો સંભળાયા.

“ત્યાં સુધી તારી સ્થિતિમાં પણ બહુ જાણવા જેવો ફેરફાર થઈ શકે તેમ નથી અને કોઇને શંકા કે વહેમ પણ તારે માટે આવી શકે તેમ નથી. તેં પસંદ કરેલી ગોઠવણ પરિપૂર્ણ કરવા માટે અત્યારથીજ હું કામે લાગી જાઉં છું. આપણા આ અવન્તિ નગરમાંજ આપણને જેવો જોઇએ તેવોજ એક માણસ રહે છે. તેનું નામ સામંતસિંહ છે અને તે મહારાજાધિરાજનો એક સરદાર પણ છે.”

ચૈતન્યના ઉક્ત શબ્દો સાંભળતાંજ તે ઓરડાનો દરવાજો એકદમ ઉઘડયો અને ક્રોધથી જેની આંખો અંગારા જેવી લાલચોળ થઈ ગઇ છે અને જેનું શરીર થરથર ધ્રુજે છે એવો તે અજાણ્યો નવીન મુસાફર તે પાપી સ્ત્રી પુરૂષની સામે જઇ ઉભો રહ્યો.

તેને જોતાંજ વિલાસવતીએ ચૈતન્યના ખભે હાથ મૂકયો હતો તે ત્યાંથી ખસેડી લીધો અને એકદમ ગભરાઈ જઇ બોલી ઉઠી કે–

"હાય ! હાય, મહારાજા ચૈતન્યદેવ ! આ તો મારો સગો ભાઇ સત્યસિંહ ! ગજબ થઇ ગયો ! !" એમ કહી તે જે મંચક ઉપર ચૈતન્ય સાથે બેઠી હતી ત્યાંથી ધબ કરતી જમીન ઉપર પછડાઈ પડી.

ચૈતન્ય પણ નૈસર્ગિક બુદ્ધિથી પ્રેરિત થઇ એકદમ મંચક ઉપરથી ઉતરી પડયો. "કોણ...કોણ...! સત્યસિંહ !" એમ કહી તેણે તરતજ પોતાની તરવાર પર હાથ નાંખ્યો. ત્રણે જણાં અજાયબીથી એક બીજા તરફ જોઇ રહ્યાં.



## પ્રકરણ ૩૭ મું.



### દસ્તાવેજ અને દ્વંદ્વયુદ્ધ.

મહારાજા ચૈતન્યદેવ અને સત્યસિંહ બન્ને પહેલાં એક બીજાના મિત્રો હતા. પણ ચૈતન્યદેવે તેની બહેન સાથે આડો સંબંધ રાખેલો હોવાથી અને તે તેના જાણવામાં આવી જવાથી અત્યારે સત્યસિંહ બહુજ ક્રોધિત થઈ લાલચોળ થઈ ગયો હતો. વિલાસવતી પણ સાવધ થઇ હતી. પોતાનો મા જણ્યો ભાઇ પોતાના ચિત્તની દુર્બળતા જાણી ગયો અને તે પોતાની તરફ તિરસ્કારથી જુએ છે, એ જોઇ તે શરમાઇ ગઈ. જો તેને પૃથ્વી માર્ગ આપત તો તેમાં તે અવશ્ય

સમાઇ જાત એટલી બધી તે તે વખતે હારમાઈ ગઈ. પોતે જેને અતિશય પ્રેમથી ચહાતો હતો તેજ બહેન વિલાસવતી એટલી બધી નિર્લજ-બેશરમ અને દુરાચરણી નિકળી તે તેના ધ્યાનમાં આવતાંજ તે દુઃખમાં ચકચૂર થઈ ગયો.

આખરે પોતાની બહેનનું બેશરમપણું તેનાથી સહન ન થઇ શકવાથી તે તદ્દન હતાશ-નિરાશ અને દુઃખી થઇ પોતાના બન્ને હાથે પોતાનું મોઢું ઢાંકી એકદમ નીચે બેસી ગયો.

પહેલાંનો પોતાનો મિત્ર, પણ અત્યારે થએલો દુશ્મન પોતાની ઉપર હલ્લો કરશે એમ ચૈતન્યને લાગ્યું હતું, પણ સત્યસિંહે તેમાંનું કંઇ પણ ન કર્યું, તેથી તે તેની તિરસ્કાર પૂર્વક મશ્કરી કરતો વિલાસવતી તરફ જોવા લાગ્યો. વિલાસવતીની દ્રષ્ટિ તેની તરફ નહોતી. પોતાની નિર્લજતા માટે પોતાના ભાઇને એટલું બધું દુઃખ થયું તે જોઇ તે કઠોર ચિત્તની ચતુરાને પણ ઘડીભર તો દુઃખ લાગ્યું. તે પોતાના ભાઇ તરફ વચ્ચે વચ્ચે જોતી હતી.

વિલાસવતી અને ચૈતન્યે જે જે વાતો થોડા વખત પહેલાં કરી હતી તે સર્વે વાતો સત્યસિંહે પૂરેપૂરી સાંભળેલી હોવી જોઇએ, એવી પાકી ખાત્રી તે પાપીઓને થઇ હતી.

પોતાની દુઃખ અને નિરાશાથી ભરેલી નજર વિલાસવતી ઉપર રાખી સત્યસિંહે કહ્યું કેઃ—

“ વિલસુ ! વિલસુ ! ! અનેક સંકટો સહન કરી હું ઠેઠ કાંચનપુરથી તને મળવા માટે અહીં આવ્યો, તે શું તારી આવી નિર્લજતા જોવા માટે ? મારા શરીર ઉપર પૂરાં વસ્ત્રો નથી, ખાવાને માટે પેટ પુરતું અન્ન પણ મળ્યું નથી, એવી દુઃખદ સ્થિતિમાં—ભર ઉન્હાળામાં—લાંબી મજલ કરી હું આ અવન્તિ નગરીમાં આવ્યો છું તે શું આ માટે ? જ્યારે હું ઘેરથી નિકળ્યો ત્યારે તારી પાસેથી મને કેવી કેવી

મોટી આશાઓ હતી. તારી સ્થિતિ મારા કરતાં દયાળુ પરમેશ્વરના કૃપાપ્રસાદે ઘણીજ સારી છે તેથી તને મળી ભગિની સુખ સમાગમનો લ્હાવો લેવા અને માતૃવિયોગથી સદૈવ સંતપ્ત રહેતા અંતઃકરણને શાન્ત કરવાના ઉદ્દેશથીજ હું તને અહીં મળવા આવ્યો છું. તને આનંદમાં જોવા માટેજ મેં મુસાફરીની મહાન્ મુશીબતો સહન કરી છે. રસ્તામાં રાત્રિને સમયે એકાદ ખેડુતની ઝુંપડી પાસે ટાઢથી કકડતો પડી રહી સંતોષ માનતો હતો કે, પ્રભુ! હું સંકટો સહન કરૂં છું પણ મારી બ્હેન આનંદમાં છે, એ તારી કેવી અનન્ય કૃપા મારા ઉપર છે? પાપી પેટનો ખાડો પૂરવા માટે બીજાના દરવાજે જઈ અન્નની યાચના કરવાનો પ્રસંગ મારે આવતો તો હું કહેતો કે, હે પરમાત્મન્! જો કે મારે તો અન્ન માટે યાચના કરવાનો પ્રસંગ આવ્યો છે પણ મારી બ્હેનને સુગ્રાસ અન્ન મળે છે એ તારી કેટલી કૃપા!? મારા જેવા દરિદ્રી-ક્ષુધાતુરને અન્ન આપવાનું તેનામાં સામર્થ્ય છે, એ કેટલા બધા આનંદની વાત છે! આવા પ્રકારની અનેક આપત્તિઓ સહન કરવા-દારૂણ દુઃખમાં દબાઈ ગયેલો હોવા-છતાં પણ હું મારા મનનું સમાધાન કરતો અને સંતોષ માનતો કે, મારી બ્હેન એક કુલિન કુટુંબમાં છે. હું જ્યારે તેની પાસે જઇશ ત્યારે તે બહુજ આનંદથી મારૂં સ્વાગત કરશે. પણ વ્યર્થ! વિલાસવતી, મારી સર્વે આશાઓ ઉપર તેં પાણી ફેરવ્યું છે! પરલોકે ગમન કરી ગયેલાં હે પૂજ્ય માતુશ્રી! તમે ખરેખરાં ભાગ્યવાન્ છો! કારણ કે તમે મારી વિપત્તિઓ જાણવા આ જગત્માં છોજ નહીં! એ પણ એક જાતનો સંતોષ છે."

પોતાના ભાઇના મુખેથી ઉપરની હકીકત સાંભળતાં સાભળતાં વિલાસવતીની આંખોમાં આંસુ આવી ગયાં હતાં. તેણે સત્યસિંહને પૂછ્યું-' આ જગત્માં માતુશ્રી નથી એનો અર્થ શો સત્યસિંહ? કહે, કહે! જે હોય તે મને સત્વર કહી દે!"

અત્યંત દુઃખજનક સ્વરે સત્યસિંહે કહ્યું–" જે માતાએ આપણું પાલન પોષણ કરવા માટે પોતાના શરીરનું સત્યાનાશ વાળ્યું, દરિદ્રતાના દારૂણ દુઃખમાં દબાઇ ગયેલી હોવા છતાં પોતે એક મહારાજા કરતાં પણ વધારે વૈભવયુક્ત છે, એમ પોતાના બન્ને સંતાનોને જોઇ સુખ–સમાધાન–સંતોષ માનતી, પોતે પવિત્ર આચરણો આચરી આપણને પણ સદાચરણી–સદ્‌ગુણી થવાનો ઉપદેશ આપતી તે આપણી પવિત્ર પરમ પૂજ્ય માતા હવે આ સંસારમાં..."

વિલાસવતી દુઃખ યુક્ત સ્વરે ઉતાવળથી વચમાંજ બોલીઃ—" ભાઇ ! કહો કહો તે ખુશીમાં તો છે ને ?"

" હા ! તે બહુજ આનંદમાં છે અને હવે સ્વર્ગપુરીમાં પણ બહુજ આનંદમાં હશે. પોતાની કુલકલંકિની પુત્રીનું કલંકિત અને કાળું મુખ જોવા અથવા તેના દુરાચારની અશુભ વાર્તા સાંભળવા તે આ જગતમાં રહી નથી એ બહુજ સારૂં થયું ! પરમાત્માએ પોતેજ તે પવિત્રાત્મા ઉપર પોતાની કૃપા દર્શાવી આ તારી દુઃખદ વાર્તા સાંભળવા પહેલાંજ પોતાની પાસે બોલાવી લીધી છે."

" હાય ! હાય ! ! શું મારી માતા મરી ગઇ ? હવે હું શું કરૂં ?" દુઃખના આવેગથી વિલાસવતીએ કહ્યું.

" વિલાસવતી ગમે તેમ હો પણ તને આપણાં માતુશ્રીના મરણથી દુઃખ થાય છે તેથી મારા મનને જરા સમાધાન થાય છે."

થોડીવાર પછી ચૈતન્ય તરફ ફરી સત્યસિંહે કહ્યું–" તમારૂં અંતઃકરણ ગમે તેટલું નીચ હોય છતાં પણ હવે તમે મહારાજા થયા છો. મારે આપની સાથે કંઇક કામ છે."

ચૈતન્યે નીચું કરેલું મુખ ઉંચું નકરતાં કહ્યું–" મારા પુરાણા દોસ્ત સત્યસિંહ ! જે વાત બની ગઇ તે બની ગઇ. હવે ગમે તેટલા

પ્રયત્નો કરીએ તો પણ તે સુધરી શકે તેમ નથી. તેનો બદલો બીજે માર્ગે આપી શકાય તેમ છે."

સત્યસિંહે તિરસ્કારપૂર્વક કહ્યું–શું બદલો ! ? મહારાજા ! આજદિને અખિલ અવનીમાં વસતા માણસોના ખજાનામાંની સર્વ સંપત્તિ અને પૃથ્વીના પેટમાંની સર્વ દોલત ખર્ચવામાં આવે તેથી શું કુમારિકાના નામ ઉપર લાગેલું કુકર્મનું કલંક ધોઈ શકાય તેમ છે ? તેની ગયેલી આબરૂ તેને પાછી મળશે એમ શું તમે માની શકો છો ? કુમારિકાના પવિત્રતા રૂપી રત્નના તેજની આગળ જે પત્થરોને હીરા કે રત્ન કહેવામાં આવે છે, તે પત્થરોનું તેજ–ચમકશે એમ શું આપના મનમાં આવે છે કે ? પવિત્રતાનો પ્રચંડ અને પ્રબળ દીપક પ્રજ્વલિત હશે તોજ તેની પ્રભાવથી બીજાં રત્નો ચમકશે ! પણ તે દીપક બુઝાઇ જાય તો પછી શું ? ફક્ત અંધકાર–અને તે પણ ભયંકરતાથી ભરેલો અંધકાર–જ બાકી રહે છે. કામાંધ મહારાજા ચૈતન્યદેવ ! તમારી કલ્પનાઓ ગમે તેવી હોય પણ મારી કલ્પનાઓ તો નીચે પ્રમાણે છે. અત્યારે હું દરિદ્રી છું, ખાવાને માટે મારી પાસે અન્ન નથી અને જોઇતી વસ્તુ ખરીદવા માટે મારી પાસે દ્રવ્ય પણ નથી, ઓઢવા–પાથરવા વસ્ત્ર નથી, તેમજ રહેવાને માટે જગ્યા પણ નથી, એવી મારી સ્થિતિ છે છતાં પણ હું તમને એટલુંજ કહીશ કે, તમે મને ગમે તેટલી સંપત્તિ (દ્રવ્ય) આપવા તૈયાર થશો કિંવા કોઈ મોટી જાગીર આપીને મારો માનમરતબો વધારવા તૈયાર થશો તો પણ બનેલી વાતથી થયેલું દુઃખ અને અંતઃકરણને થતી સંતપ્તતા–કોઇ પણ કાળે શાન્ત નહીં થાય તે નહીંજ થાય ! આ દુરાચારિણી છોકરીએ અમારા પવિત્ર અને કુલિન કુળને કુકૃત્ય કરી કારમું કલંક લગાડયું છે, તેનો બદલો કોઇપણ રીતે વળી શકે તેમ છેજ નહિ. મહારાજા ચૈતન્યદેવ ! આ વાત તમે પૂર્ણપણે ધ્યાનમાં રાખજો !"

"સત્યસિંહ ! અત્યારે તારૂં મગજ ઠેકાણે હોય એમ મને જણાતું નથી. થોડા શાન્ત પણે વિચાર કરશો તો......"

સત્યસિંહે ખખડાવીને જવાબ આપ્યો કે, હું આ વાતનો ગમે તેટલો વિચાર કરૂં–મારી સર્વ શક્તિનો ઉપયોગ કરૂં–તો પણ આ અશુભ બાબતમાં મારા મુખમાંથી જે ઉદ્‌ગારો કાઢ્યા છે, તેથી જુદા ઉદ્‌ગારો નીકળવા અસંભવિત છે."

એટલું કહી સત્યસિંહે ચૈતન્ય તરફ તિરસ્કાર અને તુચ્છતા ભરી દ્રષ્ટિએ જોયું અને ફરી કહેવા માંડયું કે–" મહારાજા ચૈતન્યદેવ ! તમારા બોલવાનો ભાવાર્થ હું પૂરેપૂરો સમજી ગયો છું. જાણે કે, એકાદ કુમારિકાને કિંવા કોઈની સ્ત્રીને ફોસલાવવાનો તમને પૂર્ણ અધિકાર છે, અને તેના પરમ પવિત્ર શિયળને–ચારિત્ર્યને પણ ભ્રષ્ટ કરી નાંખવાની તમને સત્તા છે. તેના બદલામાં તેના પાલકને કે પતિને કાંઈક સોનું આપ્યું એટલે થઈ રહ્યું–તેની આબરૂ બચી ગઈ એમ તમે માનો છો ખરૂંને ? કિંવા મારા જેવા દરિદ્રીની બ્હેન સાથે આપના જેવા બલાઢ્ય ભૂપતિનો સ્નેહ થયો–પ્રેમ થયો, એ જાણે મારૂં મહદ્-ભાગ્ય ઉદય પામ્યું, એમ તમે સમજતા હશો ! પણ હું તમોને સાફ સાફ અને સ્પષ્ટ કહીશ કે, જો આપની તેવી ધારણા હોય તો તે તદ્દન ભૂલ ભરેલી છે. જેઓ પોતાની સ્ત્રીઓની કે પુત્રીઓની આબરૂ દ્રવ્ય મળ્યું એટલે પાછી મળી ચૂકી, એમ માનતા હશે, તેમની સદ્વિવેકબુદ્ધિ નષ્ટ થઈ ગઇ છે–ધૂળમાં મળી ગઇ છે–એમ હું સમજું છું. ધિક્કાર–ધિક્કાર ! કરોડો વાર તેવા નીચ નરપશુઓને ધિક્કાર !! આ બાબતમાં મારે વધારે બોલવું, એ ઠીક નથી. તમે તો મારો અન્યાય કર્યોજ છે. હવે આ બાબતમાં ફક્ત મારૂં એકજ કર્તવ્ય રહ્યું છે અને તે કરવા આપ તૈયાર થશોજ."

" સત્યસિંહ ! બોલ, બોલ ! તું શું કહેવા કે કરવા માગે છે તે

મને જાણવા તો દે! હું સર્વ રીતે તૈયાર છું."

"જો એમજ છે તો સાંભળો! મને એક સારી તરવાર આપો. આપણે આ બાબતનો ન્યાય કે ફેંસલો તીક્ષ્ણ તરવારની ધારથીજ કરીશું. મને વિશ્વાસ છે કે, જેનો પક્ષ ન્યાયી હશે તેનો વિજય થશે અને અન્યાયીનો પરાજય થશે!"

એ સાંભળી તિરસ્કારજનક હાસ્ય કરી ચૈતન્યે ઉત્તર આપ્યો કે "અરે સત્યસિંહ! તું શા માટે આટલો બધો અભિમાન ધરાવે છે! પોતાના પ્રાણને આવી યુવાનવયમાં શા માટે પરલોકમાં મોકલાવે છે? તારી સાથે યુદ્ધ કરવું, એનો અર્થ એટલોજ થઈ શકે તેમ છે કે, મારે તારૂં ખૂન કરવું."

"મને મારી શૂરવીરતા માટે જરાએ અભિમાન નથી એ હું અંતઃકરણપૂર્વક કહું છું. એક વખત યુદ્ધનો આરંભ થયા પછી તેનું કેવું પરિણામ આવશે તે કોઇ પણ કહી શકે તેમ છેજ નહિ. મહારાજા! હવે શાબ્દિક વાદવિવાદ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી. મારી વાત કબૂલ કરવાનું તમે મને અત્યારેજ વચન આપ્યું છે, તે વચન પાળવાની આપની ઇચ્છા છે કે નહિ!" સત્યસિંહે છેલ્લે પાટલે બેસતાં કહ્યું.

"માનો કે, યુદ્ધમાં હુંજ પડયો તો મારી પછી તારી બ્હેનનું શું થશે?" ચૈતન્યે મશ્કરીમાં પૂછ્યું.

"આપનું કહેવું સત્ય છે. એ બાબતનો મેં વિચાર કર્યો ન્હોતો. મારે હાથે જો આપના પ્રાણ જશે તો જે બાળક હજુ તેની માતાના ઉદરમાંથી બહાર પણ પડયું નથી, તેના પિતાનો પ્રાણ લઇ તે બાળકના જન્મનું મેં સત્યાનાશ વાળી નાંખ્યું, એમ ઠરશે. પરંતુ બીજી રીતે જોતાં જો હું તમારી સાથે દ્વંદ્વયુદ્ધ ન કરૂં તો વૈરશુદ્ધિ થશે નહિ અને હું બીકણ ઠરીશ."

પોતાનું દુઃખ ઓછું કરવા અને અશાંત થઈ ગયેલા ચિત્તને શાન્ત કરવા ઠીકઠીક વખત મળવાથી વિલાસવતીના નેત્રોમાંનાં આંસુઓ સૂકાઇ ગયાં હતાં. તે અત્યંત ઉત્સુકતાથી અને ધૈર્યથી ઉભય પુરૂષોમાં થતું સંભાષણ સાંભળતી હતી. તેની તરફ વળીને ચૈતન્યે કહ્યું–" સત્યસિંહ ! મેં તમારી બ્હેન સાથે અન્યાયનો સંબંધ રાખ્યો છે, એ વાત ખરી છે અને તે અન્યાયનું પરિમાર્જન કરવા માટે પણ હું ઉત્સુક છું–તૈયાર છું. એટલા માટે તે જે કંઈ કહે તે આપણે સાંભળી લેવું જોઇએ. પોતાની અને પોતાને ભવિષ્યમાં થનાર સંતતિની આજીવિકા માટે તેને જે કંઈ માગવાનું હોય તે માગી લેવા દ્યો એટલે થયું.

" આપ તે બન્નેની આજીવિકા માટે કંઈક ગોઠવણ કરવા તૈયાર છો કે ?" સત્યસિંહે પૂછ્યું.

" હા. હું સર્વ રીતે તૈયાર છું." ચૈતન્યે કહ્યું.

" ત્યારે લખવાનાં સાધનો અહીંજ તૈયાર છે, માટે હું કહું તે પ્રમાણે લખી આપો."

આ સર્વ બાબતનો બની શકે તેટલી ગુપ્તતાથી ફેંસલો કરી નાંખવા ચૈતન્ય અત્યંત ઉત્સુક હતો. જો આ વાત કોઇને કાને ગઇ તો તે બહાર ફેલાશે અને કોઈ પણ વખતે તે પોતાની રાણી મધુરીના જાણવામાં આવશે તે ઠીક નહીં. તે કોઇ પણ રીતે તે નિંદ્ય બાબતનો ફેંસલો કરી નાંખવા ઉત્સુક થયો હતો તેથી વધારે કંઈ પણ ન બોલતાં ખડીયો, કલમ અને કાગળ લઇ તે લખવા માટે તૈયાર થઇ ગયો.

ચૈતન્ય પોતાના કહેવા પ્રમાણે લખે છે કે નહીં, તે જોવા સત્યસિંહ ચૈતન્યની તદ્દન પાસે જઈ ઉભો રહ્યો. તે બોલ્યો–" મહા-

રાજા હું કહું તે મુજબ લખવા માંડો.” એટલું કહી તે બોલવા લાગ્યો કે–

“આથી હું પરમાત્માને હજરા હજુર જાણી પ્રતિજ્ઞા લઇ ઈકરાર કરૂં છું કે વિલાસવતીના ગર્ભમાં જે બાળક છે તેનો પિતા હું પોતે છું એ વાત હું કબુલ કરૂં છું. તે બાળકનું તે–વિલાસવતી સારી રીતે પાલન કરી શકે તેને માટે–તેની માનસિક દુર્બળતા અને મારા અન્યાયથી જે બાળક જન્મવાનું છે તે પોતાનું જીવન સુખપૂર્વક વ્યતીત કરી શકે એટલા માટે–હું તેને એક હજાર......”

“શું એકજ હજાર? છટ્ છટ્! કંઈ નહી તો દશ હજાર તો લખવા દે.” વચમાંજ ચૈતન્યે કહ્યું.

“ના ના! મહારાજા માફ કરો. હું લખાવું તેમ લખે જાઓ.” સત્યસિંહે કહ્યું.

“મહારાજા! જેણે પોતાનું કૌમાર્ય ભ્રષ્ટ કર્યું છે–પોતાનું અમૂલ્ય એવું શિયળ રત્ન ગુમાવ્યું છે, તેણે ઉપરથી વળી તેનું વેચાણ કરી તે રકમ ઉપર મોજ મારવી, એ વાત મને બિલકુલ પસંદ નથી. તેને જે બાળક થશે, તે જો જીવતો રહે તો તેનામાં પોતાનો ઉદર નિર્વાહ કરવાનું સામર્થ્ય આવે ત્યાં સુધી બન્નેને દુઃખ ન પડતાં તેમનો નિર્વાહ થાય, એટલીજ વ્યવસ્થા મારે કરવાની છે. તેથી એક હજાર સોના મહોરો કરતાં વધારે રકમ તેના હાથમાં ન જાય એવી મારી ઇચ્છા છે. માટેજ તેને હું ફક્ત “એક હજાર સોના મહોરો અપાવું છું. આગળ લખો કે મારી પછી જેના હાથમાં મારી સંપત્તિ આવે તેણે મારી આટલી અભિલાષા અવશ્ય પૂર્ણ કરવી.”

એટલું લખાઈ રહ્યા પછી ચૈતન્યે ઉતાવળથી કહ્યું–“બસ, એટલુંજ?”

"હાં એટલુંજ. હવે તમે આની નીચે તમારી સહી કરો એટલે પતી ગયું."

ચૈતન્યે તે દસ્તાવેજમાં બીજી પણ કેટલીક જરૂરી બાબતો લખી કે જેને માટે સત્યસિંહે કંઇ પણ વાંધો લીધો નહીં. તે દસ્તાવેજ લખાઇ રહ્યો, ચૈતન્યે નીચે પોતાની સહી કરી અને સત્યસિંહે સાક્ષી દાખલ પોતાની સહી કરી. પછી તે દસ્તાવેજની ઘડી કરી સત્યસિંહે તે વિલાસવતીને આપ્યો અને તેને કહ્યું-"વિલાસવતી! આ કાગળ તારી પાસેજ સાચવી રાખજે. આ દુનિયાનાં દારૂણ દુઃખો ભોગવવાનો વખત તારા ઉપર કેટલો વ્હેલો આવશે, તેની તને કલ્પના પણ નહીં હોય!"

ને કાગળ હાથમાં લઈ વિલાસવતી ભયચકિત મુદ્રાથી સત્યસિંહ તરફ જોતાં બોલી-"તારા આ કઠોર, કાળજુ કંપાવી નાંખનારા શબ્દોનો અર્થ શો વીરા?"

"તેનો અર્થ કંઇ બહુ ઉંડો નથી. ચૈતન્યદેવ મહારાજાની પાસે મેં એક સારી તરવાર માગી છે અને તેઓ તે આપી મારી ઇચ્છા પૂર્ણ કરશેજ."

વિલાસવતી તેની પાસે જઈ આગ્રહપૂર્વક બોલી-"ભાઇ! મારે માટે તું તારા જીવને જોખમમાં નાંખીશ નહિ." વિલાસવતીનું હૃદય અત્યંત કઠણ અને કઠોર હતું, તો પણ તેમાંથી બંધુ-પ્રેમના અંશનો હજુ સુધી સર્વથા નાશ થયો નહોતો. ઇશ્વર નિર્મિત પ્રેમની વાત અલૌકિક છે. ગમે તેમ થાય છતાં પણ તે પ્રેમનો સમૂળગો નાશ થતો નથી. સત્યવ્રત શાંતિથી બોલ્યો-"વિલાસવતી! મારી બાબતમાં હવે તારે વધારે વિચાર કરવાની જરૂર નથી. જે મનુષ્યે મારા કુલિન કુળની કીર્તિને કાળું કલંક લગાડયું છે, તેને શિક્ષા કરવી, એ મારૂં આદ્ય અને આવશ્યક કર્તવ્ય છે. યુદ્ધ કરી પોતેજ

પોતાનો ન્યાય કરી લેવો, એ ક્ષત્રિયોનો ધર્મ છે." પછી તે ચૈતન્યને ઉદ્દેશીને બોલ્યો—"ચૈતન્યદેવ! મેં દ્વંદ્વયુદ્ધ માટે આપની પાસે માગણી કરી છે માટે તેટલેથીજ આપ યુદ્ધ કરવા તૈયાર થાઓ છો કે મારે તમને વધારે ચિડવવા!"

"એમ કરવાની કંઈ પણ જરૂર નથી. સત્યસિંહ! હું તારી ઇચ્છા પ્રમાણે સર્વ રીતે તૈયારજ છું. પણ સત્યસિંહ! હું કહું છું કે "હજુ પણ તું કંઇક વિચાર કર. અરે! તું મારી સામે તુચ્છ છે. સિંહની સાથે એક શિયાળ લડવા જાય, એક રાક્ષસની સાથે એક સ્તનપાન કરનારૂં બાળક લડે અથવા ભયંકર અજગરના શરીર ઉપર એક ઉંદર ચાલીને જાય તેની જે ગતિ થાય છે, તેવીજ ગતિ તારી થશે, માટે પહેલેથી વિચાર કર અને પછી મને યુદ્ધ કરવાનું આમંત્રણ કર."

તિરસ્કારથી કિંચિત્ હાસ્ય કરી સત્યસિંહે કહ્યું—"ચૈતન્યદેવ! તમે મને બીવરાવવાને ગમે તેટલા પ્રયત્નો કરશો છતાં પણ હું ભય પામવાનો નથી. તે બાબતના તમારા સર્વે પ્રયત્નો નિરર્થક જશે તે નિશ્ચયથી સમજી રાખજો.

"જો એમજ છે તો પછી તારી સર્વ ઇચ્છા પૂર્ણ થશે. અહીંથી પાસેજ શસ્ત્રાગાર છે. તેમાં પુષ્કળ જાતનાં ઉત્તમ આયુધો છે. તેમાંથી તને જે શસ્ત્ર ગમે તે લઇ લે. મારી તરવાર મારી કમરે લટકેજ છે. ઉઘાડા મેદાનમાં ચાર મનુષ્યોની સમક્ષ દ્વંદ્વયુદ્ધ કરવાની ઇચ્છા હોય તો મને સમય અને સ્થળ કહે. વારૂ, તારે બીજા કોઇની આવશ્યકતા ન હોય અને છુપી રીતે યુદ્ધ કરવા મરજી હોય તો તેમ કહે. આજની રાત અંધારી છે. આ બગીચાની પેલી તરફનું મેદાન ખુલ્લું છે. આપણને અડચણ કરવા ત્યાં કોઈ આવી શકશે નહિ."

"હું તૈયાર છું. આવા કાળા કૃત્યની વૈરશુદ્ધિ કરી લેવા

માટે આવી કાળી રાતજ ઉત્તમ છે." પછી તે વિલાસવતી તરફ જોઈ બોલ્યો—"વિલસુ! હવે હું રજા લઉં છું. દ્વંદ્વયુદ્ધનું પરિણામ ગમે તેમ આવે પણ આપણી આ અન્તિમ મુલાકાત છે એમ તારે સમજવાનું છે. જો આ દ્વંદ્વયુદ્ધમાં વિજય થશે તો પણ જે કુલિન કુળને તેં કલંકની કાળાશ લગાડી છે, તે કુળનું નામ છોડી દઈ એકાદ બીજુંજ નામ ધારણ કરી ક્યાંએ બીજા દૂર દેશમાં જઈ હું નિવાસ કરીશ. આપણી માતુશ્રીએ અન્તકાળે તને તારૂં કલ્યાણ થાય, એવો આશીર્વાદ આપ્યો છે તે તું ધ્યાનમાં રાખજે. જો, હજુ કંઈ વીતી ગયું નથી. તારો આ પહેલોજ અપરાધ છે. તું પશ્ચાત્તાપ કરીશ તો હજુ પણ શુદ્ધ થઈ શકીશ અને પરમેશ્વરની કૃપાથી અને માતુશ્રીના આશીર્વાદથી તારૂં કલ્યાણ થશે. હવે પછી જો તને ફરી અપરાધ કરવાની કદાચિત્ દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય તો માતુશ્રીનું સ્મરણ કરજે. હવે હું જાઉં છું. તું આપણી આ મુલાકાતને છેલ્લીજ મુલાકાત સમજી લેજે."

એમ કહી ચૈતન્યદેવે બતાવેલી દિશાએ શસ્ત્રાગાર તરફ તે જવા લાગ્યો. ત્યારે વિલાસવતીએ તેનો હાથ પકડી અટકાવીને કહ્યું—"મોટા ભાઈ! તમે સારી રીતે વિચાર કરો! એવા અવિચારથી તમારા પ્રાણને જોખમમાં ન નાંખો. તમે જેની સાથે યુદ્ધ કરવા માગો છો તેનું સામર્થ્ય કેટલું બધું અલૌકિક છે, તેની તમને કલ્પના પણ નહિ હોય. જુઓ, મારૂં સાંભળો! તેઓને સાક્ષાત્ મા...યા..."

એટલામાં એકદમ તેને પાછી ખેંચી તેના કાનની અંદર ચૈતન્યે કહ્યું—"વિલાસવતી! આ શું? સાવધાન થા—શુદ્ધિ ઉપર આવ. તેં લીધેલા સોગંદ શું તું ભૂલી ગઈ? મારા છુપા રહસ્યનો ભેદ તું ખુલ્લો કરીશ કે શું?"

ચૈતન્યના ઉક્ત શબ્દો સાંભળી વિલાસવતીનું મુખ બંધ થઈ

ગયું. તે એકદમ ચુપ રહી ગઇ. સોગંદનું સ્મરણ થતાંજ તેના સર્વે અવયવો મંદ થઇ ગયા. થોડી વાર એવીજ સ્થિતિમાં રહ્યા પછી તે ચૈતન્યને કહેવા લાગી:—"મહારાજા! તમારે ગમે તેમ કરી મારા ભાઇનું રક્ષણ કરવું. આપે તેનું બળિદાન લેવું નજ જોઇએ." એમ કહી તે પોતાના ભાઈ તરફ જોવા લાગી. જે વખતે ચૈતન્યે તેને પાછી ખેંચી લીધી તેજ વખતે સત્યસિંહ પોતાનો હાથ વિલાસવતીના હાથમાંથી છોડાવી લેઇ શસ્ત્રાગારના દરવાજા ઉપર જઇ પહોંચ્યો હતો.

ચૈતન્યે કહ્યું—"પ્રિયે વિલાસવતી તારા ભાઇને માટે તું કોઇ પણ જાતની ચિંતા કે ફિકર કરીશ નહિ. હું તેના પ્રાણ લઈશ નહિ. હું તરતમાંજ પાછો આવું છું. જ્યાં સુધી હું પાછો આવું ત્યાં સુધી તું અહીંજ મારી વાટ જોતી બેસી રહેજે."

એમ કહી તે સત્યસિંહની પાછળ પાછળ શસ્ત્રાગાર તરફ ચાલ્યો ગયો. ત્યાર પછી તે પાપિણી વિલાસવતી પોતાનું મુખ પોતાને બન્ને હાથે ઢાંકી લઈ એક પલંગ ઉપર જઇ પડી અને મનમાં ને મનમાં બોલવા લાગી—"હાયરે! મારી માતા તો મને છોડીને ચાલીજ ગઈ છે, પણ હવે મારા ભાઈનું શું થશે, તે હું કહી શકતી નથી." થોડી વાર પછી દુઃખ અને લજ્જાના વિચારો તેના મનમાંથી દૂર થઇ ગયા. તેનું અંતઃકરણ કેટલું બધું કઠોર હતું, એ અમારા વાંચકો જાણેજ છે.

તેણે પોતાની આંસુભરી આંખો લુછી નાંખી અને શાન્તપણે ઉઠીને બેઠી. ચૈતન્યની સહીવાળો જે કાગળ તેના ભાઇએ તેને આપ્યો હતો, અને ઉપરની ગડબડમાં નીચે પડી ગયો હતો તે તેણે હાથમાં લીધો. તે ઉઘાડીને તે બોલવા લાગી કે, "મહારાજા ચૈતન્યદેવે મારા ગર્ભમાં જે બાળક છે, તેના પિતા હોવાનું કબુલ કર્યું છે, એ બહુજ સારૂં થયું. આ કાગળ ઘણોજ મહત્વનો છે તેથી તેને સારી

રીતે મારે સાચવી રાખવો જોઈએ. મારે મારો જે ઉદ્દેશ સિદ્ધ કરવાનો છે, તે કામમાં આ કાગળ અત્યંત ઉપયોગી થઈ પડશે. મારો આંતરિક હેતુ સિદ્ધ થતાં ઘણાજ દિવસો વ્યતીત થઈ જશે. હજુ સુધી તે પૂરેપૂરો મારા કબજામાં આવ્યો નથી. તેને મારી જાળમાં પૂરેપૂરો સપડાવવોજ જોઇએ. એટલા શબ્દો ઉચ્ચારી તે જરા શાન્ત થઈ. તેની મુખમુદ્રા ઉપર જરા સ્મિતહાસ્ય ચમકવા લાગ્યું.

આ સમયે તે મહત્વાકાંક્ષાના વિચારોમાં નિમગ્ન થઇ ગએલી હોવાથી પોતાની માતાના મરણનું અને પોતાના ભાઇની ઉપર ઝઝુમતા સંકટનું તેને વિસ્મરણ થયું હતું. તે ફરી પોતાના મન સાથેજ બોલી કે, "મારો ચૈતન્યની ઉપર પ્રેમ છે અને હું માનું છું કે ચૈતન્યનો પ્રેમ મારા ઉપર પણ છે; પણ એવા ચોરી છુપીના પ્રેમનો ઉપયોગ શો ? તેના વૈભવો અને પદવીની માલેક હું જ્યારે થઇશ ત્યારે ખરૂં ! પરંતુ વખત બહુ થઈ ગયો. હજુ મહારાજા પાછા કેમ નહિ આવ્યા હોય વારૂ ? આટલો બધો વખત તેમના યુદ્ધને લાગે તેમ નથી. મહારાજાના સંબંધમાં તો જરાએ ભય રાખવાનું કારણજ નથી. તેમનું રક્ષણ કરનાર માયાવી જબરદસ્ત છે; પણ મારા ભાઇનું શું થશે ? પરંતુ તેની ચિંતા કરવાની પણ આવશ્યકતા નથી, મહારાજાએ તેનું રક્ષણ કરવાનું મને વચન આપ્યું છે." થોડી વાર પછી તે પલંગ ઉપરથી ઉઠી અને ઓરડાની એક બારીએ જઇ ત્યાંથી બહાર ડોકીયું કરીને જોવા લાગી. આ વખતે પણ તેના ચિંતામય ચિત્તમાં નીચેના વિચારો ઘોળાતા હતા.

"મહારાણી મધુરી એમ સમજતી હશે કે, પોતાનો પતિ કોઇ મહત્વના કામ માટે બહાર ગયો છે તેથી યુવરાજ અને યુવરાજ્ઞીને પોતાનો વખત આનંદમાં જાય તેને માટે પોતાને ત્યાં મેમાન તરીકે બોલાવ્યાં છે. તે દરિદ્રી અને ગંદી છોકરી હવે યુવરાજ્ઞી થઈ

છે. ઠીક છે, તેને હું જોઇ લઇશ. મારી અને તેની યોગ્યતા એક સરખીજ છે છતાં તે યુવરાજ્ઞી તરીકે મ્હાલે કે પંકાય તે મને શી રીતે સહન થઇ શકે ? હું જોઇશ કે તેની મહત્તા મારી સામે ક્યાં સુધી ચાલે છે ? મહારાજા ચૈતન્યદેવને કબજામાં લેવા માટે મેં મારો દેહ અને અમૂલ્ય સતીત્વ તેમને અર્પણ કરી દીધાં છે. તેમનું ચિત્ત સદા સર્વદા દુઃખી અને ચિંતાતુર કેમ રહે છે તેનું કારણ જાણી લેવા માટે હું પ્રત્યક્ષ સ્મશાનભૂમિમાં અંધકારમય ભયંકર રાત્રે એકલીજ જવા તૈયાર થઈ હતી. તેમના મનની વાતો અને દુઃખનું કારણ હું જાણી ચુકી છું. થોડાજ સમયમાં તે પૂર્ણપણે મારી જાળમાં સપડાઇ જઈ મારા કબજામાં આવશે તે એ ઠીક છે. પણ આટલો બધો વખત થયા છતાં તેઓ પાછા કેમ નહિ આવ્યા હોય ? અમારી ગુપ્ત વાતો ચાલતી હતી ત્યાં મારા ભાઈ અચાનક આવી ચઢયા અને તેમણે માતાના મરણની ખબર આપી. મારા દુરાચરણથી તેમને બહુજ ખોટું લાગ્યું—અત્યંત દુઃખ થયું, તે જોઇ મારૂં કઠોર હૃદય જરા તરા કોમળ થયું એ વાત ખરી છે; છતાં તે સર્વ વાતો મારા અંતઃકરણથી અદ્રશ્ય થઇ ગઇ છે. હું ફરી કઠોર હૃદય ધારણ કરીશ અને મારા તમામ મનોરથો અને મહત્વાકાંક્ષાઓ પૂર્ણ કરવા હું મારાથી બની શકતા પ્રયત્નો કરવામાં જરાએ પાછી પાની કરીશ નહિ."

સત્યસિંહ અને ચૈતન્યને ત્યાંથી ચાલ્યા જવાને દોઢેક કલાક થઈ ગયો હતો. આ પ્રમાણે સર્વે ચિંતાઓ અને દુઃખોને દૂર કરી પોતાના મનોરથો અને મહત્વાકાંક્ષાઓ કેવી રીતે પૂર્ણ થશે, એના વિચારમાં વિલાસવતી નિમગ્ન થઈ ગઇ હતી. એટલામાં તરતજ તે ઓરડાનો દરવાજો ધીમેથી ઉઘડયો અને ચૈતન્યે અંદર પ્રવેશ કર્યો. પોતાના પ્રિયતમ—યારને મળવા માટે ઉત્સુક થએલી વિલાસવતી ચાર ડગલાં તેનું સ્વાગત કરવા આગળ આવી અને તેને પૂછયું—" કેમ મહારાજા ! મારા ભાઈ તો જીવે છેને ? "

“ મારી મનમોહિની–પ્રાણપ્યારી–વિલાસવતી ! મેં તારે માટે તેના જીવનનું સંરક્ષણ કર્યું છે. ” જ્યારે મેં તેની ગરદન ઉપર સમશેર મૂકી ત્યારે તેણે કબુલ કર્યું કે, “ ફરી હું તમને બોલાવીશ નહીં. ”

“ આપે એ બહુ સારૂં કર્યું. તે ખરેખરો સત્યસિંહ છે અને પોતાનું બોલેલું પ્રાણાન્તે પણ પાળે તેવો છે; તેમજ તે પોતાના નામ પ્રમાણે અનેક સદ્‌ગુણોથી વિભૂષિત છે. તે પોતાના વચનથી કોઇ કાળે ફરે તેમ નથી. ”

“ તું હવે મધુરીની પાસે ચાલી જા અને હું પણ મકાનને પ્રદક્ષિણા કરી કયાંએથી આવ્યા જેવો ઢોંગ કરી મોટે દરવાજેથી અંદર આવુછું. તારો ભાઇ વચમાંજ ફુટી નિકળવાથી આપણી અધુરી રહેલી વાતો અને યુક્તિઓનો આપણે આવતી કાલે સવારે ફરીથી શાન્તપણે વિચાર કરીશું. હવે તું જા અને હું પણ જાઉંછું. ” એમ કહી બન્ને એક બીજાથી જુદે જુદે માર્ગે તે મકાનમાં જવા ચાલી નિકળ્યાં.

## પ્રકરણ ૩૮ મું.

### બાળકોની અદલ બદલ.

આજે બીજા ત્રણ મહિના થઈ ગયા છે, એક દિવસે સંધ્યા સમયે વિલાસવતી અને ચૈતન્ય એ બન્ને કંઈક વાતો કરતાં બગીચાની એક લતાકુંજમાં બેઠાં હતાં. સંધ્યાકાળનો સમય થવાથી અસ્ત પામતા સૂર્યનારાયણનાં રક્તમય કીરણોથી તમામ વૃક્ષોનો અગ્રભાગ લાલચોળ થયેલો દ્રગ્ગોચર થતો હતો. તેવામાં ચૈતન્ય બોલ્યો– “ પ્રાણપ્યારી વિલાસવતી ! અત્યાર સુધી તો સર્વે વાતો આપણી ધારણા મુજબજ થતી આવી છે–સર્વે બનાવો આપણી ઇચ્છા પ્રમા-

એજ બની આવ્યા છે. મધુરી અત્યારે યુવરાજના રાજમહેલમાંજ છે. તે ત્યાંજ પ્રસૂતા થાય એવી મેં જે ગોઠવણ કરેલી તે ગોઠવણ પાર પડી છે. જરૂર પડશે તો જે માણસો રૂપલતાની સારવાર માટે રાખવામાં આવ્યાં છે તેઓજ મધુરીના ઉપયોગમાં પણ આવશે. રાજવૈદ્ય અને મુખ્ય દાઇને પણ મેં પોતાનાંજ કરી રાખ્યાં છે. મારૂં અનુમાન છે કે તે બન્ને ઘણા ભાગે એકજ સમયમાં પ્રસૂતાઓ થશે અને તે અનુમાન ખરૂંજ પડશે, એવો મને પાકો વિશ્વાસ છે. જે થવાનું છે તે હવે થોડાજ સમયમાં પ્રત્યક્ષ થશે. તે રાજવૈદ્ય અને દાસીને હું મારા વશમાં કરી લઇશ, એમ જે મેં તને કહ્યું હતું તે ખરૂં થયું કે નહિ ?"

"પ્રિયતમ ! તમારી કર્તૃત્વશક્તિ માટે મને કાંઇ પણ શંકા છેજ નહિ. આપની અપાર સંપત્તિ રાજાધિરાજનું પણ રાજ્ય વેચાતું લેવા સમર્થ છે. પણ એ વાતો અત્યારે કરવી નિરર્થક છે. મારે બા સાહેબનાં વસ્ત્રાભૂષણો લઇ તરતજ યુવરાજના મહેલે જવુંજ જોઇએ."

"વિલાસવતી ! હું તને ફરી ફરીને કહું છું કે, મારી યોજના સિદ્ધ કરવી, એ સર્વ રીતે તારાજ હાથમાં છે. જો કર્મસંયોગે બન્ને એકજ વખતે પ્રસૂતાઓ થાય તો બહુજ સાવધાન અને હોંશિયાર રહી તારે તે કામ પાર પાડવાનું છે, એ ભૂલીશ નહિ !"

"તે બાબતમાં તમારે તદ્દન નિશ્ચિંત રહેવું. પણ કોને શું થશે, તે ફક્ત......"

"તે બાબતની પણ તું ચિંતા કરીશ નહિ. મેં તે બાબતમાં રાજ્યવૈદ્ય અને મુખ્ય દાઇને સર્વ શીખવી રાખ્યું છે. તેમના શબ્દો ઉપર કોઇ પણ અવિશ્વાસ લાવશે નહિ. વિલાસવતી ! ફક્ત તને સોંપેલું કામ તું હોંશિયારીથી પાર પાડજે ! બાકીનું બધું હું જોઇ લઇશ."

"હવે મારે ફક્ત એકજ વાત તમને પૂછવાની છે અને તે એ કે, તે વખતે જે પહેરેગીર ભાગ્યબળે ચૂંટાશે, તેનો આપ શી રીતે બંદોબસ્ત કરી શકશો ?"

"ગાંડી રે ગાંડી! તેની તારે લગારે ફિકર કરવી નહિ. તેનો પણ મેં પૂર્ણપણે વિચાર કરી રાખ્યો છે. હું મને પોતાને અથવા સાથેના બીજા માણસને મારી શક્તિના પ્રભાવે અદ્રશ કરી શકું છું. શું તે તું જાણુતી નથી? તેજ શક્તિ–સામર્થ્યનો ઉપયોગ કરી ભદ્રદૂર્ગના કારાગૃહમાંથી હું મધુરીને છોડાવી લાવ્યો હતો, તે વાત શું તારા સ્મરણમાં નથી?"

"આપનું અલૌકિક સામર્થ્ય આ કામમાં નિઃસંદેહ ઉપયોગી થશે ખરૂં! મારૂં તમામ લક્ષ્ય એ યુક્તિ તરફ વળે છે એટલે પછી મને કોઇ પણ બાબતની સુઝ પડતી નથી અને હું નિરર્થક શંકા–કુશંકાઓ કર્યા કરૂં છું."

"ત્યારે હવે તું જા. હું પણ તરતમાંજ રાજમહેલમાં જવાનો છું. આવતી કાલે સવારે આપણે પાછાં મળીશું ત્યારે બીજી વાતોનો પણ વિચાર કરીશું." એવો ઠરાવ કરી તેઓ લતાકુંજમાંથી બહાર નિકળી ગયાં.

× × × ×

ઉપરની વાત થયા પછી આઠ દિવસ બાદ યુવરાજ સિંહદત્તના મહેલમાં એક જાતનો કોલાહલ થઈ રહ્યો હતો. ચૈતન્યના અનુમાન પ્રમાણે સર્વે બનાવો બનવાના હતા તેથીજ કે શું? રૂપલતા અને મધુરીને એકજ સમયે પ્રસવવેદના થવા લાગી હતી.

અત્યારે યુવરાજ્ઞી રૂપલતા પ્રસૂતિગૃહમાં બેઠી હતી. તેની સારવાર કરવા ચપલા નામની એક દાઇ તેની પાસેજ તૈયાર થઇ બેઠી હતી. તેની પાસેનાજ દિવાનખાનામાં મહારાણી મધુરી બેઠી હતી. તે

પણ પ્રસવવેદનાથી પીડાતી હતી. તેની સારવાર કરવાને માટે ચંચલા નામની એક દાઈ ત્યાં તૈયાર હતી.

ચપલા અને ચંચલા આ બન્ને દાઇઓ પ્રસવકાર્ય કરાવવામાં ઘણીજ પ્રવીણ હતી અને અવંતિનગરીમાં તે ધંધામાં તેઓ બહુજ પંકાતી હતી.

યુવરાજ સિંહદત્ત અને ચૈતન્યદેવ બન્ને એકજ ભવ્ય દિવાન-ખાનામાં બેઠા હતા. તેમની પાસે ખાનગી કારભારી અને બીજા બે ત્રણ નોકરો ઉભા હતા.

ચપલા દાઇની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. તેને પુષ્કળ દ્રવ્ય આપી ચૈતન્યદેવે પોતાની યોજના પાર પાડવામાં સામેલ કરી લીધી હતી. પ્રસૂતભુવનની પાસેની એક ઓરડીમાં રાજવૈદ્ય બેઠો હતો. જો પ્રસૂતાનો છેડાછુટકો સત્વર ન થાય તો આપત્તિ વેળાએ તેને બોલાવી મંગાવવામાં વખત ન જાય, તેથી તેને પ્રથમથી બોલાવી ત્યાં બેસાડી રાખવામાં આવ્યો હતો. મધુરીના સારવારમાં જે દાઇ હતી તેની ઉમ્મર લગભગ પીસ્તાલીસ વર્ષની હતી અને તેને પણ મન-માનતું દ્રવ્ય આપી ચૈતન્યે પોતાની યોજના—કાવત્રામાં સામેલ કરી લીધી હતી.

યુવરાજ અને ચૈતન્ય બન્ને એકજ દિવાનખાનામાં બેઠા હતા, એ અમે ઉપરજ કહી આવ્યા છીએ. થોડો વખત ગયા પછી યુવ-રાજે ચૈતન્યને કહ્યું—"ચૈતન્યદેવ ! આજે આપણે માટે કેટલો બધો આનંદ અને આશ્ચર્યનો દિવસ છે. ભગવાન્ શ્રીકાલકાલેશ્વરની અગાધ કૃપાથીજ આપણી સ્ત્રીઓ એકજ સમયે પ્રસૂતાઓ થાય છે. ભલા તમે આમ ચમક્યા શા માટે ? તમારી ધર્મપત્નીના સંબંધમાં શું તમને કાંઇ ચિંતા થાય છે ?"

"તેવી ચિંતા કરવાનું કંઇ પણ વિશેષ કારણ નથી, પણ મન

મહાન્ પાપી છે. તે સદૈવ ખરાબ વિચારો પહેલાંથીજ કરવા માંડે છે. હા, આપણા બન્નેની ધર્મપત્નીએ—અને તેઓ પણ પરસ્પરની સખીઓ—એકજ સમયે પ્રસૂતા થવાનો યોગાયોગ આવ્યો, એ અત્યંત આશ્ચર્યજનક યોગ છે."

"એમાં કંઈ પણ શંકા નથી. મારો મનોદેવતા મને કહે છે કે, આ સમયે જે બાળકો જન્મ પામશે, તેમાં એક પુત્ર અને એક પુત્રી થશે. એટલુંજ નહિ પણ તેઓ મોટાં થઈ ભવિષ્યમાં પરસ્પરની સાથે વિવાહપાશથી બદ્ધ થઈ સંસારસુખનો અનુભવ લેશે."

"જો એમજ થશે તો આપને થોડા સમય પહેલાં આવેલું સ્વપ્ન પણ સત્ય થશે. આપે મને તે વખતે જે વચન આપ્યું છે, તે પૂર્ણ કરવા પણ આપ સમર્થ થશો. પણ સાંભળો ! આ ધુમો શાની અને ક્યાંથી સંભળાય છે ? મને લાગે છે કે, સિપાઈઓને લાડુ વહેંચવાનું કામ શરૂ થઈ ગયું હોવું જોઈએ."

"હા. પહેરેગીરની ચુંટણી થાય છે. પણ આ વખતે બે લાડુઓમાં મુદ્રિકાઓ નાંખી બે પહેરેગીર ચુંટવાની મેં ગોઠવણ કરી રાખી છે."

"શું બે પહેરેગીરો ? આજ સુધીનો રિવાજ તો એક પહેરેગીર નીમવાનો છે ?" ચૈતન્યે અજાયબ થઈ કહ્યું.

"એકજ પહેરેગીર નિમવો જોઈએ, એવું કંઈ શાસ્ત્ર નથી ! પહેરેગીરો ફક્ત બંદોબસ્તને માટેજ નીમવામાં આવે છે. એક કરતાં બે ભલા ! મારા જન્મ સમયે કેવો ઘોટાળો થતો હતો, તે જરાકમાં બચી ગયો, એ વાત શું તમે નથી જાણતા ?"

"હા; તે વાત હું સારી રીતે જાણું છું. મને ખાત્રી છે કે, આ વખતે તેવી કંઈ પણ ગડબડ થવા ન પામે માટેજ તમે પૂરેપૂરો બંદોબસ્ત કર્યો હોવો જોઈએ ?"

"હા. આ વખતે મેં પૂરેપૂરો બંદોબસ્ત કર્યો છે. તેમજ અત્યારના રાજવૈદ્ય પણ બહુજ ભલા અને સજ્જન છે. તેમનો મારા ઉપર પુત્ર જેવો પ્રેમ હોવાથી તેઓ કપટાચરણ કરશે નહિ, એવી મને તેમની પાકી ખાત્રી છે."

"હા. તે રાજવૈદ્ય બહુજ ભલા, વિશ્વાસુ અને સજ્જન ગૃહસ્થ છે, એમાં તલમાત્ર પણ શંકા નથી." ચૈતન્યે કિંચિત હાસ્ય કરી કહ્યું.

"તેજ પ્રમાણે ચપલા નામક દાઈ પણ બહુજ વિશ્વાસુ છે. તે લક્ષ્મીની લાલચમાં લપટાય તેમ છેજ નહિ." એવું યુવરાજ બોલ્યો ખરો પણ તે દાઈ તો ક્યારનીએ ચૈતન્યના દ્રવ્યયજ્ઞમાં આહુતિરૂપ હોમાઈ ગઈ હતી.

"એમ છે ખરૂં!" એમ કહી ચૈતન્યે સ્મિતહાસ્ય કર્યું.

"ઉપરાંત આ વખતે હું બે પહેરેગીરોને દેવમંદિરની સામે ઉભા રાખવાનો છું. તેઓ બન્ને એક સાથેજ પહેરો ભરશે અને એક બીજા ઉપર નજર પણ રાખશે!" યુવરાજે પોતાનું બુદ્ધિમાનપણું જણાવ્યું.

"ખરેખર આપે આ યોજના બહુ સારી કરી છે, એમાં શંકા નથી."

"એ યુક્તિ તદ્દન ખાત્રી ભરેલી છે, એમ મને લાગતું નથી. જો કે મને રાજવૈદ્ય અને દાઈ બન્ને ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે ખરો; છતાં પણ અન્ત સુધી હું પોતેજ દેવગૃહની પાસે રહીશ અને સર્વે હિલચાલો ઉપર નજર રાખીશ."

"યુવરાજ! જો એમજ હોય તો આપે આ વખતે બહુ સારો અને પાકો બંદોબસ્ત કર્યો છે, એમ મારે કહેવું જોઇએ. જો આપની

પરવાનગી હોય તો તમારો વખત કંટાળા ભરેલો ન થાય તેને માટે હું પણ ત્યાં તમારી પાસેજ રહીશ."

"અંતઃકરણના અતિશય આનંદ સાથે હું તમને મારી સાથે રહેવાની પરવાનગી આપું છું." યુવરાજે કહ્યું.

"ઉપર પ્રમાણેની વાતચિતમાં બન્ને–ચૈતન્ય અને યુવરાજ સિંહદત્ત મશગુલ હતા તે વખતે મધુરીના ઓરડામાંથી વિલાસવતી ઉતાવળી ઉતાવળી બહાર આવી. તે જ્યાં રાજવૈદ્ય બેઠો હતો ત્યાં ગઈ અને રૂપલતાની બાબતમાં તપાસ કરવા લાગી. એટલામાં રૂપલતાંના ઓરડામાંથી ચપલા દાઈ પણ ત્યાં જઇ પહોંચી. તેને વિલાસવતીએ કહ્યું–"અમારાં બા સાહેબ મધુરીબાનો સુખથી છુટકો થઈ ગયો. યુવરાણી સાહેબનું કેમ છે?"

"તેઓને પણ સુખપૂર્વક પ્રસવ થઇ ગયો. વારુ, મધુરીબાને શું અવતર્યું.?"

"અમારાં બા સાહેબને એક સુંદર પુત્ર અવતર્યો. રૂપલતાબાને શું અવતર્યું?"

"તેમને એક સુંદર કન્યા અવતરી છે."

"તમે તો યુવરાણીને પુત્ર થયાનું કહ્યું છે ને?"

"હા; અને ચંચલાએ મધુરીબાને કન્યા અવતર્યાનું કહ્યુંજ હશે."

"હા. તેણે એમજ કહ્યું છે."

એટલું કહી બન્ને પોતપોતાના ઓરડામાં ચાલી ગયાં. ત્યાર પછી થોડી વારે ફરીને વિલાસવતી મધુરીના ઓરડામાંથી બહાર પડી. બહુજ આનંદી મુખમુદ્રાએ તે મોટા દિવાનખાનામાં ગઈ. ત્યાં યુવરાજ સિંહદત્ત અને ચૈતન્ય બેઠા હતા. વિલાસવતીએ મહારાજા ચૈતન્યદેવને નમન કરી પોતાની રાણીને કન્યા જન્મી છે, એ હકીકત ઘણાજ

આનંદથી કહી સંભળાવી. તેણે ચૈતન્યને નેત્રસંકેત પણ કર્યો. ચૈતન્યે પોતાના ગળામાંનો હીરાનો હાર તેની ડોકમાં નાંખ્યો. એટલામાં ચપલા પણ ત્યાં આવી પહોંચી. તેણીએ યુવરાજને પુત્રજન્મની વધામણી આપી. યુવરાજે પણ પોતાના ગળામાંનો મોતીનો હાર કાઢી તેને આપ્યો. રાજમહેલમાં આનંદદર્શક નિશાન ફરકવા લાગ્યું. તોપોનો ગગડાટ ચાલુ થયો અને આખા મહેલમાં એકદમ કોલાહલ થઇ રહ્યો. આખા અવન્તિનગરમાં હાથીને હોદ્દે બેસી સાકર વહેંચવાનો હુકમ થયો. મંગલ વાજિંત્રો વાગવા લાગ્યાં. સરદારો—સામંતો—ઇનામદારો અને જાગીરદારો તેમજ બીજાં માંડલિક રાજ્યોના એલચીઓ, નગરમાંના મોટા મોટા ગૃહસ્થો, શેઠ—સાહુકારો વિગેરે ઉત્તમ વસ્ત્રાલંકારોથી સુસજ્જિત થઇ દરબારમાં એકઠા થવા લાગ્યા. જોશીરાજ અને ઉપાધ્યાય પણ ત્યાં આવી પહોંચ્યા.

ચૈતન્યે આનંદથી યુવરાજ સિંહદત્તને કહ્યું—“ સરકાર, તમારૂં સ્વપ્ન ખરૂં થશે. તમારી ઇચ્છા પૂર્ણ થશે—મનોરથ પણ સફળ થશે. એમાં જરાએ શંકા નથી. ”

“ હા. તમારી પુત્રી અને મારો પુત્ર બન્નેનાં લગ્ન થઇ તેઓ સુખેથી સંસાર સુખના લ્હાવો લેશે. ” ત્યાં એકઠા થએલા સરદાર વિગેરે યુવરાજને પ્રણામ કરી—અભિવંદન કરી પોતપોતાને સ્થાને જઇ બેઠા. ખાનગી કારભારી પણ લેખન સાહિત્ય લઇ યુવરાજની પાસે આવી બેઠો.

બન્ને બાળકોને દરબારમાંથી તેમની દાસીઓ લઈ ગઇ. ચંચલા કન્યાને લઇ મધુરીના ઓરડામાં ગઇ. પ્રસવવેદનાથી મધુરીને જરા—થોડી વાર સુધી—મૂર્છા આવી ગઇ હતી તેથી પોતાને પુત્ર થયો કે પુત્રી ? એ બાબત તે જાણતી નહોતી. એજ બનાવ રૂપલતાના સંબંધમાં પણ બન્યો હતો. બન્નેની પ્રકૃતિ નાજુક હોવાથી પ્રસવપીડાને

લીધે બન્નેને થોડી વારને માટે મૂર્ચ્છાં આવી હતી. છતાં પણ તેમની બાબતમાં જરાએ ભય પામવાનું કંઈ પણ કારણ નહોતું. થોડી વારમાંજ તેઓ શુદ્ધિમાં આવી ગઇ—સાવધ થઇ ગઈ. પોતાને શું અવતર્યું તેની ચોકસી કરી. તે વખતે નિશ્ચિંત થયા મુજબ યુવરાજ્ઞીને પુત્ર અને મધુરીને પુત્રી અવતર્યાનું તેમને જણાયું. બાળકોની અદલ બદલ થઇ ગઈ હતી. એ વાત અમારા ચતુર વાંચકોના ધ્યાનમાં પહેલાંથીજ ઉપર જણાવેલી હકીકત ઉપરથી આવી ગયું હશે, માટે ફરીને તે બાબતનું પિષ્ટપેષણ કરવાની જરૂર અમને જણાતી નથી.

મધુરીને પુત્રી અને રૂપજ્ઞતાને પુત્ર થયાનું જાણવાથી તે બન્નેને જરા અજાયબી થઇ ખરી પણ તરતજ તેમના ચિત્તને આનંદ જણાવા લાગ્યો.

સૂતિકાગૃહમાંજ બાળકોની અદલબદલ થઇ ગયેલી હોવાથી હવે દેવમંદિરમાં બાળક હોય, ત્યારે અદલબદલ કરવાની ચૈતન્યને જરૂર રહી નહીં. જો આ વખતે બાળકોની અદલબદલ ન થઈ હોત અથવા બાળકો થોડે થોડે અંતરે જન્મ્યાં હોત તો પોતાને અવગત થએલી તિરસ્કારિણી વિદ્યાના સામર્થ્યથી તે અદૃશ રૂપે રહી બાળકોની અદલ-બદલ કરી નાંખત.

પોતાના કુળના ચાલતા આવેલા રિવાજ મુજબ ખાનગી કારભારીએ કાગળ હાથમાં લઇ રાજવૈદ્ય અને મુખ્ય અમાત્યે જે જે વાતો તે બાળકના સંબંધમાં કહી તે તેણે કાગળમાં લખી લીધી. ત્યાં સુધીમાં જોશીબાવાએ પણ ગણિતથી ગણતરી કરી લગ્ન સિદ્ધ કરી એક નાનકડું ટિપ્પણ પણ તૈયાર કરી લીધું. ઉપાધ્યાય યુવરાજની સાથે દેવમંદિર તરફ જવા માટે તૈયાર થઇ ગયો. એટલામાં જેનું નશીબ ઉદય પામ્યું હતું—ભાગ્ય ખુલી ગયું હતું—તે સૈનિકો પણ શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત થઈ તે ઠેકાણે આવી હાજર થઈ ગયા. નિશ્ચિત

મંડળ તે તરફ જવા તૈયાર થઇ રહ્યું. દાઇએ બાળક હાથમાં લીધું અને મંગલ વાદ્યોના ધ્વનિ થવા લાગ્યા.

સર્વે કુલાચારો યથાસ્થિત થઇ ગયા. પોતાના બાળકની કોઇ અદલબદલ ન કરી જાય, માટે યુવરાજ સિંહદત્ત દેવગૃહની સામેજ એક આસન મૂકાવી બેસી રહ્યો. પણ બાળકોની અદલબદલ તો તે પહેલાંજ થઈ ગઈ હતી. અત્યારે ચૈતન્ય જે તેનો જાની દોસ્ત થઇ તેની પાસે બેઠો હતો તેણેજ કપટ કર્યું હતું, એ વાતને તે શી રીતે જાણી શકે ? વાડ ઉઠીનેજ ચીભડાંને ખાઈ જાય ત્યારે તેની ફરિયાદ કયાં થાય ?

તરતનું ઉપજેલું બાળક એક રાત તે દેવમંદિરમાં રહે તો તેને પિશાચની કે ભૂતની બાધા થતી નથી, એવી તે સમયે માન્યતા હોવાથી જે બાળક ઉપર પોતાનો હક્ક છે, એવું ભવિષ્યમાં માયાવી કહેનાર હતો, તે બાળકને રાજમહેલમાંના દેવગૃહમાં એક રાત રાખવો, એટલા માટે ચૈતન્ય ઘણા દિવસથી એક મહાન્ વ્યુહ રચતો હતો. તે તેની ઈચ્છા સફળ થઈ. પોતે માયાવીને છેતર્યો છે, એવો વિચાર વારંવાર તેના મનમાં આવવાથી તેનો અતિશય આનંદ થતો હતો.



## પ્રકરણ ૩૯ મું.



### સરદાર સામંતસિંહ !

અવન્તિ નગરીમાં એક મોટા રાજમાર્ગ ઉપર આવેલા ભવ્ય મકાનમાં એક ગૃહસ્થ રહેતો હતો. તેનું નામ સરદાર સામંતસિંહ હતું. લોકો તેને સરદાર સામંત એવા ટુંકા નામથીજ ઓળખતા હતા. તેની ઉમર આ વખતે લગભગ ૪૦—૪૫ વર્ષની હતી. પહેલાં તેનું શરીર દેખાવડું, મજબૂત અને બળવાન્ હતું, પણ દારૂની લત

અને શરીરને હાનિ પહોંચાડનારી મોજમજાહમાં મશગુલ થવાથી અત્યારે તેના શરીરની બહુજ દુર્દશા થઇ ગઇ હતી. અત્યારે તે શરીરે દુબળો પાતળો હતો. તેના નેત્રોમાં તેજસ્વીપણાનું તો નામ પણ નહોતું. તેની મુખમુદ્રા ઉગ્ર અને ભયાનક દેખાતી હતી. ખરી રીતે જોતાં શિષ્ટાચારે તેની પાસેથી રજા લીધી હતી. તેના આચાર વિચારો બહુધા ગામડીયાના જેવા હતા. તેના બોલવા ચાલવાની ઢબ-છબમાં અસભ્યતા જણાતી હતી. પોતાના દોષોને ઢાંકવા માટે તે પોતે બહુજ સરળ અને સીધો સાદો હોવાનું ડોળ ઘાલતો હતો. દરબારી રીતિ રીવાજોમાં પોલંપોલ અને લુચ્ચાઇ છે, તેથી તે તેને પસંદ નથી, એમ તે કહી બતાવતો. તેણે પહેલાં બહુ મુસાફરી કરી હતી. મુસાફરીમાં બનેલા ઘણા બનાવોની હકીકત તે કહી બતાવતો તેથી લોકોને મજા પડતી. તે બીજા લોકોને ઘણીવાર મિજબાનીઓ આપતો. જુગાર પણ બહુ રમતો. તેથી વ્યસની અને બાપની મેળવેલી મિલકત ઉપર મોજ મજાહ મારનારા નવલશાહ હીરજી જેવા લોકોમાં તેની બહુજ નામના હતી.

મધુરી પ્રસૂત થઇ ગયા પછી બાળકોની અદલબદલ કરવામાં પૂરેપૂરી મદદ કરેલી હોવાથી વિલાસવતીને માટેજ એક દિવસે ખાસ કરીને ચૈતન્યે તે સરદાર સામંતની ઓળખાણ કરી લીધી.

મધુરી પ્રસૂતકાર્યમાંથી મુક્ત થઇ ગએલી હોવાથી હવે વિલાસવતીની તેની પાસે જરૂર નહોતી. તેણીને માટે વર જોઇ રાખવાનું વચન ચૈતન્યે તેને આપ્યું હતું. તેને માટે એવો વર જોઇતો હતો કે, તે વિલાસવતીના વિલાસી વર્તન તરફ બિલકુલ લક્ષજ ન આપે. એટલા માટેજ તેને માટે ફક્ત નામધારી વર જોઇતો હતો. ચૈતન્યે સરદાર સામંતની સાથે ઓળખાણ કરી લીધા પછી તેની સાથે મિત્રતા પણ કરી લીધી હતી. જલદીજ તેમનો સોદો પતી ગયો.

ઘણું દ્રવ્ય લઇ સરદાર સામંતે વિલાસવતીની સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું. મધુરી પ્રસૂતા થયા પછી એક મહિના બાદ સરદાર સામંત અને વિલાસવતીનાં લગ્ન થઇ ગયાં. આ કાર્યને લગ્ન કહેવાં કે નહીં? એ કંઈ બહુ અગત્યનો સવાલ નથી તો પણ લોકાચાર પ્રમાણે અમે તે કાર્યને લગ્નજ કહીશું. આ લગ્ન થઇ ગયા પછી તે પતિ પત્ની દાંપત્યનું ખોટું ડોળ ધારણ કરી અવન્તિનગરીથી એક દૂરના ગામડે જઇ રહ્યાં હતાં. કેટલાક દિવસો આ પ્રમાણે અજ્ઞાતવાસમાં રહ્યા પછી વિલાસવતી પ્રસૂતા થઇ. પરંતુ ચૈતન્યના સમાગમથી ઉત્પન્ન થએલું બાળક પૂરો એક દિવસ પણ જીવતું રહ્યું નહીં. કેટલાક દિવસે–વિલાસવતીના શરીરમાં સારી રીતે શક્તિ આવ્યા પછી પોતાના નામધારી પતિની સાથે તે પાછી અવન્તિનગરીમાં આવી. આવી રીતે પોતાની અપકીર્તિ ન કરાવતાં તેણીએ પોતાના દુષ્કર્મની ઉપર ઢાંક પિછોડો નાંખી દીધો.

આ જગ્યોએ અમારા વાંચકો શંકા કરી શકે તેમ છે કે, વિલાસવતીએ જો પોતાનું કાળું કૃત્ય આવી રીતે છુપાવ્યું તો પછી ચૈતન્યે તેના માટે વર જોવાની ખટપટ શા માટે કરી? તેના સમાધાનમાં એટલુંજ કહેવું બસ થશે કે, વિલાસવતીની ચેતન્યને જરૂર અને ચાહના પણ હતી. ચૈતન્યના જીવનનું છુપું રહસ્ય તે જાણતી હતી. ચૈતન્યે બાળકોની અદલબદલ કરાવી, તે તેના કપટની વાર્તા પણ તેનાથી છાની નહોતી. ઉપરાંત તે યુવાન્ હોવા સાથે રૂપવાન્ પણ હતી. તેનો પ્રેમ ચૈતન્યની ઉપર હતો. ચૈતન્યની સુખ લાલસા અને કામવાસના અતિશય પ્રબળ હોવાથી તે મધુરી કરતાં વિલાસવતીને વધારે ચાહતો હતો. મધુરી સીધી અને સરળ તેમજ સદાચારિણી–પવિત્ર હતી, તેથી ચૈતન્યને તેના તરફથી જરા ભય પણ લાગતો હતો. ચૈતન્યને પોતાનું ચિત્ત ખુલ્લું કરવા કોઇ માણસની જરૂર હતી. વાતનો વિસામો તેને

જોઇતો હતો. વિલાસવતી શિવાય બીજું યોગ્ય માણુસ તેને ક્યાંથી મળી શકે તેમ હતું વારૂ ? અસ્તુ.

અમારી વાર્તાનો આરંભ થયા પછી લગભગ સવા વર્ષે સરદાર સામંત અને તેની સ્ત્રીની સ્થિતિ ઉપર પ્રમાણેની હતી. અત્યારે અમે જે દિવસની હકીકત લખીએ છીએ તે દિવસે વિલાસવતી એક પ્રશસ્ત દિવાનખાનામાં બેઠી હતી. તેની આગળ એક પેટીમાં હીરા-મોતીના પુષ્કળ દાગીનાઓ પડ્યા હતા. ચૈતન્યે થોડાજ દિવસ પહેલાં બક્ષિસ આપેલા અલંકારો તે અત્યંત આનંદ અને શાંતિથી જોઈ રહી હતી એટલામાં તેની એક દાસી ત્યાં આવી પહોંચી. તે દાસીની મુખમુદ્રા ગભરાયેલી લાગતી હતી. તે શા માટે ગભરાઇ હશે વારૂ ?

## પ્રકરણ ૪૦ મું.

### સરદાર સામંતનું જીવનવૃત્તાંત.

અવન્તિનગરીના સરદાર સામંતસિંહનું જીવનવૃત્તાંત બહુજ વિચિત્રતાથી ભરપૂર હોવા સબબે તે નીચે આપવામાં આવે છે.

આ સરદાર જ્યારે ઘણોજ નાનો હતો ત્યારે તેનાં માતા-પિતા મરણ પામ્યાં હતાં. તેના પાલન-પોષણનો ભાર તેના કાકાની ઉપર પડ્યો હતો. સરદાર સામંતના પિતાએ અપાર સંપત્તિ સંપાદન કરી રાખી હતી. પોતાના પોષણ માટે પોતાના કાકાના મોં તરફ જોઇને બેસી રહેવું પડે તેમ નહોતું. તેના કાકાની પાસે પણ સારી રીતે દ્રવ્ય હોવાથી રાજદરબારમાં પણ તેનો માન મરતબો બહુ સારો હતો. એ કાકાએ સામંતનુ ઘણી સારી રીતે પોતાના પેટના પુત્ર પ્રમાણે પાલન પોષણ કર્યું અને તેને વિદ્યા પણ સારી રીતે શીખવી હતી. એટલું કરીને પણ મરણ પામતી વખતે પોતાના ભાઇએ પોતાના પુત્ર એટલે

સામંતને માટે જે સંપત્તિ રાખી મૂકી હતી તેમાંથી એક પઇ પણ ખર્ચ ન કરતાં તે ભલા સજ્જન ગૃહસ્થે તેમાં વધારોજ કર્યો હતો. સામંત ઉમ્મર લાયક થતાંજ તેના કાકાએ ચાર માણસો બોલાવી તેઓ સમક્ષ તેની તમામ માલમિલકત તેને સોંપી દીધી. સામંત પણ પોતાની સંપત્તિનો આનંદથી ઉપભોગ લેવા લાગ્યો. થોડાજ વર્ષોના અવધિમાં તેનો કાકો નિઃસંતાન મરણ પામવાથી તે પોતાની તમામ માલમિલકત પોતાના ભત્રીજાનેજ આપી ગયો. તેના ડાહ્યા અને શુભેચ્છક કાકાએ પોતાની તમામ માલમિલકત તેને આપી ખરી પણ તે માલમિલકતમાંથી થતી ઉત્પન્નનોજ તે માલેક હતો. ધીરધારનું બ્યાજ અને ખેતરોની વાર્ષિક ઉત્પન્ન એટલોજ ભાગ તેને મળે, એવી તેણે-તેના કાકાએ ગોઠવણ કરી હતી. તેમજ બીજી માલ-મિલકત સામંતના સૌથી નાના પુત્રને તેનો કાકો આપી ગયો હતો. સામંતને જો એકજ પુત્ર થાય તો તમામ માલમિલકત ધર્માદામાં સામંતે પોતાની મરજી મુજબ પોતાના નામે વાપરવી. પણ સામંતને એક કરતાં વધારે પુત્ર થાય તો જે સૌથી નાનો પુત્ર હોય તેને પોતાની સર્વ સંપત્તિ મળે અને તેણે સદૈવ પોતાનું શ્રાદ્ધ કરવું, એવી ગોઠવણ કરી રાખી હતી. સરદાર ઉમ્મર લાયક થયો અને તેનો કાકો મરણ પામ્યો. ત્યાર પછી તેને મુસાફરી કરવાની પ્રબળ આકાંક્ષા થઇ આવી. તે સમયમાં મુસાફરી કરવી એ એક મહાન મુશીબતોથી ભરેલું કામ હતું.

ભારતવર્ષમાં તે સમયે ન્હાનાં ન્હાનાં રાજ્યો ઘણાં હતાં. એક રાજ્યનાં માણસો બીજા રાજ્યમાં જઇ લુટ-ફાટ કરતાં અને પાછાં પોતાના રાજ્યમાં આવી ભરાઇ જતાં. એવી રીત હમેશાં ચાલ્યા કરતી. સ્થાનિક પ્રજાની એવી દશા હતી તો પછી બિચારા મુસાફરો શા હિસાબમાં ? લાંબેની મુસાફરી કરી કોઇ માણસ પાછો સુખરૂપ પોતાને ઘેર આવતો ત્યારે બીજા લોકો તેનો ફરીથી જન્મ થયો,

એમ માનતા. પહેલાંના સમયમાં મુસાફરી કેવી કષ્ટદાયક હતી, તેનાં સ્મારકો હજુ પણ દ્રગોચર થાય છે. અત્યારે મુસાફરી કરવાનાં સાધનો બહુજ સારાં છે છતાં પણ જ્યારે લોકો કાશીની યાત્રાએ જવા નિકળે છે ત્યારે પોતાનાં સર્વે સગાં સંબંધીઓની રજા લે છે. આ સમયમાં તેવો એક રીવાજજ પડી ગયો છે. તે સમયે દેશનો વેપાર-ધંધો પરદેશ સાથે બહુજ ઓછો થતો હોવાથી મુસાફરીમાં પોતાના ખર્ચ માટે જોઇતું દ્રવ્ય પોતાની સાથેજ લઈ જવું પડતું. તેથી “ ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે ” એવી એક કહેવત પડી ગઈ છે.

સરદાર સામંત જ્યારે મુસાફરીએ નિકળ્યો ત્યારે તેણે રસ્તાના ખર્ચ માટે કેટલાંક બહુ મૂલ્ય રત્નો પોતાની સાથેજ લઇ લીધાં હતાં. તે રત્નો તેણે પોતાના શરીરનાં વસ્ત્રોમાં એવી રીતે છુપાવી રાખ્યાં હતાં કે તેની પાસે રત્નો છે, એવી કોઇને કદાપિ પણ શંકા ન આવી શકે. તે રત્નોની કિંમત ઉપર પોતે ચાર વર્ષ સુધી નિભાવ કરી શકશે એવી તેને ખાત્રી હતી.

એવી રીતની અનેક તૈયારીઓ કરી તે મુસાફરીએ નિકળી ગયો. આજે તે વાતને લગભગ બાર વર્ષ થવા આવ્યાં હતાં. એટલી મુદત દરમિયાન તેના સંબંધમાં સારી કે નરસી કંઇ પણ વાત કે ખબર સાંભળવામાં આવી નહી, એટલા માટે શાસ્ત્રાધાર મુજબ જે મનુષ્યનો બાર વર્ષ સુધી પત્તો ન લાગે તે મનુષ્ય મરણ પામી ગયો, એમ માની તેની તમામ માલમિલકતની માલેકી રાજાએ લઇ લેવી. આ નિયમનો અમલ કરવા માટે હિલચાલ શરૂ થઇ ગઈ. બાર વર્ષ પૂરાં થઈ ગયાં અને સરદાર સામંતની તમામ માલમિલકત પણ રાજાના ખજાનામાં જમે થઈ ગઇ. પરંતુ ધર્મશાસ્ત્રની બીજી આજ્ઞા એવી છે કે જો માણસ ભર જુવાનીમાં કોઇ પણ મુસાફરીએ ગયો હોય તો તેની ચોવીસ વર્ષ સુધી વાટ જોવી. એટલી મુદતમાં જો તે

પાછો ન આવે તોજ તે મરી ગયો છે, એમ માનવું. એ કારણથી અવન્તિનગરીના મહારાજાધિરાજે એવી આજ્ઞા કરી હતી કે બીજાં બાર વર્ષની અંદર સરદાર સામંત પાછો આવે અને તેની ઓળખ પૂરેપૂરી પડે તો તેને તેની તમામ માલમિલકત પાછી સોંપી દેવી.

સરદાર સામંતને અવન્તિનગરીમાંથી ચાલી ગયે બાર વર્ષ પૂરાં થઇ ગયાં અને તેરમા વર્ષના કેટલાક મહિના વ્યતીત થયા બાદ તે અવન્તિનગરીમાં પાછો આવ્યો; પણ તેને પૂરેપૂરો ઓળખવા–તે પોતેજ ખરો સરદાર સામંત છે એમ નક્કી કરવા–માટે બહુજ પંચાત થઇ પડી. બાર વર્ષ જેટલા સમયની મુસાફરીની મુશીબતોને લીધે અને તેના શરીરની અસ્વસ્થતાને લીધે તેના રૂપરંગમાં કેટલોક ફેરફાર થઇ ગયો છે, એમ તેના જાણીતા–ઓળખીતા માણસોને પણ લાગ્યા વિના રહ્યું નહીં. જ્યારે તે અવન્તિનગરીમાંથી મુસાફરીએ નિકળ્યો હતો ત્યારે તે ભરજુવાનીમાં હતો, અને શરીરે મજબુત તેમજ આનંદી દેખાતો હતો; પણ બાર વર્ષ પછી જ્યારે તે પાછો આવ્યો ત્યારે મધ્યમ વયનો ગાલ બેસી ગએલો, દુબળો પાતળો અને ચિંતાગ્રસ્ત થઈ ગયા જેવો દેખાતો હતો.

અવન્તિનગરીમાં આવતાંજ તે પોતાના પહેલાંની ઓળખાણવાળા જાણીતા માણસોને મળ્યો. પછી તેણે સરકારમાં અરજી કરી પોતાની માલમિલકત પાછી મળવા પ્રાર્થના કરી. મહારાજાધિરાજે તેની મિલકત ઉપર નીમેલા અધિકારીઓએ પણ તે ખરો સરદાર સામંત છે કે નહિ ? તે બાબતમાં પોતાથી બનતી દરેક તપાસ કરી અને સરદાર સામંતે પણ પોતેજ ખરો સરદાર સામંત છે, એ બિના પુરવાર કરી આપી. તેણે પહેલાં પોતે જ્યારે અવન્તિનગરીમાં હતો ત્યારે બનેલી વાતો બહુજ બારીકીથી કહી. પોતાની માલમિલકતની પૂરેપૂરી વિગત અને પોતાના કુળમાંના કેટલાક કુટુંબી માણસોની

હકીકત—ખાત્રી થાય તેની રીતે કહી; ઉપરાંત મુસાફરીએ જતી વખતે તેણે કેટલાંક રત્નો પોતાની સાથે લીધાં હતાં તેમાંથી બચેલાં થોડાંક રત્નો હાજર કર્યાં અને જે વેપારીઓની પાસેથી તે રત્નો તેણે વેચાતાં લીધાં હતાં તેમની સાક્ષીઓ પણ આપી. તેના સુભાગ્યે તેને રત્નો વેચાતાં આપનારા ઝવેરીઓ પણ અત્યાર સુધી જીવતા હતા. તેઓએ સાક્ષી આપી કે, અત્યારે જે રત્નો સરદાર સામંતસિંહ હાજર કરે છે, તે રત્નો અમેજ તેને વેચાતાં આપ્યાં હતાં. તેણે પોતાની મુસાફરીમાં બનેલા બનાવોનું બારીકાઇથી વર્ણન કરી કહ્યું કે—" પોતે તદ્દન નિરપરાધી છતાં બંગદેશના રાજાએ કોઈ રાજ્યવિરૂદ્ધ અપરાધ મારા ઉપર લગાડી મને કારાગૃહમાં પૂર્યો હતો. એ કારણથી પોતે પાછો આવવા તો શું પણ કોઈની સાથે પત્રવ્યવહાર કરવા પણ અસમર્થ હતો. ત્યાર પછી પોતે જે વખતે મુસાફરીએ ગયો હતો તે વખતે તેના જે નોકર ચાકરો હતા તેઓએ અને કેટલાક નાગરિકોએ એવી સાક્ષી આપી કે, અત્યારે જો કે સરદાર સામંતસિંહના રૂપરંગ અને મુખમુદ્રામાં ઘણો ફેરફાર થઇ ગયો છે ખરો, છતાં પણ કોઇ કાળે ન બદલાઇ શકે તેવાં જે કંઇ લક્ષણો તેના શરીરમાં છે, તે ઉપરથી અમે કહીએ છીએ કે, એ પોતેજ આપણી અવન્તિનગરીના સરદાર સામંતસિંહજ છે એવી અમારી ખાત્રી છે—વિશ્વાસ છે.

એવી રીતે અનેક ઓળખાણો મળ્યા પછી તેને તેની જે માલમિલકત સરકારમાં જમે થઇ હતી તે પાછી સોંપાઇ. એ વાતને આજે ચાર વર્ષ થઇ ગયાં છે.

પોતાની તમામ માલમિલકત હાથમાં આવતાંજ તેણે મોજમજાહ ઉડાવવાની પણ શરૂઆત કરી દીધી. **समानशीलं व्यसनेषु सख्यम् ।** એ ન્યાયે તેના જેવાજ વંઠી ગયેલા બીજા માણસોની નાનકડી ફોજ તેની આસપાસ ભેગી થઇ ગઇ. તેણે માલમિલકત

હાથમાં આવતાંજ ઇમાનદાર અને પ્રમાણિક એવા જે જુના નોકરો હતા તેઓને રજા આપી દીધી અને જેઓ પોતે ગમે તેમ કરે છતાં પોતાની વિરૂદ્ધમાં ન બોલે અને હાજી હા કર્યા કરે એવા નિમકહરામ નોકરો તેણે પોતાની નોકરીમાં રાખ્યા. તેના મિત્રમંડળમાં ભૂખડી બારસ જેવા ફક્ત નામધારી સરદારો, દારૂડીઆઓ અને જુગારીઓનો વધારો પુષ્કળ હતો. ધીમે ધીમે તે મિત્રો પોતાથી બનતા પ્રયત્નો કરી તેને છેતરવાની ગોઠવણો કરતા હતા અને વખત આવે સારી પેઠે તેની પાસેથી દ્રવ્ય ઓકાવી લેતા. આવા આવા હિતશત્રુ—નીચ મિત્રોની સોબતથી તેણે ત્રણ વર્ષમાંજ પોતાની અપાર સંપત્તિ ઠેકાણે કરી નાંખી અને તે ભૂખ-કંગાલ જેવો થઇ ગયો. એવી સ્થિતિમાં તેને ફોલી ખાનારા મિત્રો તેની પાસે રહેજ શા માટે? તે તો મધપુડાની માંખીઓ જેવા હતા. મધ થઇ રહેતાંજ તેઓ કોણ જાણે ક્યાંએ ઉડી જઇ અલોપ થઇ ગયા!

દરિદ્રાવસ્થામાં આવતાંજ મોજમજાના મદમાં મદમસ્ત બનેલી તેની આંખો ઉઘડી અને તેને કંઇક પશ્ચાત્તાપ પણ થયો ખરો! પોતે જેઓને મિત્ર સમજતો હતો તેઓએ પોતાનેજ ડુબાવી દીધો—પોતાને બહિષ્કાર કર્યો—એ વાત જાણતાંજ તેને બહુ ખોટું લાગ્યું. તેને સાચા મિત્રો અને વિશ્વાસુ—ઇમાનદાર નોકરોની કિંમત જણાઇ; પણ તે એવે વખતે કે—જ્યારે તે દરિદ્રતાને પામ્યો ત્યારેજ!



## પ્રકરણ ૪૧ મું.

### અણગમતો મેમાન.

વિલાસવતીની દાસી તેની પાસે ગભરાઇને આવી. તેને જોતાંજ તેના મનમાં પણ ધ્રાસ્કો પડયો. તે પણ જરા ગુંચવાઇ અને ગભ-

રાઈ. શું હકીકત છે તે જાણવા તેણે અત્યંત ઉત્સુકતાથી પોતાની દાસીને પૂછ્યું ત્યારે તે બોલીઃ—“ બા સાહેબ ! મોટા દિવાનખાનામાં એક બહુજ અજાયબી ઉત્પન્ન કરાવે તેવો ભયંકર માણસ આવી બેઠો છે. તે કહે છે કે મારે તમને મળવું છે—તમને મળ્યા વિના તે રહેવાનો નથી. ”

વિલાસવતીને લાગ્યું કે, પોતાનો ભાઇ સત્યસિંહજ કદાચ પોતાને મળવા આવ્યો હશે. તેણે દાસીને પૂછ્યું—“ તું આ શું કહે છે ? શું કોઇ માણસ મનેજ મળવા આવ્યો છે ? વારૂ, પણ તે માણસ દેખાવમાં કેવોક છે ? એ પહેલાં મને કહી સંભળાવ ! ”

“ તે ઠીંગણો, હૃષ્ટપુષ્ટ અને બેસી ગએલા નાકવાળો છે. તેને જોતાંજ ચિંતા, ગ્લાની અને ભય ઉપજે તેવો છે. ” દાસીએ કહ્યું.

આ વર્ણન ઉપરથી પોતાને મળવા આવનાર પોતાનો ભાઈ નથી, એવી ખાત્રી વિલાસવતીને તરતજ થઈ તેથી તેને જરા ઠીક લાગ્યું. પછી તે બોલી—“ એવા કોઈ પણ માણસને હું ઓળખતીજ નથી અને તેનું મારી પાસે કંઈ કામ હોય તે પણ તદ્દન અસંભવિત છે. આ બાબતમાં તેની કંઈ પણ ગેરસમજ થઇ ગઇ હોય એમ લાગે છે. ”

“ હા. આ બાબતમાં ગેરસમજજ થયેલી હોવી જોઇએ. તે પહેલાં જ્યારે દેવડી ઉપર આવ્યો ત્યારે સરદાર સાહેબ અંદર નથી, એવું પહેરેગીરે ઘણી વાર કહ્યું છતાં પણ તેનું કંઇએ ન સાંભળતાં એકદમ જબરદસ્તીએ અંદર દાખલ થઈ તે મોટા દિવાનખાનામાં આવી બેઠો છે. તેની પાછળ પાછળ પહેરેગીર પણ આવ્યો. તે વખતે તે અણગમતો માણસ બોલ્યો—“ જ્યાં સુધી તમારો માલેક અહિં નહિ આવે ત્યાં સુધી હું અહીંથી કયાંએ પણ જવાનો નથી. તેની વાટ જોતોજ હું અહીં બેસી રહીશ. મને ભૂખ લાગી છે

કંઈક ખાવાનું અને પીવાને માટે થોડું મદ્ય લાવી આપો." પહેરેગીરને તેનું આ ભાષણ બહુજ ચમત્કારિક લાગ્યું તેથી બિચારો તે પહેરેગીર ગભરાઇ જઈ વિચારમાં પડી ગયો. તેને વિચારમાં પડી ગયેલો જોતાંજ તે મુઆએ તેને ગાળો દીધી બા! હું તેજ માર્ગે આ તરફ આવતી હતી ત્યારે તેના અપશબ્દો મારે કાને પડયા તેથી હું દિવાનખાનામાં ગઈ તે વખતે પહેરેગીરે મને તેની તમામ હકીકત કહી સંભળાવી."

"વાતને બહુ લંબાવી લંબાવી કહેવાની તને બહુજ ખરાબ ટેવ છે. બે ચાર નોકરોને ભેગા કરી તે પીટયાને ધક્કા મારી હાંકી કાઢ, એટલે થયું!"

"બાઈ સાહેબ! કહેવું ઘણુંજ સહેલું છે પણ કરવું બહુ કઠણ છે. તેના હાથમાં એક જબરદસ્ત સોટો છે. એટલુંજ નહિ પણ કમરે તલવાર અને બીજા હાથમાં તમંચો છે, એવી મને પાકી ખાત્રી છે."

"તેણે મારી બાબતમાં ચોકસી કરી કે?"

"હા બા! તે પીટયાને જ્યારે મેં કહ્યું કે, આવી રીતે જબરદસ્તી કરી મોટા લોકોના ઘરમાં પેસવાની જરૂર નથી અને આ વાત જ્યારે અમારાં બા સાહેબ જાણશે ત્યારે તમને હાંકી–ધક્કા મારી–બહાર કાઢી મૂકશે. તેમાં શું તમારૂં માન રહેશે? ત્યારે તે બોલ્યો કે, "ઠીક છે ઠીક! લાગે છે કે, હવે તારા સરદાર સાહેબે લગ્ન કર્યું છે ખરૂં? ચાલો, એ પણ એક રીતે ઠીકજ થયું. જ્યારે એમજ છે ત્યારે પ્રથમ મારે સરદાર સાહેબની બીનીજ મુલાકાત લેવી." એમ કહી તે બેવકૂફીથી દાંત કાઢી ખડખડ હસવા પણ લાગ્યો."

"જે વાત થોડાજ શબ્દોમાં કહી શકાય તે ઘણાજ વધારે શબ્દોમાં વિસ્તારીને કહેવાની તને બહુ ખરાબ આદત છે. હશે, તે

ભૂત જેવો મૂર્ખ માણસ કોણ છે, તે એક વાર મારે જોવુંજ જોઇએ."

આવો ચમત્કારિક માણસ કોણ છે, ક્યાંનો હશે અને તેને મારી સાથે શું કામ હશે, તે જોવા જાણવા માટે વિલાસવતીના મનમાં પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઈ. તે પોતાના ધણીનો કોઇક વ્યસની મિત્ર હશે, તેથી તેણે આટલી બેહદ છુટ લીધી હશે, એ વિચાર પણ તેના મનમાં આવ્યા વિના રહ્યો નહિ. તે પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવા પોતાની દાસી સાથે અન્તર્ગૃહમાંથી બહાર આવી અને મોટા દિવાનખાનાનો અંદરનો દરવાજો ઉઘાડી ત્યાંથી ડોકાઇને દિવાનખાનામાં જોવા લાગી. તે આગંતુક મનુષ્યની ઉમ્મર લગભગ ૪૦ વર્ષની હશે, અને તેના પોશાક ઉપરથી તે તદ્દન દરિદ્રી હોવો જોઇએ, એ વિલાસવતીને જણાઇ આવ્યું. તેના સ્વરૂપનું વર્ણન દાસીએ કર્યું હતું તે તદ્દન બરાબર હતું.

પોતાની લાંબી મૂંછ ઉપર હાથ ફેરવતો ફેરવતો તે મનુષ્ય જ્યાં બેઠો હતો ત્યાંથીજ વિલાસવતી તરફ જોઇ ઉદ્ધતપણે બોલ્યો— "કહો જોઇએ કે તમો પોતેજ સરદાર સામંતનાં ધણીયાણી છો કેમ ખરૂં કે નહિ ?"

"હા. પણ તમારે અહીં શું કામ છે ? તમે કોણ છો ?" વિલાસવતીએ શાન્તિથી તેને પૂછ્યું.

"હું કોણ છું. તે એટલામાંજ હું કંઇ કહી શકું તેમ નથી. હું તમારા પતિનો મિત્ર છું કે શત્રુ છું તે સરદાર સાહેબની મુલાકાતને અન્તે જે નક્કી થશે તે ખરૂં ! પણ મને લાગે છે કે, જો તેનામાં અક્કલનો જરાએ છાંટો હશે તો તે મારો મિત્ર થવાનુંજ કબુલ કરશે. આ વાતો તમને કહેવાથી કંઈ પણ ઉપયોગ નથી. સરદાર અને હું જ્યારે એકાન્તમાં વાતચિત કરીશું ત્યારે જે નક્કી થશે તે ખરૂં પણ ત્યાં સુધી તો હું તમારા પતિરાજનો મિત્ર છું—

દિલોજાન દોસ્ત છું એમ તમારે સમજવાનું છે. સરદારણ સાહેબ ! આમ મોં કેમ ફેરવી લ્યો છો–કેમ મરડાઓ છો ? મને જોવાથી તમને ખોટું લાગ્યું હોય, એમ દેખાય છે. તમને હું જેટલો ખરાબ લાગું છું તેટલો તમારા પતિરાજ સરદાર સાહેબને હું અળખામણો લાગવાનો નથી તે નક્કી માની લેજે. અમે એક બીજાને મળ્યા હતા. તેને–તે દોસ્તીને–બહુ વખત થઇ ગયેલો હોવાથી તેઓ મને એકદમ ઓળખશે કે નહિ ? તે હું કંઇ કહી શકતો નથી પણ ઓળખાણ પડતાંજ તમે મને જોઇને જેમ નાકનું ટીચકું સાતમે આસ્માને ચડાવ્યું છે, તેમ તે કરશે નહિ, એવી મને પાકી ખાત્રી છે. પણ તે આવશે ક્યારે તે તો કહો !"

"તારા જેવા ઉદ્ધતને–તને–ધક્કા મારી અહીંથી હાંકી કઢાવવા તેઓ તરતમાંજ પાછા આવશે !" વિલાસવતીએ એકદમ ક્રોધમાંને ક્રોધમાં કહ્યું.

તો પણ તે નવા આવેલા–અણગમતા મેમાને શાન્તિથી કહ્યું કે–"બાઇ સાહેબ, તમે આમ છણકા કરી મારા પ્રત્યે અસભ્યતા દર્શાવો છો, તેમ સરદાર સાહેબ મારા પ્રત્યે જરાએ અસભ્યતા દર્શાવશે નહિ એ તમે તદ્દન ખરૂં માનો ! તમારા જેવી સુંદર સૌંદર્યમય સુંદરીને આવી રીતે કોપ કરવો, એ શોભતું નથી."

આ તેના માર્મિક શબ્દો સાંભળી વિલાસવતીને આવેલો ક્રોધ અમર્યાદિત થઈ ગયો. તે ગુસ્સામાંને ગુસ્સામાં બોલી–"મારા પીટયા ! અહીંથી ચાલ્યો જાય છે કે નહિ ? કે તને મારે નોકરો પાસે ધક્કા મરાવી હાંકી કઢાવવો પડશે."

"અરે સરદારણ સાહેબ ! આટલાં બધાં ગુસ્સે ન થાઓ. ખમા તમને ! હું અહીં આવ્યો છું તે અત્યારે અહીંના સર્વે માણસોને પસંદ નથી માટે હું આ ચાલ્યો; પણ તમે કૃપા કરી તમારા પતિ-

રાજને, અરે સરદાર સાહેબને મારો એટલોજ સંદેશો કહેજે કે, મદનપાળ નામનો તમારો એક જુનો જરીપુરાણો મિત્ર તમને મળવા આવ્યો હતો અને તે પાછો રાત્રે મળવા માટે આવવાનો છે!"

એમ કહી તે નવીન આવેલો માણસ ત્યાંથી ઉઠયો અને એકદમ દરવાજેથી બહાર ચાલ્યો ગયો. એ અણગમતો મેમાન મદનપાળ કોણ હતો?

## પ્રકરણ ૪૨ મું.

### દારૂડિયો ભરથાર.

જ્યારે તે અણગમતો મેમાન દરવાજે થઇ બહાર જતો હતો ત્યારે દેવડી ઉપરના પહેરેગીરે તેને જરા રોકયો અને બોલ્યો—" અરે બેવકુફ ગધેડા! આટલી તારી ખાતર બરદાસી થઈ તે પૂરેપૂરી થઈ લાગતી નથી કે જેથી તું અહીં ફરીને આવવા માગે છે, પણ ઓ કમઅક્કલ! તું નક્કી સમજી રાખજે કે જો તું અમારા માલેકની સામે જઇને ઉભો રહીશ તો ચૌદમા રત્નનો સ્વાદ બરાબર ચાખ્યા વિના રહીશ નહિ."

તે સાંભળીને મદનપાળ શાન્તપણે બોલ્યો—" એમ તને લાગે છે ખરૂં કે? પણ એ તારી મોટી ભૂલ છે, એ તરતમાંજ તારા ધ્યાનમાં આવ્યા વિના નહીં રહે!" એટલુંજ કહી જતાં જતાં પોતાના હાથમાંના સોટાની સ્હેજે તેણે તેને પ્રસાદી આપી અને એક અશ્લીલ ગાયન ગાતો ગાતો તે ચાલ્યો ગયો.

પોતાનો પતિ કયારે આવશે? એ બાબતમાં વિલાસવતીને બહુજ ચટપટ લાગી હતી. મદનપાળનું ઉદ્ધતપણું અને આત્મવિશ્વાસ જોઈ તેને રહી રહીને બહુજ અજાયબી લાગવા માંડી. જો પોતાના

પતિની આવા પાજી માણુસ સાથે મિત્રતા હશે તો તે એ પાજી માણુસના ફરેબમાં બરાબર અને પૂરેપૂરો સપડાએલો હોવો જોઇએ. એમ તેને લાગતું હતું.

સૂર્યાસ્ત થઇ ગયો, અંધકાર પણ થવા આવ્યો અને આખરે દીવા પણ પ્રકટયા છતાં પણ સરદાર સામંત પાછો ઘેર આવ્યો નહિ. એક ઘડી રાત્રી થઇ ગયા પછી સરદાર સામંત પાછો ઘેર આવ્યો. તેણે હદ ઉપરાંત મદ્યપાન કરેલું હોવાથી તે મદ્યની નિશામાં ચકચુર થઈ ગયો હતો. આંખો રાતી થએલી હતી અને બોલવાનું પણ ઠેકાણું નહોતું. એવી સ્થિતિમાં તે વિલાસવતીની પાસે જઈ પહોંચ્યો.

તેને આવી સ્થિતિમાં જોઇ તે કેટલે અંશે શુદ્ધિમાં છે, તે જાણવા માટે વિલાસવતી બોલી—" સાંભળો છો કે ? "

" હા. કેમ છે ? "

" મારે તમને કંઇક પૂછવાનું છે. "

" શું પૂછવાનું છે ? આવી છે મોટી પૂછનારની પૂંછડી નહીં તો ! જાણે કે મારી—મારા શરીરની પોતેજ માલેક હોયની ! ચૂપ રહે મને કંઇ પણ પૂછીશ નહિ ! ખબરદાર ! "

પહેલાંથીજ તે દારૂના નિશામાં ઉન્મત્ત થઇ ગયો હતો. તે ઉપરાંત જુગારમાં પણ તે કેટલુંક દ્રવ્ય હારી આવ્યો હતો. પોતાની પત્ની તે ફક્ત નામનીજ પત્ની છે, એ વિચાર એક સરખો તેના મનમાં આવતો હોવાથી અત્યારે તે બેપરવાહીથી બોલતો હતો પણ પોતાની પત્ની સાથે કજીઓ કરવાથી તેની તરફથી દ્રવ્ય મળશે નહીં, એ વાતનું સ્મરણ થતાંજ તે શાન્તપણે બોલ્યો—" બોલ, બોલ મારા જીગર ! તારે શું પૂછવાનું છે તે. "

" સાંભળો ! તમે જ્યારે અહીં નહોતા ત્યારે તમારો એક મિત્ર અહીં આવ્યો હતો. તે નોકર—ચાકરોની સાથે મારકુટ કરવા લાગ્યો

એટલુંજ નહીં પણ મુવાએ તેમની સામે અપશબ્દો બોલી મારૂં પણ અપમાન કર્યું. એ મને બિલકુલ પસંદ નથી સમજ્યા કે?"

"મારા મિત્રે અહીં આવી તારૂં અપમાન કર્યું, એ તું બોલે છે શું!?" સામંતે જરા આશ્ચર્યચકિત થઈ કહ્યું.

પોતાના ભાષણની પોતાના પતિની ઉપર કંઇ અસર થાય છે કે નહીં તે જોવા માટે તેના તરફ સૂક્ષ્મ નજરે જોઈ તે કહેવા લાગી:— "હા. તમારો એક મિત્ર અહીં આવ્યો હતો. તે દારૂમાં ચકચૂર હોવા સાથે ઉદ્ધત પણ હતો. તે મારી સમક્ષ નહિ બોલવા જેવા અપશબ્દો બોલી ગયો. એટલુંજ નહીં પણ ફરીને અહીં આવી તમારી સાથે ઝઘડો કરવાની તે ધમકી આપી ગયો છે. તે પીટયો હવે તરતમાંજ અહીં આવશે."

"એવો હલકટ અને દારૂડિયો માણસ તે કોણ હશે વારૂ! તેણે પોતાનું નામ કે ગામ બતાવ્યું છે ખરૂં કે?"

"પોતાનું નામ તેણે મદનપાળ જણાવી તે બોલ્યો હતો કે ફક્ત મારૂં નામ સાંભળતાંજ સરદાર સાહેબ મારી તમામ હકીકત જાણી જશે અને મને ઓળખી લેશે."

'મદનપાળ' એ નામ સાંભળતાંજ સામંત એકદમ અજાયબ થઈ ગયા. તેને દારૂનો જે નશો હતો તે એકદમ ઉતરી ગયો. તેની મુખમુદ્રા ભયથી કાળી ઠીકરા જેવી થઇ ગઇ. તેણે ફક્ત બે વાર 'મદનપાળ!' એટલુંજ નામ અસ્પષ્ટપણે ઉચાર્યું.

"હા. શું તેને તમે ઓળખો છો?" વિલાસવતીએ પૂછ્યું.

"હા. કમનશીબ હું તેને સારી રીતે ઓળખું છું ખરો!" તરતજ તેણે પોતાનું ચિત્ત શાન્ત અને સ્થિર કર્યું. ઉછીતી ધીરજ કે હિંમત લાવી તે બોલ્યો—"કંઇ નહીં. તેનાથી તારે જરાએ ભય પામવા જેવું નથી. તેનાથી આપણો એક વાળ પણ વાંકો થશે નહીં

તો પણ તે અહીં આવતાં એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તરતજ એકાન્તમાં મારે તેની મુલાકાત લેવી પડશે. તે ફરીને પાછો આવે તો તેને મોટા દિવાનખાનામાં લાવીને બેસાડવાનું દેવડી ઉપરના પહેરેગીરને કહી આવ. તે આવે ત્યાં સુધી હું અહીંજ બેસી રહીશ, તું તારા કામે લાગ."

વિલાસવતી તે દિવાનખાનામાંથી નીકળી અંતર્ગૃહમાં ગઇ. સામંતે તેને ચાલી ગયેલી જોતાંજ દિવાનખાનાનો દરવાજો એકદમ બંધ કરી લીધો. પછી ત્યાં પડેલા એક આસન ઉપર તે આળોટવા લાગ્યો. 'મદનપાળ' નું નામ સાંભળતાંજ એકાએક તેના ચિત્તમાં એક જાતની ભયંકર ચળવિચળ થવા લાગી હતી. એટલું બધું તે તે નામમાં શું જાદુ હશે કે કોઈ જાતનો છુપો ભેદ હશે? તેની આગળ ઉપર ખબર પડશે. અત્યારે તો કંઈ કહી શકાય તેમ નથી.



## પ્રકરણ ૪૩ મું.



### મદનપાળ અને સામંત.

વિલાસવતી અન્તર્ગૃહમાં ગઈ ખરી પણ તેને ત્યાં કાંઈ પણ ચેન પડયું નહીં. તે આશ્ચર્યમાં નિમગ્ન થઇ ગઇ. મદનપાળનું નામ કાને પડતાંજ પોતાના પતિનો ગભરાટ તેણે પ્રત્યક્ષ જોયેલ હોવાથી પતિના સંબંધમાં તે મદનપાળ કોઈક ભેદ ભરેલી વાત જાણતો હોવો જોઇએ, એમ તેને વહેમ પડયો.

તેઓ બન્નેએ મળી પહેલાં કાંઈક ભયંકર અપરાધ તો નહીં કર્યો હોય ને? આ મદનપાળ પોતાના પતિની પાસેથી પૈસા કઢાવવા તો નહીં આવ્યો હોય ને? કે આ તેમનો કોઈ હલકટ અને લફંગિયો મિત્ર સ્નેહે તેમને મળવા તો નહીં આવ્યો હોય? એવા

એક નહિ પણ અનેક વિચારો તેના મનમાં એક સરખી રીતે ઉત્પાત કરતા હતા. એટલામાં મોટા દરવાજે પહેરેગીર મોટેથી ઘાંટા કાઢતો હતો તે તેના સાંભળવામાં આવ્યું. તે દારૂડીયો મદનપાલ પાછો આવ્યો કે શું ? તે જોવાની તેના મનમાં ઉત્સુકતા ઉત્પન્ન થઈ તેથી તે અંતર્ગૃહમાંથી બહાર આવી તે દેવડી તરફ જવા લાગી. તે મોટા દિવાનખાના સુધી પહોંચી નહિ તેટલામાં તો મદનપાળ પહેરેગીરને ન ગણકારતાં અંદર પેઠો હતો. તેનો અને વિલાસવતીનો મોટા દિવાનખાનાના દરવાજા પાસેજ અચાનક ભેટો થઇ ગયો. મદનપાળે ઉદ્ધતાઇથીજ તેને પૂછ્યું–" કેમ બાઇ સાહેબ ! હજુ તમારા પતિરાજ–મારા મિત્ર સરદાર સાહેબ પાછા આવ્યા છે કે નહિ ? આવ્યા હોય તો મને ઝટપટ તેમની સાથે મેળવી આપો. હું તેમનો દિલોજાન દોસ્ત છું અને તેમના દારૂના ખજાનામાં જે ઉંચામાં ઉંચો દારૂ હોય, તેની ઉપર મારોજ હક્ક છે. કેમ સમજાયું કે નહિ ? "

કિંચિત્ તિરસ્કારથી તે બોલી–" હા. તેઓ અત્યારેજ બહારથી પાછા આવ્યા છે અને તમારીજ વાટ જોઇ બેસી રહ્યા છે. તેમને મળવાની હવે તમને પરવાનગી છે. "

એક બીભત્સ ગાળ કાઢી મદનપાળ બોલ્યો–" શું પરવાનગી ?! જો એમજ છે તો તો હવે તે મારો મિત્ર ખરેખરો સરદાર બની બેઠો છેને શું ! તે છાકટા માણસને મળવા જતાં પણ પરવાનગીની જરૂર પડે છે. મારૂં બેટું અજાયબી તો ખરીજ ! "

તેના બીભત્સ શબ્દ સાંભળી વિલાસવતીના શરીરમાં રૂંવે રૂંવે અગ્નિ પ્રકટી નિકળ્યો. ક્રોધથી તેનું શરીર થરથર કાંપવા લાગ્યું. તેની મુખમુદ્રા અને આંખો લાલચોળ થઇ ગયાં. તે બોલી–" આ તે કેવી ઉદ્ધતાઇ ! મારે ઘેર આવીને મારીજ સમક્ષ આવું બીભત્સ ભાષણ ! કેવી અજાયબી ! "

એટલામાં દિવાનખાનું ઉઘડયું અને સામંત ત્યાં આવી પહોંચ્યો. તેને ઉદ્દેશી વિલાસવતી બોલી—" તમારો આ હલકટ મિત્ર કંઇ પણ વાંધા કે વચકા વિના નિઃશંક થઇ ઘરમાં પેઠો છે અને ઘરની માલકણને પણ અપશબ્દો સંભળાવે છે, એ તમને શું સારૂં લાગે છે ? મારૂં આવું અપમાન થતું તમારાથી કેમ સહન થઇ શકે છે ? એ બાબતમાં મને બહુજ નવાઇ લાગે છે અને ઘણોજ અફસોસ થાય છે."

પોતાના તે મદનપાળ નામક મિત્રનો પરમ પ્રેમપૂર્વક હાથ પકડી સામંત બોલ્યો—" આ મારો દિલોજાન દોસ્ત મદનપાળ જરા જક્કી છે. તે દરબારના રીતરિવાજ જાણતો નથી તેથી કંઇને કંઇ બોલી જાય છે એટલુંજ. તારૂં અપમાન કરવાનું ખરેખર તેના મનમાં નથી, એવી મને ખાત્રી છે." પછી તેણે પોતાના મિત્રને કહ્યું—" મારા દિલોજાન દોસ્ત ! આવ, આવ ! ઘણા દિવસે તને જોવાથી મને ઘણોજ આનંદ થાય છે."

વિલાસવતી તરફ તુચ્છતાથી જોઇ મદનપાળ કહેવા લાગ્યો— " મને એ બાબતમાં પાકી અને પૂરેપૂરી ખાત્રી હતી કે મને જોઇ તને આનંદ થશેજ. તારી આ ગોરી ગોરી બાયડી મને ગાળો દે છે. પણ હું તને ખરેખરૂં કહું છું કે હું જો એને બચ્ચી કરી એનું મોઢુંજ બંદ કરી નાંખત તો એ શું કરવાની હતી ?"

" મદન ! જવા દે. મહેરબાની કરી આવું આવું કંઇ પણ બોલીશ નહિ. સમજ્યોને ?" સામંતે દીનસ્વરે કહ્યું.

આ સમયે વિલાસવતીને ઉપજેલા ક્રોધની સીમા રહી નહિ. તે બૂમ પાડીને બોલી—" હું આ ઘરમાં સુખે રહું એવી તમારી ઇચ્છા હોય તો આવા હલકટ અને દારૂડિયા માણસો અહીં આવવાજ ન જોઇએ. તમારી પોતાની સમક્ષ આવી નિર્લજ્જતાનું ભાષણ થાય છે અને તે પણ તમે શાંત ચિત્તે સાંભળી રહ્યા છો, એટલુંજ નહિ

પણ ઉલટું તમે તેની સામે ગરીબ ગાય જેવા થઈ ગયા છો તેનું કારણ શું ? તે ભેદ—તમારો છુપો ભેદ—મારે જાણવોજ જોઇએ."

"ચાલ, ચાલ, ચાલતી થા. તું તારે રસ્તે પડ ! લાજવાળી ન જોઇ હોય તો ! અહીં તું શું ઝખમારવા આવી હતી ? આ મારો મિત્ર પોતે ચાલી ચલાવીને તારા ઓરડામાં આવી તારી સાથે વાતચિત કરતો નહોતો. તું પોતેજ નિર્લજ્જપણે પારકા પુરૂષ સાથે વાતચિત કરવા એકદમ આગળ આવી, એ તારોજ અપરાધ છે. આ બાબતમાં પહેલાં તારીજ ખોડ કાઢવી જોઇએ."

સામંતને છેલ્લે પાટલે બેઠેલો જોઈ, હવે અહીં રહેવામાં શોભા નથી, એવો વિચાર કરી તે ત્યાંથી ચાલી ગઇ. સામંત દરવાજો બંધ કરવા ગયો ત્યારે મદનપાળે ઉચ્ચારેલા નીચેના શબ્દો જતાં જતાં વિલાસવતીને સંભળાયા. "અરે એ સરદાર—શું તે પહેલાંનું તારૂં નામ ? આમ જો, આ તારી ઉદ્ધત બાયડીની ખોડ ભૂલાવી દેવી જોઇએ."

અંતર્ગૃહમાં જતાંજ વિલાસવતીએ પોતાની દાસીને હાંક મારી અને મદનપાળ ચાલ્યો જાય, એટલે તેની ખબર પોતાને આપવા તેને હુકમ કર્યો.

બે ઘડી પછી તે દાસી તેની પાસે આવી. તેને ઉતાવળે ઉતાવળે તેણીએ પૂછ્યું કે, "કેમ અલી ! પેલો ગયો કે ?"

"નહિ બા સાહેબ. પણ સરદાર સાહેબ પોતેજ તમને ત્યાં બોલાવે છે." દાસીએ કહ્યું.

"તેમને કહે કે જો જરૂર હોય તો તેઓ પોતેજ અહીં આવી મને મળી જાય. હું કંઈ ત્યાં આવવાની નથી."

દાસી ચાલી ગઈ. થોડીજ વાર પછી સરદાર સામંત પોતે તેની પાસે આવ્યો. તેને જોતાંજ જરા ગુસ્સાથી તે કહેવા લાગી:—

" તમારો અને મારો સંબંધ અંદરથી ગમે તેવો હોય છતાં પણ દુનિયાની નજરે હું તમારી ધર્મપત્ની છું. એટલા માટે તમે આવા માણસોને ઘરમાં આવવા દો અને તેનાજ તરફથી તમારૂં અને મારૂં અપમાન થાય, એ સારૂં નહિ. તે પીટયો ગમે તેમ બકે છે અને તમે તે સાંભળી રહો છો, એટલુંજ નહિ પણ તે તમારો ધણી અને તમે તેના ચાકર, એવી રીતે તેની સાથે વર્તો છો. તે મુઓ પણ આ મકાનનો અને મકાનના માલેકનો પણ માલેક હોય, તેમ વર્તે છે ! એનો અર્થ શો અને આ બધું તર્કટ શું છે ? "

" વિલાસવતી ! બસ કર ! મને તારા ઉપદેશની જરૂર નથી અને હું અત્યારે તારી પાસે ઉપદેશ શ્રવણ કરવા આવ્યો પણ નથી. હું તને કંઈ પણ કહેવા માગતો નથી. અત્યારે હું તને એટલુંજ કહેવા માટે આવ્યો છું કે, હું અત્યારે જેટલી રકમ કહું તે તું મને આપી એટલે મદનપાળ ભવિષ્યમાં તને કોઈ વખતે પણ પોતાનું મોં દેખાડશે નહિ. "

" તેની છાતીમાં મારવા કેટલું દ્રવ્ય જોઇશે ? રકમ કેટલી જોઇશે, તે તો મને જાણવા–સાંભળવા દો ! " વિલાસવતીએ તિરસ્કારપૂર્વક કહ્યું.

" રકમ બહુ મોટી છે. "

" પીટયો તે મદનપાળ ચાલ્યો ગયો કે નહિ ? "

" ના. તે હજુ દિવાનખાનામાં બેઠો છે. આજે તે પૈસાને માટે સખ્તમાં સખ્ત તગાદો કરે છે અને મારી પાસે હાલમાં એક ફૂટી બદામ પણ નથી. "

તે પોતાની કાળી પણ તીક્ષ્ણ નજરથી તેની તરફ જોતી જોતી બોલી:–" એનો અર્થ શો ? તે નીચ માણસે તમને પોતાની જાળમાં ફસાવેલા છે માટેજ તેણે તમારી સમક્ષ મને અપશબ્દો કહ્યા છતાં

પણ તમે તે સાંખી રહ્યા—એક શબ્દ પણ ન બોલ્યા; એટલુંજ નહિ પણ ઉલટું તેનો પક્ષ કર્યો ! મારે એમજ સમજવું કે કેમ ?"

સામંતે તેની ઉપર તિરસ્કાર ભરી નજર નાંખી કહ્યું—" તે જરા ઓછું વત્તું બોલ્યો તેમાં તને આટલું બધું ખોટું શાથી લાગ્યું તે હું સમજી શકતો નથી. તું કેટલી બધી પતિવ્રતા છે તે હું સારી રીતે જાણું છું. તારા પતિવ્રતની—સતિત્વની—વાત હું ભૂલી ગયો હઇશ એમ તું સમજે છે કે શું ?"

"દુનિયાની દ્રષ્ટિએ આપણું લગ્ન થએલ છે અને દુનિયાના લોકો એટલુંજ જાણે છે કે હું તમારી ધર્મપત્ની છું. એટલા માટે તમારે આવા બીભત્સ શબ્દો સાંભળી રહેવા ન જોઇએ."

"આપણું લગ્ન થઇ ગયું તેથી થયું શું ? મેં પતિ તરીકેના હક્કની માગણી તારી પાસે એક દિવસ પણ કરી છે ખરી કે ? મેં તે હક્ક એક દિવસ પણ ભોગવ્યો છે ખરો કે ? આ આપણું લગ્ન કેવી શરતે—કઇ શરતે—થયું તે તું ભૂલી ગઇ છે કે શું ? મને લાગે છે કે, તે શરત તું ભૂલી ગઈ હઇશ. એટલા માટે હું તને યાદ આપું છું કે, જ્યાં સુધી હું તારી ચાલચલણ તરફ ધ્યાન દેતો નથી ત્યાં સુધી હું શું કરૂં છું અને શું નથી કરતો ? તે બાબતમાં ચોકસી કરવાનો તારે બિલકુલ અધિકાર નથી એ સારી રીતે ધ્યાનમાં રાખજે !"

"એમ કે ? તો તમે પણ એટલું ધ્યાનમાં રાખજો કે, આપને દ્રવ્ય શા માટે જોઇએ છીએ તે જાણ્યા વિના મારા તરફથી એક ફુટી કોડી પણ મળવાની નથી."

"વિલાસવતી ! અબળા બુદ્ધિ ન ચલાવ. તારે જે કંઇ કહેવાનું હોય તે બહુજ ધ્યાનથી વિચાર કરીને કહેજે, નહિ તો પાછળથી પસ્તાઇશ. મેં મદનપાળની પાસેથી કરજે નાણાં લીધાં હતાં તે

અત્યારેને અત્યારેજ પાછાં આપ્યા વિના છૂટકો નથી. આટલું કરજ મને ચુકાવી દેવા દે; પછી તે ફરી આપણને પોતાનું મોંઢુ પણ દેખાડશે નહિ, એવું હું તને વચન આપું છું. તું ના કહીશ તો પછી તારૂં શું થશે......"

"હાં. ચલાવો—આગળ વધો. મારૂં શું થશે તે તો મને જાણવા દ્યો!" વિલાસવતીએ વચમાંજ પૂછ્યું.

"તો પછી હું પોતેજ ચૈતન્યદેવ મહારાજાની પાસે જઇ તેમની પાસેથી તેટલી રકમ માગીશ."

"જો તેઓ ના પાડશે તો?"

"તો મારે આ ભવ્ય મકાન ગિરવી મૂકીને અથવા વેચી કઇને પણ તેટલી રકમ ઉભી કરવીજ પડશે. પછી લેણદાર જો મારૂં તમામ ઘર અને સરસામાન લઈ જશે તો તેની પણ હું જરાએ પરવાહ કરીશ નહિ."

"તો તો પછી તમારે તેટલી રકમ એકઠી કર્યા વિના બીજો ઉપાયજ નથી, એમ લાગે છે. મને લાગે છે કે, તમે પહેલાં કાંઇક ભયંકર અપરાધ કર્યો હોવો જોઇએ અને તે વાતથી તે દારૂડિયો મદનપાળ જાણીતો હોવો જોઇએ. હાંહાં તેથીજ તેનો તમને ભય લાગતો હોય, એમ જણાય છે."

"શું ઘોર અને ભયંકર અપરાધ! રંડા બોલતાં બોલતાં ફાટી ગઇ. જા! પહેલાંથીજ મહારાજા ચૈતન્યદેવની રખાયત રંડા પણ હવે સરદારણ બનેલી તું! મારા ભયંકર અપરાધની બાબતમાં ચોકસી કરે છે એનો અર્થ શો? પોતાના યારના સમાગમથી થએલા બાળકને ખોળામાં લઈ તેનાં લાડ કરતી હતી, તેની તને ખબર નહી રહી હોય એમ લાગે છે......"

ભયથી કાળા ઠીકરા જેવી થઇ ગએલી મુખમુદ્રા કરી ઉતા-

વળથી તે બોલી—" સામંત, સામંત ! બસ કરો—બસ કરો ! એક બીજાનાં છિદ્રો કાઢવામાં કંઈ પણ ફાયદો નથી. પેલી તરફની પેટીમાં પુષ્કળ દ્રવ્ય પડયું છે, આ કુંચી લ્યો. તમારે જોઇએ તેટલું દ્રવ્ય તેમાંથી લઈ લ્યો, પણ એટલું તો જરૂર જરૂર કરજો કે તે પીટયાનું ફરીને મુખ જોવાનો આપણને વખત ન આવે."

સામંતે કુંચીઓ લેઇ તેણીએ બતાવેલી પેટી ઉઘાડી અને તેમાંથી પોતાને જોઇતી રકમ તેણે લઇ લીધી. સોનામહોરોથી ભરેલી થેલી હાથમાં લઇ તે તેના ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો.

સામંતના ચાલી ગયા પછી અર્ધા કલાક બાદ દાસી વિલાસવતીની પાસે આવી અને મદનપાળ ત્યાંથી ચાલ્યો ગયો છે એવી ખબર તેને આપી.

તે સાંભળી વિલાસવતી થોડી વાર સુધી સ્વસ્થ થઈ પડી રહી. પછી હવે " જવાનો વખત થઇ ગયો !" એમ કહી તે ઉઠી. તેણીએ પોતાના શરીરની ઉપરનો બહુમૂલ્ય પોશાક ઉતારી નાંખ્યો અને હલકાં વસ્ત્રો પહેર્યાં. પોતાની કોથળીમાં લગભગ ૫૦૦ સોનામહોરો ભરી લીધી ને તે કોથળી પોતાની કમ્મરે બાંધી લીધી. આખું શરીર ઢંકાઇ જાય તેવો એક કાળો ઝભ્મો ઓઢી લીધો અને પોતાનું મુખ ઢાંકી લીધું—ફક્ત બે આંખોજ ઉઘાડી રાખી. પછી પોતાના મકાનને લગતો બગીચો હતો તેમાં આવી અને ત્યાંથી તે બહાર નિકળી પડી.

## પ્રકરણ ૪૪ મું.

## વિલાસવતી વિષવૈદ્યને ત્યાં.

તે કેટલાક અંધકારથી છવાઈ ગએલા, સાંકડા અને ગલીચ રસ્તાઓ ઉપરથી ચાલી જતી હતી. પોતે યોગ્ય માર્ગેજ જાય છે,

પોતાને કોઇ જોતું નથી એવી પાકી ખાત્રી કરી લેવા માટે તે બહુજ હોંશિયારીથી આગળ પાછળ જોતી ઝપાટા બંધ ચાલી જતી હતી. આખરે તે એક ન્હાના પણ ભયંકર ઘર પાસે આવીને ઉભી રહી. ઘરનો દરવાજો બંધ હતો, તેની બીજી તરફ એક બારી હતી. તેના કમાડની ફાટમાંથી તેમાં થોડો પ્રકાશ પડતો હતો. તે ઉપરથી જણાતું હતું કે તે ઘરમાં દીવો બળતો હતો.

ઉક્ત ઘરની પાસે આવીને ઉભી રહેતાંજ વિલાસવતીએ એક વાર આજુબાજુ નજર નાંખી તે ઘરનું બહુજ સૂક્ષ્મતાથી અવલોકન કર્યું. પોતે જે ઘેર આવવા માગતી હતી તે ઘર એજ છે કે નહીં ? પોતાને જોઇતું ઘર એજ છે એવી ખાત્રી થતાંજ દરવાજા ઉપર તેણે થાપ મારી.

થોડો વખત દરવાજા ઉપર થાપ મારી તે ત્યાં ઉભી રહી છતાં દરવાજો ઉઘડયો નહીં એટલે તેણે બીજી વાર તે દરવાજા ઉપર થાપ મારી નહીં. કારણ કે દરવાજો ઉઘાડતાં અંદરના માણસને બહુજ વાર લાગે છે, એ વાત તે જાણતી હતી.

ફરી થોડોક વખત થઇ ગયો અને દરવાજો ઉઘડયો. દરવાજાની અંદર હાથમાં એક દીવો લઇ એક વૃદ્ધ સ્ત્રી ઉભી હતી. તેના વાળ પાકીને ધોળા રૂ જેવા થઇ ગયા હતા. મોઢામાં દાંત ન હોવાથી તેનું મોઢું બોખું અને જરા ભયાનક જણાતું હતું. તે એકાદ પિશાચ જેવી નિસ્તેજ દેખાતી હતી. વિલાસવતીએ તે બાઇનું નામ લઇ તેને હાંક મારી અને તેની પાછળ પાછળ તે ઘરમાં ગઇ.

તેણે ઘરમાં પ્રવેશ કરતાંજ તે ડોસીએ દરવાજો બંધ કરી લીધો. હાથમાં દીવો લઈ રસ્તો દેખાડવા તે આગળ થઈ. એક પછી એક એમ કેટલીક ઓરડીઓ ઓળંગી ગયા પછી તે ડોસી એક ઓરડામાં પેઠી અને વિલાસવતી પણ તેની પાછળ પાછળ તે ઓર-

ડામાં પેઠી. આ ઓરડામાં શું શું પદાર્થો પડ્યા હતા તેનું જરા વર્ણન કરવાની જરૂર છે.

આ ઓરડાના એક ખૂણામાં એક મોટું કબાટ હતું. તેને પાંચ સાત ખાનાં હતાં. દરેક ખાનામાં અનેક જાતની અને અનેક રંગની શીશીઓ પડેલી હતી. તેમાંની કેટલીક શીશીઓના મૂળ રંગજ કોઈ અજબ જાતના હતા. કેટલીક શીશીઓમાં ભરી રાખેલા કેટલાક પ્રવાહી પદાર્થોને લીધે તેના રંગ જુદી જુદી જાતના દેખાતા હતા. તે કબાટની સામેના એક ખૂણામાં એક જબરદસ્ત ભઠ્ઠી સળગતી હતી. તે ભઠ્ઠીની પાસે એક વૃદ્ધ ગૃહસ્થ બેઠો હતો. ભઠ્ઠી ઉપર એક અગન શીશીમાં એક જાતનો પદાર્થ શીજતો હતો. તેની ઉગ્ર ગંધ આખા ઓરડામાં પ્રસરી ગઈ હતી. ઓરડાના મધ્ય ભાગમાં એક મોટો પાટલો પડયો હતો. તેની ઉપર પણ કેટલીક જુદી જુદી જાતની અને જુદા જુદા રંગની શીશીઓ મૂકી રાખવામાં આવી હતી. તેની આજુબાજુ કેટલીક જાતની નવીન નવીન વનસ્પતિઓ, વનસ્પતિનાં મૂળ, ફૂલ, ફળ, પાન, છાલ, અંતરછાલ, ખાંડણી અને તરાજુ વિગેરે વૈદ્યના ઉપયોગમાં આવનારો જરૂરી સામાન અવ્યવસ્થિત રીતે પડયો હતો. કબાટ અને પાટલાની વચલી જગ્યામાં એક મોટી પાણીની કોઠી હતી. તેને લીધે ભઠ્ઠી તરફ જવાનો માર્ગ બંધ હતો. પાટલાની પાસેજ એક તાંબાનો બુરણો પડયો હતો. તેમાં આંખાની જે જગ્યા હતી તે જગ્યાએ મજબુત કાચ જડી દીધા હતા. ઓરડાના ત્રીજા ખૂણામાં એક મોટું પાંજરૂં પડયું હતું. તેમાં કેટલાંક સસલાંઓ પૂરી રાખેલાં હતાં. તેઓ પોતાનાં સુંદર અને નાજુક મુખ તે પાંજરાંના ગજની વચમાંથી કાઢી પોતાની સભય નજરે વિલાસવતી તરફ જોતાં હતાં. ચોથા ખૂણામાં એક મોટી પેટી પડી હતી. તે પેટીના ઢાંકણામાં હજારો નાનાં નાનાં કાણાં હતાં.

હવે અમે ત્યાં આવેલી ભઠ્ઠી પાસે બેઠેલા વૃદ્ધ ગૃહસ્થના સંબં-

ષમાં એ વાતો કહી વાર્તાનો આગળનો ભાગ શરૂ કરીશું.

તે ગૃહસ્થની ઉમ્મર લગભગ સાઠ વર્ષની હતી, તો પણ તેની પીઠ વાંકી વળી ગઈ નહોતી. એકાદ જુવાન માણસની જેમ તે ટટાર થઇ ભઠ્ઠી પાસે બેઠો હતો. આ માણસની નજર તદ્દન સ્થિર હતી. તે વાત કરતી વખત સામા માણસની ઉપર પોતાની નજર ટકાવી રાખતો. તે ડોક ન ફેરવે છતાં તેની નજર સામેના માણસ ઉપર રહી શકે તેમ હતું. તેના શરીરનો રંગ કાળો હતો. તેનું નામ ચતુરશર્મા હતું. તે વૈદ્યનો વ્યવસાય કરતો હતો છતાં પણ વિષવૈદ્ય તરીકે અવન્તિનગરીમાં તેની બહુજ પ્રસિદ્ધિ હતી.

તેને પેલી ડોસીએ વિલાસવતીના આગમનની ખબર આપતાંજ તેણે ભઠ્ઠી ઉપરથી પોતાની નજર ફેરવી અને વિલાસવતીને પૂછયું કે– "બાઇ તમે શા માટે આવ્યાં છો અને તમારે શું કામ છે ?"

"વૈદ્યરાજ ! લાંબી પ્રસ્તાવના ન કરતાં હું અહીં શા માટે આવી છું તેજ તમને એકદમ કહી દઉં છું. મારે એક જાતની દવા જોઇએ છે. તે દવાનું પરિણામ ચોક્કસ પણ ધીમે ધીમે તેમજ તે પરિણામ કોઇ જાતની દવાથી આવ્યું છે, તે કોઇના પણ જાણવામાં ન આવે એવી દવાની મારે જરૂર છે. કેમ, મેં કહ્યું તે આપના ધ્યાનમાં આવ્યું કે નહિ ?"

"હા બાઇ ! તારી શી ઇચ્છા છે તે મારા ધ્યાનમાં આવી ગયું છે. મારી પાસે એક પાણી જેવું પાતળું અને પારદર્શક ઔષધ છે. તે જો કોઇને આપવામાં આવે તો ફક્ત પાંચ ટીપાંથીજ તમામ કામ પાર પડી શકે તેમ છે."

"તે દવાનું પરિણામ આવતાં કેટલો વખત લાગે તેમ છે ?" વિલાસવતીએ ઉત્સુક થઇ પૂછયું.

"આ દવા જે માણસના પેટમાં જાય તે માણસનો બે મહિનામાંજ અંત થશે."

"આટલો વખત બહુજ થોડો છે. એટલી ત્વરાએ અંત આવે તો કદાચિત્ તે સંબંધમાં કોઇને શંકા ઉત્પન્ન થાય અને એમ થતાંજ મારૂં કૃત્ય જણાઇ આવે અને હું તિરસ્કારને પાત્ર થાઉં."

"બાઇ! તારા કહેવાનો જે ભાવાર્થ છે તે હવે મારા ધ્યાનમાં બરાબર આવી ગયો. તારી ઇચ્છા એક સ્ત્રીને પરલોકે પહોંચાડવાની છે અને તે સ્ત્રીને અથવા તો તેના ધણીને બિલકુલ શંકા પણ ન આવવી જોઇએ, એમ તું ચાહે છે."

"વૈદ્યરાજ! તમે જે સમજ્યા તે સર્વથા સત્ય છે. હવે આપ તેનું ઔષધ આપી શકશો કે નહિ?"

"વારૂ, પણ પહેલાં મેં તને જે દવા આપી હતી તેનો કેવોક ઉપયોગ થયો?"

"તે ઔષધ સારૂં હતું. એ ઉપરાંત હું તે દવાની બાબતમાં કંઈ પણ કહેવા માગતી નથી. તમે માગશો તેટલું દ્રવ્ય મારી પાસે તમને આપવા માટે તૈયાર છે. અત્યારેજ મેં ઉપર કહ્યું તે પ્રમાણેની દવા મારે જોઇએ છે. મને ફરી તમારી પાસે આવવાની સગવડ મળશે નહિ તેથીજ હું તમને પૂછું છું."

"હા. હા! જરૂર મળશે. એક ઔષધ હું એવું જાણું છું કે, તે પેટમાં ગયું એટલે બહુજ ધીમે ધીમે પ્રકૃતિનો નાશ થવા માંડે છે અને અંતે મનુષ્ય મરણ પામે છે. આ ઔષધ પેટમાં ગયું કે, ધીમે ધીમે ભૂખ મંદ થતી જાય છે. થોડા દિવસ પછી કંઠમાં શોષ પડવા માંડે છે. ધીમે ધીમે ઝીણો તાવ આવવા માંડે છે. પછી ક્ષયનાં સર્વે ચિહ્નો પ્રકટ થવા માંડે છે અને તે વ્યાધિ એટલે ક્ષય-

માંજ તે માણસની જીવનયાત્રા પૂર્ણ થઈ જાય છે. આ ઔષધ શરીરમાં ગયા પછી તેનો કાંઈ પણ ઉતાર છેજ નહિ. તેનાથી ઉત્પન્ન થએલા વ્યાધિ ઉપર કોઇપણ જાતની દવા કે ઉપાય ચાલી શકે તેમ નથી. તેમજ આ ઔષધને રંગ કે સ્વાદ બિલકુલ ન હોવાથી તે પેટમાં ક્યારે ગયું, એ પણ બિલકુલ સમજી શકાતું નથી."

ક્રૂર વૃત્તિની વૃદ્ધિ કરનારૂં આ ભાષણ સાંભળી વિલાસવતીના અંતઃકરણને અત્યંત આનંદ થયો તેથી તે બોલી—"વાહ—વાહ ! શાબાશ વૈદ્યરાજ ! મને તેવુંજ ઔષધ જોઇએ છે. જે દવા પેટમાં ગયા કેડે લગભગ વરસ દોઢ વરસ પછી તેનું પરિણામ આવે, એવી દવાની મારે આવશ્યકતા છે."

"ઠીક છે હું તને તારી ઇચ્છા પ્રમાણેની દવા આપીશ. તેવી દવા તૈયાર કરવા માટે એક પ્રહર જેટલો વખત લાગશે. તે દવા બનાવવાની રીત પણ જરા ચમત્કારિક છે. તે જોતાં જરા ગ્લાનિ થાય તેમ છે, તેથી હું તને પૂછું છું કે, શું તારાથી તેટલો વખત અહીં બેસી શકાશે ?"

"તે કૃતિ ગમે તેટલી ક્રૂર અને ગ્લાનિ ઉત્પન્ન કરે તેવી હશે તો પણ હું તે આનંદથી જોઈશ અને તે તૈયાર થશે ત્યાં સુધી અહીંજ બેસી રહીશ. તે બાબતમાં તમે જરાએ ચિંતા કે ફિકર કરશો નહિ !" વિલાસવતીએ દ્રઢતા દર્શાવતાં કહ્યું.



## પ્રકરણ ૪૫ મું.



### કાતિલ ઝેર.

ઉપર પ્રમાણેનું સંભાષણ થતાંજ તે વિષવૈદ્ય ભઠ્ઠી આગળથી હઠી ગયો અને મોટું કબાટ ઉઘાડી તેણે કેટલીક શીશીઓ કાઢી પાટલા

ઉપર મૂકી. ત્યાર પછી કેટલીક દવાઓ તોળીને અને કેટલીક વજન કરીને તેણે લીધી અને સાવધાનતાથી તે દવાઓનું મિશ્રણ કર્યું. પછી તે સસલાંઓના પાંજરા પાસે ગયો અને તે પાંજરામાંથી ગેલ કરતું એક સસલું તેણે બહાર કાઢયું. પછી તે વિષવૈદ્ય બોલ્યો–" બાઈ, આજ રાત્રે મારે ઘણીજ જાતના જુદા જુદા પ્રયોગો કરી જોવાના છે, તેથીજ મેં ખાસ કરીને આ સસલાં એકઠાં કરી મંગાવ્યાં છે. તેમજ તે પ્રયોગોને માટે જરૂરનાં એવાં ઘણાં ખરાં પ્રાણીઓ એકઠાં કરી પેલી સામે જે પેટી પેલા ખૂણામાં પડેલી જણાય છે, તેમાં ભરી મૂકયાં છે." એટલું કહી તે હજારો કાણાં જેના ઢાંકણા ઉપર પાડેલાં છે, તે પેટીની પાસે ગયો.

વિલાસવતી પણ અતિશય ઉત્સુકતાથી તે પેટીની પાસે ગઇ. તેમાં પૂરી રાખેલાં પ્રાણીઓને જોઇ તે એકદમ ચમકીને પાંચ સાત પગલાં પાછી ખસી ગઈ. તે પેટીમાં કેટલીક જાતનાં ભયંકર અને વિષારિ પ્રાણીઓ પડયાં હતાં. પેટી ઉઘડતાં થએલા ખખડાટથી તેઓ જાગૃત થઇ ગયાં અને હિલચાલ કરવા લાગ્યાં. પોતાની ભયાનક દ્રષ્ટિ વડે ક્રોધિત થઇ તેઓ બહારનાં માણસો તરફ જોવા લાગ્યાં.

વિલાસવતી જરા ડરી. તે જોઇ વિષવૈદ્ય જરા હસ્યો. પછી તેણે બેધડકપણે પેટીમાં હાથ ઘાલ્યો અને એક મહાન્ વિષધર–સર્પ તેણે બહાર કાઢયો. તે સર્પ ક્રોધથી ફૂંફાડા મારતો હતો. વૈદ્યે તેને બહાર કાઢતાંજ તેણે તેના હાથને સજ્જડ ચુડ ભેરવી. આ ભયંકર બનાવ જોઇ વિલાસવતી બોલી–' અરે વૈદ્યરાજ ! કૃપા કરી હવે આ તમારો ખેલ બંધ કરો ! "

વૈદ્ય પણ સ્મિતહાસ્ય કરી બોલ્યો–" અરે બાઈ! આમાં ભયંકર જેવું કંઇ પણ છેજ નહિ. આ સર્પ જો કે ભયાનક છે ખરો પણ તે મને જરાએ પીડા કરવાનો નથી." એમ કહી પોતાને હાથે વિંટાઇ

મએલા તે સર્પને કાઢી તેણે પેટીમાં નાંખ્યો અને પેટી બંધ કરી.

ત્યાર પછી વિલાસવતીએ વિષવૈદ્યને પૂછ્યું—"કેમ વૈદ્યરાજ ! આ સર્પનું ઝેર કાઢી તો લીધું નથી ને ?"

"બાઇ ! આવા વિષધર–સર્પો આખી દુનિયામાં પણ મળી શકે તેમ નથી. આજે સૂવાને માટે જતા પહેલાં મારે તેમાંથી તમામ ઝેર કાઢી લેવાનું છે. તું અહીં આવી ત્યાર પહેલાંજ એક વનસ્પતિનો રસ મેં મારા હાથને ચોપડી દીધો છે. તે વનસ્પતિ સર્પને બિલકુલ રૂચતી નથી. તેનો જરાએ વાસ સર્પને આવે કે તેઓ કરડવામાં તદ્દન અશક્ત થઈ જાય છે."

એટલું કહી વૈદ્યે પુનઃ પોતાના પ્રયોગનો પ્રારંભ કર્યો. તેણે ગેલ કરતા એક સસલાને પકડયું. તેનું શરીર પોતાના બન્ને પગ વચ્ચે દબાવી થોડા વખત પહેલાં તૈયાર કરેલા મિશ્રણમાંથી થોડુંક તેને પાઇ દીધું. પછી તેને છોડી મૂકયું. તે સસલું પહેલાં તો તે વિષવૈદ્યના ઓરડામાં આનંદથી ગેલ કરવા લાગ્યું; પણ ધીમે ધીમે તેની ગતિ મંદ થવા લાગી. તે પોતાના પગ પણ મહા મુશીબતે ઉપાડવા લાગ્યું. આખરે તે એક જગ્યાએ ઉભું રહી ગયું. તેની શક્તિ ધીમે ધીમે હરાઈ જવા લાગી અને તે ચાલતું ચાલતું વિલાસવતીના પગ પાસે આવી એકદમ પછડાઈ પડયું. ધીમે ધીમે તેના શ્વાસોશ્વાસ બંધ થવા લાગ્યા. એટલું થયું છતાં પણ તે સસલું એક પણ બૂમ પાડી શકયું નહિ અથવા તો તેને કોઈ જાતનું દુઃખ થયું હોય તેવાં ચિહ્નો પણ જણાયાં નહિ. કંઇ પણ ગડબડ ન કરતાં બિલકુલ શાન્તપણે તે ઉંઘી ગયું હોય તેમ જ્યાં પડયું હતું ત્યાંને ત્યાં તેણે પ્રાણ ત્યાગી દીધો.

આ કૃત્ય થતું હતું ત્યારે તે વૈદ્યે પાણીની કુંડીમાં એક ઘટિકા યંત્ર મૂકી દીધું હતું. તે ઉપરથી તેને લાગ્યું કે—સસલાને દવા આપ્યા

પછી તેનો પ્રાણાન્ત થતાં વચમાં બરાબર ચાળીસ પળ જેટલો સમય લાગ્યો.

"આ ઉપરથી લાગે છે કે હજુ ઔષધ જરા તીવ્ર છે અને આના કરતાં પણ સૌમ્ય ઔષધની તારે જરૂર છે. કેમ બાઈ ખરૂંને? હવે તારે જોઇએ છે તેટલું આ ઔષધને સૌમ્ય કરવામાં જરા વખત લાગશે. બાઈ! હવે તું ભૂમિ ઉપર મૂખ રાખીને સુઈ રહે."

વિષવૈદ્યનું આ કથન વિલાસવતીને જરા અજાયબી ભરેલું લાગ્યું. પણ તે વૈદે તરતજ સર્વ બારીઓ ખુલ્લી કરી નાંખી અને તૈયાર થયેલું મિશ્રણ એક લોઢાના પાત્રમાં નાંખી તે પાત્ર ભઠ્ઠી ઉપર ચઢાવી દીધું. પછી તેણે પેલો તાંબાનો બુરખો પહેરી લીધો અને ભઠ્ઠીમાંનો અગ્નિ જરા પ્રદીપ્ત કર્યો. એ ઉપરથી તે ઔષધમાંથી નિકળનારી વરાળ પોતાના મુખમાં ન પેસી જાય માટે તેણે–વિષવૈદ્યે પોતાને સુઇ રહેવાનું કહ્યું હતું એ વાત તરતજ તેના ધ્યાનમાં આવી ગઇ. વૈદે પાથરવા આપેલ બનુસ લઇ ત્યાં પાથરી તે તેના ઉપર સુઈ રહી. સૂતાં સૂતાંએ તે તે વૈદ્યની કૃતિ બહુજ ધ્યાનપૂર્વક જોવા લાગી. વૈદ્યનું તમામ ધ્યાન તે ભઠ્ઠી ઉપરના ઔષધ તરફ હતું. તે ધ્યાનપૂર્વક અગ્નિને ઓછો વત્તો કરે જતો હતો.

વૈદે પોતે તાંબાનો બુરખો પહેરેલો હોવાથી તેનો દેખાવ બહુજ ભયાનક લાગતો હતો. તે વૈદ્ય કોઇ માણસ નથી પણ એક પિશાચ છે અને સ્મશાનભૂમિમાંથી અહીં આવી હર ફર કર્યા કરે છે અરે! બેઠો છે એવો ભાસ વિલાસવતીને થવા લાગ્યો; પણ તેની હિંમત અખૂટ હોવાથી તે જરાએ ગભરાઈ કે ભય પામી નહીં.

ભઠ્ઠી ઉપર ઉકળી રહેલા વિષારિ ઔષધમાંથી નિકળતી વરાળનો રંગ ક્ષણે ક્ષણે બદલાતો હતો. તે વરાળ વાયુદ્વારાએ ઉપર ચઢતી હોવાથી દરેક ક્ષણે તેના આકારો ભિન્ન ભિન્ન પ્રકારના

દેખાતા હતા. તેથી જુદી જુદી જાતના વેશ લીધેલા પિશાચો આખા ઓરડામાં નૃત્ય કરી રહ્યા હોયની ! એવો ભ્રમ વિલાસવતીને થયા વિના રહ્યો નહિ.

ઉત્તરોત્તર તેની કલ્પના સૃષ્ટિને ઉભરા આવવા લાગ્યા. તે જેમ જેમ વૈદ્યની કૃતિ તરફ બારીકાઇથી જોવા લાગી તેમ તેમ તેની વૃત્તિ વધારેને વધારે વિચિત્ર થવા લાગી. પોતે ભય તો પામતી નથી એવી તેને ખાત્રી હતી છતાં પણ તેનું આખું શરીર થર થર કાંપતું હતું. તેના આખા શરીરમાંથી પરસેવો ફુટી નિકળ્યો હતો. ધીમે ધીમે પોતાની દ્રષ્ટિ મંદ થતી જાય છે, એવો વિચાર તેના મનમાં આવવા લાગ્યો, તેથી તે પોતાથી બને તેટલી હિંમત રાખી તે વૈદ્યની કૃતિ તરફ જોવા લાગી.

એક તરફ ભયંકર સર્પો ફુંફાડા મારે છે, બીજી બાજુએ પડેલા પિંજરામાંનાં સસલાંઓ પોતાના આનંદી સ્વભાવને ભૂલી ગયાં અને ભય પામીને—ખિન્ન થઇને દબાઇ ચંપાઇ પીંજરાના એક ખૂણામાં ભરાઇ ગયાં છે. પોતે વૈદ્યરાજ પણ એક પિશાચની જેમ હાથ ઉંચા નીચા કરી ચાળા કરે છે, જાણે તેની આજ્ઞા મુજબ વિષારિ ઔષધમાંથી નિકળતી વરાળો દ્વારાએ ઉત્પન્ન થએલી નાના પ્રકારની આકૃતિઓ આખા ઓરડામાં નાચી કુદી બારીઓ અને દરવાજામાં થઇ બહાર નાસી જાય છે, એમ તેને ભાસ થયો.

ધીમે ધીમે તેનાં નેત્રો વધારેને વધારે જડ થતાં ગયાં અને આખરે તે મિંચાઇ પણ ગયાં. તેથી તેની આંખો સમક્ષ દેખાતો ભયંકર દેખાવ અલોપ થઇ ગયો. વિષારિ ઔષધમાંથી નિકળતી વરાળોમાંથી થોડાક અંશે તેના શ્વાસોશ્વાસ દ્વારાએ મસ્તકમાં પ્રવેશ કર્યો, તેની અસરથી તેના ઉર ઉદધિમાં નાના પ્રકારના તરંગો ઉછળતા હતા. પણ તેની અસર ધીમે ધીમે ઓછી થવા લાગી હતી.

થોડી વાર પછી તેની સ્થિતિ તંદ્રામય થઇ. તે આંખો મિંચેલીજ રાખી એ ચાર પળ શાન્તપણે પડી રહી. થોડી વાર પછી તે ફરી વિચાર વમળમાં ગોથાં ખાવા લાગી. પોતાની આસપાસ પ્રત્યક્ષ પિશાચોજ નૃત્ય કરે છે, એવો દેખાવ આંખો મિંચેલી હતી છતાં પણ—પ્રત્યક્ષ દેખાવા લાગ્યો. તે પિશાચોમાં કેટલાક રાક્ષસો જેવા જણાય છે, કેટલાક અર્ધા રાક્ષસ જેવા અને અર્ધા સર્પ જેવા દેખાય છે, કેટલાકના દેહ તો ફક્ત હાડપિંજર જેવા હતા જેમાં રક્ત કે માંસનું બિલકુલ નામ પણ ન હતું અને પોતાના છિન્ન ભિન્ન અવયવો વડે એક બીજાને આલિંગન આપતા મસ્તકની ખોપરીને લગતી આંખોના ખાડાઓમાંથી એક બીજા તરફ જોઈ રહ્યા છે, એવો દેખાવ ત્યાં વિલાસવતીને દેખાવા લાગ્યો. એટલું બધું દેખાયું છતાં તે કઠોર હૃદયની કામિની ગભરાઈ કે ભય પામી નહીં.

ફરી તેને નીચે પ્રમાણેનો દેખાવ દ્રગ્ગોચર થયો:—જાણે કે પેલી વિષમય ભયાનક પ્રાણીઓથી ભરેલી પેટીનું ઢાંકણું ઉઘડી ગયું છે, તેમાંના વિષધર સર્પો એક પછી એક એમ અનુક્રમે બહાર પડી પોતાની ઉપર હલ્લો કરે છે અને પોતાના તીક્ષ્ણ દાંતથી મને કરડે છે, એવો ભ્રમ થતાંજ ભયથી તેની જીભ વળી ગઈ અને અસ્પષ્ટ શબ્દો તેના મુખમાંથી બહાર પડવા લાગ્યા. એના કરતાં પણ સ્પષ્ટ અને વધારે જોરથી પોતાના મુખમાંથી શબ્દો બહાર પડવા જોઇએ, એવી તેની ઇચ્છા હતી. પણ તે જેટલા જોરથી શબ્દો મુખમાંથી બહાર કાઢવા કોશીશ કરતી હતી તેટલા જોરથી તેનાથી શબ્દો ઉચ્ચારી શકાતા નહોતા. ભયનો પરમાવધિ થવાથી તે એકદમ જાગૃત થઇ ગઇ અને આંખો ઉઘાડી ચારે તરફ જોવા લાગી. તેજ વખતે ભઠ્ઠીમાં બળતો પ્રચંડ અગ્નિ મંદ થઈ ગયો હતો. વૈદે ભઠ્ઠી ઉપરથી લોઢાનું પાત્ર નીચે ઉતારી લીધું હતું. તેમાંથી વરાળ હવે બહુજ ઓછી નિકળતી હતી તેથી તેને ગાળી લેવાનાં સાહિત્ય એકઠાં

કરી પાત્રમાંની દવા ઠંડી થવાની તે વાટ જોતો બેઠો હતો. તેણે પોતાના મુખ ઉપરથી ટોપ કાઢી નાંખ્યો હતો અને તેના મુખ ઉપર સ્પષ્ટપણે પ્રેતકળા છવાયેલી જણાતી હતી.

વિલાસવતી નિદ્રામાંથી જાગૃત થઇ પોતાની તરફ જોઇ રહી છે તે જાણતાંજ વૈદ્યે તેને કહ્યું–"બાઈ! તારી ઇચ્છા પ્રમાણેનું આ પ્રાણહારક ઔષધ તૈયાર થઈ ગયું છે."

વૈદ્યે ઉચ્ચારેલા શબ્દો વિલાસવતી સાંભળી શકી ખરી પણ તેનો ઉત્તર તે વૈદ્યને તત્કાલ આપી શકી નહીં. પોતાને સ્વપ્નમાં દેખાયેલા ખરેખરા સર્પો પોતાની આસપાસ છે તો નહીંને? એવી પોતાના મનની ખાત્રી કરી લેવા માટે તેણે પહેલાં પોતાની આસપાસ જોયું. પછી તે બનુસ ઉપરથી ઉઠીને બેઠી થઈ. ધીમે ધીમે તેનું ચિત્ત ઠેકાણે આવ્યું અને પોતે જોયેલો દેખાવ ખરેખરો નહીં પણ તે એક પ્રકારનો ભ્રમ હતો, એમ તેના મનમાં આવવાથી તેને બહુ સમાધાન અને શાંતિ થઇ.

"વૈદ્યરાજ! મને સુતીને બહુજ વખત થઇ ગયો ખરૂંને?" વિલાસવતીએ વૈદ્યને પૂછ્યું.

"બરાબર બે ઘડી! વિષની વરાળે થોડા અંશે તારા મસ્તકમાં પ્રવેશ કર્યો હતો તેથી તને ઉંઘ આવી ગઇ હતી, પણ જાગૃત થવા પહેલાં તું શું બબડતી હતી?"

"હું ખરૂંજ કહુંછું કે અત્યારે મને બહુજ ભયંકર સ્વપ્ન આવ્યું હતું. વૈદ્યરાજ! આવું ભયંકર સ્વપ્ન મેં કોઈ દિવસે મારા આખા જન્મારામાં પણ જોએલ નથી." વિલાસવતીએ કહ્યું.

"બાઇ, શાન્ત થા! એમાં કાંઇ પણ અજાયબી પામવા જેવું નથી. આ ઓરડાનો ભયાનક દેખાવ અને તેમાં પણ ઔષધની અસર એ કારણથી તને તેવું સ્વપ્ન આવે એ મનવા જોગ છે."

"રાત ઘણીજ થઇ ગઇ છે. વૈદરાજ! દવા તો તૈયાર થઈ ગઇને!"

બનાવેલી દવા ઠંડી થઇ ગઈ. વૈદે દવા ગાળી લઇ એક નાનકડી શીશીમાં ભરી. તે શીશી તેને આપતાં તે વિષવૈદ્ય સ્થિર દ્રષ્ટિએ બોલ્યો–"આ દવાનાં ફક્ત છજ ટીપાં જે માણસના પેટમાં જશે તે માણસ વરસ દોઢ વરસમાં મરીજ જવો જોઇએ. બાઈ આ તરફ જો; અગ્નિસંસ્કાર કરવાથી આ ઔષધ બિલકુલ રંગહીન અને રૂચી-હીન થઈ ગયું છે. આ ઔષધ કોઇ પણ જાતના પ્રવાહી પદાર્થમાં સ્હેજે મેળવી શકાય તેવું છે અને તે પદાર્થનો ઉપયોગ કરનારને તે બાબતની કંઈ પણ ખબર પડી શકે તેમ નથી અને શંકા પણ આવે તેમ નથી."

"ઠીક છે. આ લ્યો તમારી દવાની કિંમત!"

એમ કહી વિલાસવતીએ જે સોનામહોરોની કોથળી પોતે લાવી હતી તે કોથળી વિષવૈદ્યને આપી દીધી. પોતાના અનુમાન કરતાં પણ તે કોથળીમાં ઘણુંજ વધારે દ્રવ્ય જોવાથી તેને બહુજ હર્ષ થયો અને સદૈવ તેની સ્થિર રહેનારી દ્રષ્ટિ પણ આનંદના આવેશમાં આવી જઇ ચમક ચમક ચમકવા લાગી. દ્રવ્યપ્રાપ્તિ થવાથી થએલા આનંદની આગળ તે વિષવૈદ્યને પોતે કરેલા પાપકર્મનું જરાએ સ્મરણ પણ રહ્યું નહિ.

દુનિયાનાં તમામ જાલિમ વિષો એકત્ર કરવામાં આવે તો પણ જે વિષસામર્થ્યને પહોંચી શકે નહિ, એવા જાલિમમાં જાલિમ ઝેરની શીશી પોતાની ચોળીમાં બહુજ સાવચેતીથી સાચવીને મૂકી અને વિલાસવતી તે ચતુરદત્ત વિષવૈદ્યના ઘરમાંથી બહાર નિકળી, પોતાની આસપાસ નજર નાંખતી ઝપાટાબંધ પોતાના મકાને આવી પહોંચી.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

તૈયાર છે !　　　　　　　　　　　　　તૈયાર છે !

છપાઇ બહાર પડી ચુકી છે

## વિવિધ કાવ્યોની પ્રસાદી.

ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક, વક્તા અને કવિ શ્રી
વસનજી દયાળજી ગણાત્રા ( વસંત )ની ગઝલો
તેમજ તેમનાં બીજાં રસમય, ભાવનામય
અને બોધક કાવ્યોનો અપુર્વ સંગ્રહ.

# વસંત-વિહાર.

વસંતની કેટલીક ગઝલો તેમજ આકર્ષક કાવ્યો, સુપ્રસિદ્ધ વર્ત્તમાનપત્ર 'ગુજરાતી' 'વડોદરા વર્ત્તમાન' વગેરે જેમણે વાંચ્યાં છે તેમને તેની ઉત્તમતાની સંપૂર્ણ ખાત્રી છે. પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય, શૃંગાર, સાહિત્ય, ધર્મ વગેરે અનેક વિષયો ઉપરની ગઝલો તેમજ કાવ્યો આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. સુંદર સફેત ચીકણા કાગળ પર મનહર છપાઈ, પાકું સોનેરી પુંઠું હોવા છતાં **કીંમત** માત્ર રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.